પ્રમાણે કહીએ છીએ તે માત્ર તત્વ દષ્ટિએ એમ છે માટેજ કહીએ છીએ વિશ્વની વ્યવસ્થા અને આત્માની ઉન્નતિનો ક્રમજ આ પ્રમાણે ગોઠવાયો છે, એના પ્રતિપાદનરૂપે, (Statement of fact) કહીએ છીએ. દુખવાદી હોવાને બદલે ઉલટુ અમે તો એમ માનીએ છીએ કે આ બધો જીવન-કલહ, કષ્ટ, કટુ અનુભવોની પરપરા એ બધુ અનિવાર્ય અને આત્માની ઉન્નતિ માટે આવશ્યક છે. યુગની અભિવ્યકિતમા એ બધા અનિવાર્યપણે આવશ્યક તત્વો છે

હવે આપણે આપણા ચાલતા વિષય ઉપર આવીએ, આ સકિત રહિત કર્મદ્વારા ઈશિત્વ પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા મુમુક્ષુએ પ્રથમ જે કોઈ ભાવનાનુ પોતાના હૃદય સાથે ઐકય કરવાનુ છે તે આ છે -તેમણે જાણવુ અને અનુભવવુ જોઈએ કે તેઓ વિશ્વની આ અનતયોજનામા, તેના એક વિભાગ તરીકે છે પ્રાણીમાત્રને આ જીવનલીલામાં પોતપોતાનુ વ્યાજબી સ્થાન છે અને પ્રાણી માત્રે પોતપોતાનો ભાગ આ વિશ્વના નાટયમંચ ઉપર ભજવવા જોઈએ, અને તે સાથે આતર દષ્ટિમાં નિરતર એટલુ સત્ય ધારણ કરી રાખવુ જોઈએ કે જે ભાગ ભજવવાનો તેને પ્રાપ્ત થયો છે તે ભાગ ગમે તેટલો મહાન હોય, અગર તે મહાન વ્યાપારી, અધિકારી, નૃપતિ કે ચક્રવૃત્તિનો હોય, તો પણ છેવટે તો તે અખિલ યોજનાનો એક કટકો માત્ર છે. સમગ્ર ઘટના । એક અણુ માત્ર છે, અનત સૈનિકો માહેનો એક સીપાઇ માત્ર છે, અને તે રૂપે ઉપયોગી થવાને તેણે તૈયાર રહેવુ જોઈએ. તે ગમે તેવો મહાન હોય પણ આ આખી ઈમારતનો તો એક પથ્થર વિશેષ છે અને એ પથ્થર પાયા રૂપે યોજાયો હોય કે ઈમારતની વચમા કે મથાળે ચણાવાનો હોય છતા તે

આપણે જે કાર્ય માટે નિર્માયા છીએ તે કાર્યની સિદ્ધિ અર્થે વપરાવા માટે આપણે તૈયાર ન રહીએ તો આ યોજનાની મધુર બંસીના શ્રુતિમનોહર સુરમા બેસુરાપણુ ભળવાનુ, ત્યાં તુટ પડવાની, ઘસારો ઉત્પન્ન થવાનો, દુઃખ અને દર્દના કારણો રચાવાના આપણે જુદાપણાનું અભિમાન અને અહત્વ દૂર રાખી, અખિલતામાં ઉપયોગી થવા તત્પર બનવુ જોઇએ. અમે જાણીએ છીએ કે અમે આ નિર્બળ અને ગરીબ વાણી દ્વારા અમારા આશયનું મુદ્દલ પરિસ્ફોટન કરી શકતા નથી આ વાક્યો અમારા હ્રદયમા રહેલા અર્થ સાથે સરખાવતા ઉભય વચ્ચે નહી ભાંગી શકાય તેટલુ મહાન અંતર રહે છે. છતા એટલો તો અમને વિશ્વાસ છે કે જે પક્વ હ્રદય માટે અ સત્ય-પ્રતિપાદન અક્ષરાત્મકપણું ગ્રહણ કરે છે, તે હ્રદય, અમારા હ્રદય માંહેના અર્થને તુર્તજ સમજી જશે, અને કદાચ અમારા આ નિર્બળ પ્રયત્ન માટે હસશે પણ ખરા, અને છતાં એ મુદ્દો સ્પષ્ટ કરવામાં અમે અચકાશુ નહી કાર્યની કઠીનતા જોઇને કાર્યને પડતુ મુકવુ યોગ્ય નથી અમારા ભાગ જે ફાળો આવ્યો છે તે અમારે પણ અમારાથી બની શકે તેટલો સારામાંસારી રીતે બજાવવાના ઉદ્યોગમા કચાશ રાખવી નજ જોઇએ

આપણુ જીવન આપણા એકલાજ માટે નથી પરતુ સર્વના માટે છે, આપણે સર્વ સાથે સબધવાળા છીએ, એ ભાન કદાચ આપણને વર્તમાનમા બહુ ગૌણપણે અનુભવાતુ હશે, છતા તત્વદ્રષ્ટીએ જોતા વ્યકિતજીવન, સમષ્ટિજીવન સાથે અત્યંત નિકટ ભાવે જોડાએલુ છે; અને જનસેવા, પરોપકાર પ્રેમ, દયા, આદિની સુદર ભાવનાઓ એ સત્ય ઉપરજ અવલબીને રહેલી છે. જો આ વિશ્વનુ પ્રત્યેક વ્યકિતગત જીવન

રૂપે નિરાળું પ્રતીત થયાં છતાં પણ અખિલ જીવનથી ભિન્ન નથી, આ પ્રકારની સર્વ જીવનની એકતાનું ભાન ઉદય થયા વિના આત્મા અન્ય આત્માઓના હિત માટે, સેવા માટે, કાંઈ પણ યથાર્થ સ્વાર્પણ કરી શકતો નથી. દયા, પરોપકાર, અનુકંપા, પ્રેમ, માયાળુપણું એ બધાનું વાસ્તવ અવલંબન આ આંતરિક એકતાના સંબંધ ઉપર રહેલું છે. એ સંબંધનું ભાન અથવા ઉપયોગ જો કે આપણી આ અવસ્થામાં વ્યક્તપણે આપણે અનુભવી શકતા નથી, પરંતુ આત્માનો જે કાંઇ સ્વાભાવિક ધર્મ છે, તે પ્રતિ તેનો વેગ નિરંતર રહ્યાજ કરે છે. ડાહ્યા પુરૂષોએ વેગનું નિદાન સમજીને જે સંબંધમાંથી તે વેગ ઉદ્દભવ્યો હોય છે તે સંબંધનું ભાન સ્પષ્ટપણે પોતામાં ઉદયમાન કરવા, અને તેનું રહસ્ય પોતાના હૃદયમાં સ્થાયી ભાન રૂપે કાયમ રાખવા ઉદ્યમશીલ રહે છે આથી અમે કહ્યું છે કે આપણું જીવન માત્ર આપણા પોતાનાજ વ્યક્તિ વિકાસ અર્થે નહી પરંતુ સર્વના વિકાસ અને શ્રેય અર્થે સમર્પાવું ઘટે છે આજ કારણથી આ વિશ્વની યોજના એવા પ્રકારે ઘડાએલી જણાય છે કે એક જીવનની અસર અન્ય જીવન-ખંડો ઉપર નિરંતર થયાજ કરે છે. અને તેમાંથી સમસ્ત યુગની પ્રગતિ ઉપજી આવે છે આસક્તિ રહિત કર્મ કરનાર મહાનુભાવે આ વિશ્વની પરમ અદ્દભુત યોજનાનું સ્વરૂપ સમજવું જોઇએ અને જેટલે અંશે તે યથાર્થપણે સમજી શકાય તેટલા અંશે તે વ્યક્તિ જીવનના ભાન રૂપી બંધનમાંથી મુક્ત થઇ સમષ્ટિ જીવનના વિશાળ, બહુવ્યાપી, ભવ્યત્તર જીવનનો ભોક્તા બની શકે છે વાસ્તવમાં બંધન અને મુક્તિ એ સ્થળાંતર રૂપે નથી, પણ ઉપયોગના, ભાનના (consciousness), જ્ઞપ્તિના, ઉચ્ચત્તર

જો કે પ્રભુની દ્રષ્ટિ હજી તેને પ્રાપ્ત થઇ હોતી નથી, છતાં એટલુ તો તે ચોકસપણે માનતો હોય છે કે પોતાની અલ્પ સમજણવાળી દ્રષ્ટિએ જે કાંઈ ભાસે છે તે અખિલ સત્ય નથી પરતુ એક ટુકા પ્રદેશમાં, અમુક દેશકાળની અવધિ પર્યંત, પોતાના માટે તે ખડ સત્ય રૂપે છે, અને તે સાથે તેનુ હ્રદય હમેશા એવા ભાવનો વિલક્ષણ આનદ ભોગવ્યા કરતુ હોય છે કે, મારી નજરે અમુક પ્રસગ ગમે તેવા સુખ દુ ખના અર્થવાળો ભાસે, છતાં પ્રભુની અનંત જ્ઞાન યુકત દ્રષ્ટિમા તે પ્રસગ મારૂં શ્રેય કરનાર અને પરિણામે પરમ સુખમયજ છે.

અને આથી આસકિત રહિત કર્મ કરનાર ખરો જ્ઞાની કોઇ દીવસ કોઇ જાતની ફરીયાદ કરતો નથી, તે જાણે છે કે છેવટને સરવાળે બધુ ઠીકજ થવાનુ છે વળી તે જાણતો હોય છે કે, મારે ભાગ જે કર્તવ્યનો ફાળો આવેલો છે તે કર્તવ્ય મારી પોતાની ટુકી દ્રષ્ટિએ કદાચ અકિંચિત્કર ભાસતુ હોવા છતા, આ મહાન યોજનામાં કાંઇક અર્થપૂર્ણ ઘટના રચવામા તે નિમિત્ત ભૂત થવા નિર્માએલી છે, અને તેથી તે મહાનુભાવ હસતા મુખે એ કર્તવ્યમાં જોડાય છે જેઓના હ્રદયમા આ પ્રકારની શ્રધ્ધા નથી હોતી, તેઓ અનત જ્ઞાનવડે રચાએલી એ ઘટનાની ઉપયુકતતા સામે બળવો ઉઠાવે છે, અને તેની વિરૂધ્ધ પોતાને પ્રાપ્ત થએલા બુધ્ધિ શકિતવડે બનતા વિઘ્નો નાખે છે જો કે, તેમની વિરૂધ્ધતા કે બળવો કાંઇ લાબો કાળ દૈવી સત્તા કે યોજના સામે નભી શકતા નથી, છતાં અણસમજુ લોકોને તે યોજનાની સામે પોતાનો અણગમો જાહેર કરવાની અને પોતાની મતિથી એ ઘટના વિશ્વના કે પોતાના કલ્યાણઅર્થે નિરૂપયોગી અથવા હાનિકારક હોવાની મૂર્ખાઇનું જાહેરનામુ ફેર-

નથી જો તેવુ હોત તો તેમના હૃદય ભાવોનુ આ સ્થળે
દિગ્દર્શન આપવા, અને તેમ કરીને અમારી દલીલનુ સમર્થન
કરવા અમે શકિતમાન થાત પરંતુ યુરોપ અને અમેરીકાના
અનેક મહાન પુરૂષો, પ્રવૃતિમા ગમે તેટલા નિમગ્ન હોવા છતાં
પોતાના હૃદય-ભાવોને અક્ષરાત્મક કરવાની તક લે છે અમારા
વાચવામા એવુ એક ચરિત્ર આવેલુ છે, તેમાંથી આ સ્થાને
થોડુંક અવતરણ કરીશુ ઉદ્યોગનો પિતા ગણાતો એક અનર્ગળ
ધનનો સ્વામિ એક સ્થાને એવા ભાવનુ લખે છે કે " લોકો
મારા સબંધમાં એવુ માને છે કે, હું અત્યંત પ્રબળ ચારિત્રવાન
વ્યકિત છુ, અને દુનિઆને જ્યારે ખ્યાલ પણ ન હોય ત્યારે
હુ અદ્દભૂત યોજનાઓ અને ઘટનાઓનું નિર્માણ કરતો હોઉં
છુ આ લોકોની માન્યતા સાવ ખોટી છે. હુ દૂરદર્શી એવો મુદ્દલ
નથી મારી આસપાસના સમુદાય કરતાં મારામા કશુજ અધિક
નથી ઘણીવાર તો હુ એક વખતે એક પગલા કરતા અધિક દૂર
જોઇજ શકતો નથી, તેમ છતા મને એમ ભાસ્યા કરે છે કે મારા
મનના કોઇ અગોચર પ્રદેશમા બધીજ યોજનાઓ તૈયાર રહેલી
છે, અને વખત આવ્યે તે મને તેની મેળે સુઝી આવશે, મને
એમ જણાય છે કે, જાણે હુ કોઈ શેત્રંજની રમતનુ સોગઠું
છુ અને કોઈ મહત્તર સત્તા, વિશ્વના પ્રાણી પદાર્થોમાં કોઈ શુભ
અવસ્થાતર ઉપજાવવા માટે, મને સાધન તરીકે વાપરે છે. આ
અવસ્થાતરો કે પરિવર્તનો શુ હશે તેની કશી રૂપરેખા મારા હૃ-
દયમા નથી વળી તે સાથે એવુ તો હુ મુદ્દલ માનતો નથી કે
મારામા કોઇ ઉચ્ચગુણોના કારણથી ઈશ્વરની મારા ઉપર ખાસ
મહેરબાની છે મને શરમ છોડીને કહેવા દ્યો કે મારામાં બીજામાં
ન હોય તેવુ કશુજ નથી હુ કોઇ જાતની ખાસ કૃપા માટે

કદાચ એક વખત એવો પણ આવી પહોંચે કે જ્યારે આ બધું દ્રવ્ય મારી પાસેથી લઇ લેવામાં આવે, અને કદાચ તેમ થાય તો પણ મને પાકી ખાત્રી છે કે, એ દેખીતી હાનિના સ્થાને મને અવસ્ય કાંઇક એવું મળવાનુ કે જેથી એ બધાનો બદલો વળી જાય મને આવું આવુ નાનપણથીજ અનુભવાયા કરે છે. અને એ બધાનો કશોજ અર્થ નહી સમજતાં છતાં હું મારી જાતને કોઇ ઉચ્ચત્તર મહત્તર સત્તા વડે દોરાવાની રજા આપું છુ. એ સત્તા કોણ હશે તે પણ હુ સમજતો નથી. આથી મારા સ્વરૂપનુ કોકડું એવું ગુચવણ ભરેલું મને જણાય છે કે, તમને તેનો ખ્યાલ પણ ન આવે. અને તે છતાં મને તો આનંદ છે કેટલીક વાર એ સત્તા વડે દોરાવાની હુ ના પાડતો, ત્યારે મને કાંઇને કાઇ ઇજા થતી, હાનિ થતી, અને જ્યારે તેને વશ થતો ત્યારે મને અવશ્ય લાભજ થતો. લોકો જ્યારે મારી અક્કલ અને કુશળતાની પ્રશંસા કરે છે, ત્યારે ખરેખર મને ભારે હસવું આવે છે, કેમકે મારી અક્કલનું સાચુ માપ હુ સારી રીતે સમજુ છુ. હુ આ મહાન યોજનામાં એક યત્ર માત્ર છું. એ યંત્રને કોણ હલાવે છે તે હુ જાણતો નથી એ યંત્રનો ચાલક મારા ઉપર કાંઇ સવિશેષ કૃપા રાખે છે એમ હુ માનતો નથી " વિગેરે વિગેરે.

આ મનુષ્યને જાણ્યે અજાણ્યે કર્મયોગની ભાવના પ્રાપ્ત થઈ હતી; જેને કાર્યનુ રહસ્ય ( Secret of work ) કહેવામાં આવે છે તેની કુંચીનુ કાંઇક તત્વ ઉપલબ્ધ થયું હતુ. તમે જોઇ શકશો કે તે કાર્યના પરિણામની કે પ્રયત્નના ફળની કશીજ લાલસા, કશોજ દાવો રાખતો ન હતો. અને પ્રવૃતિના ક્ષેત્રમા તેનો રસ સર્વદા જામેલોજ રહેતો. ફળના અનુસંધાન પૂર્વક, પરિણામોની આસક્તિથી બધાઇને તે કશામાં જોડાતો

સમજતો હોય છે. અમે જે ઉપરનુ ઉદાહરણ ટાંકયુ છે તે માત્ર એટલાજ અર્થે કે અમોએ અત્ર ચર્ચેલી ભાવના તમે ધારો છો તેટલી અજ્ઞાત કે અપરિચિત નથી. બધા મહાન કાર્યો એ ભાવનામાથીજ ઉદ્ભવે છે. હજારો આત્માઓમાં એ ભાવના આ કાળે અવ્યકતપણે કામ કરી રહી છે, પ્રવૃત્તિના અસખ્ય પ્રદેશોમા મોખરે વિરાજનારા મનુષ્યો આ તત્વનું જ અનુસરણ જાણ્યે અજાણ્યે કરી રહેલા છે, એમ નિકટ અવલાકનકારોને પ્રતીત થયા વિના રહેતુ નથી અમે એમ નથી કહેતા કે, તેઓ આ ભાવનાને સાંગોપાંગ સમજ્યા હોય છે, અમે માત્ર એટલુજ કહીએ છીએ કે, તેઓ કામની ખાતર કામ કરે છે, કામમાં રસ છે માટે કામ કરે છે. તેમને કામમા મજા આવે છે તેથી કામ કરે છે. ચોપાટ ખેલવાની ખરી મજા ખેલવા દરમ્યાન છે. રમી રહ્યા પછી પરિણામ હારમાં કે જીતમાં આવે તેને કોઈ કશુજ મહત્વ આપતુ નથી તેજ પ્રમાણે ઘણા મનુષ્યો કામને રમત જેવુ ગણી તે કરે છે આનદથી, અને તેટલી સારામા સારી રીતે રસપૂર્વક, ઉલ્લાસ પૂર્વક કરે છે કાર્યની વિગતો, તેની પેટા વિગતો, બધી જાણી લેવામા તેમને મજા આવે છે કુશળ સગીતવેત્તા પોતાનુ સગીત આલાપ પૂર્વક વિસ્તારી પોતાના કાર્યમાંથી ઉદ્ભવતી મજા જેમ લુટે છે, તેમ ખરો અબધયોગી પોતાના હ્રદયમા રહેલા કાર્યના વેગનો બહિર્ભાવ કરાને તેમાથી આનદ મેળવે છે પોતાનામા રહેલી યોગ્યતા બહિર્પ્રદેશમાં વ્યકત કરવામા તે અત્યત રસ અનુભવે છે અને પરિણામોનુ શુ ? તે તો ઠીકજ છે ફળને ફળ પોતેજ ભલે સભાળી લે તેની તેને પોતાને કશીજ દરકાર હોતી નથી ફળને ખાતર ઝાવા મારવાની બાળક બુધ્ધિની ભૂમિકાને તે વળોટી ગયો હોય છે એ રમકડા બાળકોને

સમજતો હોય છે. અમે જે ઉપરનુ ઉદાહરણ ટાંક્યુ છે તે માત્ર એટલાજ અર્થે કે અમોએ અત્ર ચર્ચેલી ભાવના તમે ધારો છો તેટલી આજ્ઞાત કે અપરિચિત નથી. બધા મહાન કાર્યો એ ભાવનામાથીજ ઉદ્દ્ભવે છે. હજારો આત્માઓમા એ ભાવના આ કાળે અવ્યકતપણે કામ કરી રહી છે, પ્રવૃત્તિના અસખ્ય પ્રદેશોમા મોખરે વિરાજનારા મનુષ્યો આ તત્વનુ જ અનુસરણ જાણ્યે અજાણ્યે કરી રહેલા છે, એમ નિકટ અવલોકનકારોને પ્રતીત થયા વિના રહેતુ નથી અમે એમ નથી કહેતા કે, તેઓ આ ભાવનાને સાંગોપાંગ સમજ્યા હોય છે, અમે માત્ર એટલુજ કહીએ છીએ કે, તેઓ કામની ખાતર કામ કરે છે, કામમાં રસ છે માટે કામ કરે છે. તેમને કામમા મજા આવે છે તેથી કામ કરે છે. ચોપાટ ખેલવાની ખરી મજા ખેલવા દરમ્યાન છે. રમી રહ્યા પછી પરિણામ હારમાં કે જીતમાં આવે તેને કોઈ કશુજ મહત્વ આપતુ નથી તેજ પ્રમાણે ઘણા મનુષ્યો કામને રમત જેવુ ગણી તે કરે છે આનદથી, બને તેટલી સારામાં સારી રીતે રસપૂર્વક, ઉલ્લાસપૂર્વક કરે છે કાર્યની વિગતો, તેની પેટા વિગતો, બધી જાણી લેવામાં તેમને મજા આવે છે કુશળ સગીતવેત્તા પોતાનું સગીત આલાપ પૂર્વક વિસ્તારી પોતાના કાર્યમાથી ઉદ્દ્ભવતી મજા જેમ લુટે છે, તેમ ખરો અબધયોગી પોતાના હ્રદયમા રહેલા કાર્યના વેગનો બહિર્ભાવ કરીને તેમાથી આનદ મેળવે છે. પોતાનામા રહેલી યોગ્યતા બહિર્પ્રદેશમા વ્યકત કરવામા તે અત્યત રસ અનુભવે છે અને પરિણામોનુ શુ ? તે તો ઠીકજ છે ફળને ફળ પોતેજ ભલે સભાળી લે તેની તેને પોતાને કશીજ દરકાર હોતી નથી ફળને ખાતર ઝાવા મારવાની બાળક બુધ્ધિની ભૂમિકાને તે વળોટી ગયો હોય છે એ રમકડા બાળકોને

ઉત્પન્ન થતો બાળકના મુખ ઉપરનો આનંદ અવલોકી પોતે
તૃપ્ત થાય છે. તેમનો આનંદ કર્તવ્યમાં છે, પરિણામમાં નથી
ધર્મ-પ્રિય મનુષ્યો જેમ ઉપાશ્રયમાં લ્હાણી માટે જતા નથી અને
ઉપાશ્રયમાંથી છુટતી વખતે કદાચ લ્હેણી મળે છે તો તેઓ સા-
ના બાળકોના હાથમાં તેનું ગ્રહણ કરાવે છે, તેમ અબંધ પ-
રિણામે કર્તવ્ય કરનાર મનુષ્ય પરિણામ અર્થે કાર્ય કરતો નથી.
અને તેમ છતાં કદાચ પરિણામ આવે તો તેમા તેનો રસ, ઉપા-
શ્રયની લ્હેણીમા મળતા પતાસાથી અધિક હોતો નથી.

ઘણીવાર જ્યારે દુનિઆ પરિણામ સ્વીકારવા માટે તેને
બહુ આગ્રહ કરે છે ત્યારે તેમના સતોષની ખાતર કદાચ તેને
સ્વીકારે છે ખરા, છતાં હૃદયથી તેમને એ સ્વીકારમાં કશો
આનંદ રહેલો હોતો નથી તેઓ કદાચ પોતાની છાતી ઉપર
સી. આઈ. ઈ. કે. કે, સી એસ. આઈ નો ખીતાબ ટીંગાડવાની
રજા આપે છે, છતાં સાચા મહાજનો તેને અને સોનેરી રીબ-
નના કટકાને જોઇને અતઃકરણમાં હસ્યા કરતા હોય છે તેઓની
આ હૃદય સ્થિતિ આસપાસનો સમુદાય સમજી શકતો નથી
તેથી આવા મહાપુરૂષને તેઓ પોતાના ટોળા માંહેના એક
તરીકે માની લે છે. કેમકે મહાપુરૂષનું મહત્વ કોઈ પ્રકારના બાહ્ય
દેખાવમા ભાગ્યેજ પ્રતિબિંબિત થાય છે પ્રાકૃત ટોળામા અને
મહાપુરૂષમા તફાવત શું એ પ્રશ્ન જો તમે અમને પુછો તો
અમે એટલોજ ઉત્તર આપીએ તેમ છીએ કે “મહાપુરૂષો એ
બન્ને ભેદ જાણે છે અને પ્રાકૃત સમુદાય તે જાણતો નથી”

આ ઉપરથી તમે જોઇ શકયા હશો કે અનાસક્તિ એજ
સર્વ કાર્યનુ રહસ્ય ( Secret of work ) છે, અબંધ પરિ-
ણામે વર્તવાની ગુપ્ત કુંચી છે, કર્મયોગનો મર્મ છે, અને

છે કે, તેમનુ સુખ કોઇ બાહ્ય પદાર્થ વિશેષમાં અથવા
પ્રાણી પદાર્થ ઉપર નથી, પરંતુ સુખ અંતરમાં રહેલુ છે, અને
બહાર શોધવાથી તે કદી મળે તેમ નથી. આથી તે મહાજનો
વિપરીત ભાસતા સંયોગો, પરિસ્થિતિઓ અને અનિષ્ટતાઓને
પોતાના હૃદયબળથી અનુકુળ બનાવી શકે છે જ્યા પામર મનુ-
ષ્યો દુ:ખ, ત્રાસ, કષ્ટ, અસંતોષ ક્લેશ આદિનુ નિમિત જુએ
છે, ત્યા બળવાન આત્માઓ અરૂચિકર પરિવેશમાં રહેલુ મંગળ
વિધાન અને કલ્યાણકર સંકેતનુ દર્શન કરે છે અંતરની સુખમય
કે દુખમય અવસ્થાનો આધાર સંયોગોના સુખદાયકપણા કે દુખ
દાયકપણા ઉપર નથી, પરંતુ તેવા સંયોગો પ્રત્યેના આપણા વલણ
(Attitude) ઉપર છે આપણા દૃષ્ટિ બિંદુ (Angle
of vision) ઉપર તે ભાવનાનુ સ્વરૂપ અવલંબીને રહે છે
આથીજ જૈન શાસ્ત્રકારે વેદનીય કર્મને "અઘાતીકર્મ" ની
કોટીમા ગણ્યુ છે, અને તે પ્રકારે વિશ્વને ઉપદેશ્યુ છે કે શાતા
વેદનીય કે અશાતા વેદનીય નામથી ઓળખાતા કાર્મિક સંયો
ગોમાં આપણા સ્વરૂપનો ઘાત કરવાનુ, અર્થાત આપણી ઇચ્છા
વિરૂદ્ધ આપણા ઉપર અસર કરવાનુ, કોઇ પ્રકારનુ સ્વભાવગત
સામર્થ્ય (inherent power) નથી સંયોગોના સુખ-
દાયકપણા કે દુખદાયકપણાનો આધાર મોહનીય કર્મની ગોણતા
કે બહુલતા ઉપર રહેલો છે, અર્થાત મોહમા લપટાવાના આપણા
સ્વભાવના તારતમ્ય ઉપર આપણી સુખમયતા કે દુખમયતાની
ભાવના નિર્ભર છે, એ કદી ન ભૂલવુ જોઇએ જ્યાસુધી
મનુષ્ય અમુક પ્રાણી પદાર્થમા લપટાઇને રહે છે, અને પોતાના
સુખનો આધાર તે પ્રાણી પદાર્થમાં કલ્પે છે, ત્યાસુધી તે મનુ-
ષ્ય તે તે પ્રાણી પદાર્થનો ગુલામ છે, અને તે પોતાનુ જીવન

વિનાનું વર્તન અર્થરહિત અને બેવકુફી ભરેલુ જણાય છે.
પરંતુ આવા મનુષ્યો જો પોતાનાજ કાર્ય પ્રદેશમા જરા બારી-
કાઈથી અવલોકન કરશે તો તેમને જણાશે કે, અમુક પરિણા-
મને લક્ષમાં રાખીને કામ કરનાર મનુષ્ય કરતાં કાર્યમાં પોતામાં
રસ સમજીને, કાર્યને ખાતર કામ કરનાર મનુષ્ય ઘણુંજ સુંદર
કામ કરી શકે છે તમે પોતે એકાદ દુકાનમા. ઓફીસમા અથવા
કારખાનામા જઈને જ્યાં ઘણા મનુષ્યો કામ કરી રહ્યા છે, ત્યાં
જરા નજર કરો, તમને તુર્તજ જણાશે કે, ત્યાં બે પ્રકારના મ-
નુષ્યો કામ કરે છે, એક પ્રકાર એવો માલુમ પડશે કે, જે-
ઓની નજર પોતાની હમેશની રોજી ( wages ) ઉપર છે,
અર્થાત તેના મનમાં એમજ રમ્યા કરતુ હોય છે કે, "હવે ઝટ
પાંચનો ટકોરો થાય તો આપણુ દનીયુ પુરૂ થાય અને
આઠ આના કે રૂપીઓ આપણા ખાતે જમા બાજુ ઉપર ચઢી
જાય" તેમની નજર હરતા ફરતા ઘડીઆળના કાંટા ઉપર છે,
જેથી રખેને છુટવાના ટાઈમ કરતા એકપણ મીનીટ વધુ વીતી
ન જાય, તેમનુ અંતઃકરણ રોજના પૈસા અને છુટી મળવાનુ
સુચવતા ઘડીઆળના ટકોરા ઉપર જામેલુ રહે છે કામને તેઓ
વેઠ ગણે છે, પ્રભુએ માથે નાખેલી આફત ગણે છે અને છુટી
મળતા, તેમનુ હૃદયકમળ સોળે કળાએ વિકસે છે બીજા પ્રકા-
રના મનુષ્યો એવા જણાશે કે, જેઓ અલબત પોતાના કાર્યને
પોતાના નિર્વાહનુ સાધન ગણે છે, છતા તેના કામમા તેને એ-
ટલો બધો રસ હોય છે કે, કામ દરમ્યાન તે પૈસાને ખાતર કામ
કરે છે તે હકીકત ભૂલી જાય છે પોતાને અમુક કલાક કામ ક-
રવાનુ હોય છે તેનુ પણ તેને વિસ્મરણ થાય છે અને પોતાનું
કામ અને તેટલુ સારી રીતે, સુંદર અને સંતોષકારક થાય તેવી

માટે અર્થ રહિત હોય છે કેટલો સમય વીત્યો, મારા નીમેલા
સમય કરતા મે વધારે વાર કામ તો નથી ખેંચ્યું ને? એવો ખ્યાલ
સરખો પણ તેમને આવતો નથી તેમના કાર્યમાં, અને કાર્ય-
થી ઉત્પન્ન થતા રસમાં તેઓ તલ્લીન હોય છે, આત્મ-પર્યાપ્ત
હોય છે. "પેટને ખાતર આ બધા ધામા ઉધામા કરવા પડે છે"
એવુ પામરનુ કથન કે કાયરની ભાવના તેમના આત્મામા કદી
પ્રવેશતી નથી પેટનો ખાડો પુરાવો એ તેમના મનથી છેકજ
ગૌણ અકિંચિત્કર વિષય છે કપાસનુ વાવેતર જેમ ખેડુત સા-
ડીઓને ખાતર કરતો નથી, તેમ છતાં સાડીઓ આવીજ મળે
છે, તેમ નિર્વાહ-સામગ્રી તે પુરૂષોને તેમના કાર્યમાંથી મળીજ
રહે છે તેમનુ કાર્ય નિર્વાહને ખાતર નહી પણ કાર્ય માહેના
રસને ખાતર, આનંદને ખાતર હોય છે જેમણે દુનિઆમા કા-
ઇક વિજય મેળવ્યો છે, જેઓ પ્રવૃત્તિની કોઇ એકાદ શાખામા
અગ્રણી હોય છે, તેઓ અવશ્ય જાણ્યે અજાણ્યે પરિણામમા
આસક્તિ રહિત અને કામમાં રસ સમજીને કામ કરનાર હોય
છે. અલબત તેમનુ પરિણામ તેમને મળેલુ હોય છે, છતા તે
પરિણામ કામમાં રસમયતાને લીધે મળ્યુ હોય છે, નહી કે
પરિણામ મેળવવાની હાયવરાળ રાખવાથી. દુનિઆના બધા મહાન
કાર્યો આમ જ થયા છે અને એમ જ થવા યોગ્ય છે
ઘણા અલ્પજ્ઞ મનુષ્યો એમ માનતા હોય છે કે "અબધ
પરિણામે કાર્ય કરનારા પુરૂષો માત્ર પોતાની ભાવનાની સૃષ્ટિમાં
જ વિહાર કરનાર હોય છે દુનિઆદારીના વ્યવહારુ પ્રશ્નોના
તોડ તેવા માત્ર ભવ્ય સ્વપ્નોના આદમીઓથી કદી બને નહી
તત્વના પ્રદેશમા વિચરનારના અંતઃકરણમાં માત્ર તર્કોના કોકડા
વણાતા હોય છે. તેમનું જીવન-વસ્ત્ર માત્ર ભાવનાઓના જ વા-

નો હોય છે, તેના હૃદયમા એવી દૃઢ પ્રતીતિ હોય છે કે મારા સુખનો આધાર અમુક બાહ્ય સયોગો કે પરિસ્થિતિઓ ઉપર નથી, અને ગમે તેવા કફોડા સંયોગો અને વિકટ મામલામાથી પણ મનની જેવીને તેવી સબળ અવસ્થા સહિત હું સોંસરો નીકળી શકીશ તે જાણતો હોય છે કે, હું જે અચળ ખડક ઉપર ઉભો છુ તે ખડકને સમુદ્રનુ ઘુઘવતુ તોફાન તોડી નાખી શકે તેમ નથી, પરતુ ઉલટા તે તોફાની મોજાઓ તે ખડક ઉપર અફળાઇને છિન્નભિન્ન થઈ જશે વળી તે જાણતો હોય છે કે, હુ મારી ક્ષુદ્ર સત્તા વડેજ કામ કરૂ છુ એમ નથી, પરતુ મારા સ્વરૂપ પછવાડે જે અનંત શકિતમાન સત્તા રહેલી છે તે વડે કરૂં છુ આ પ્રકારની શ્રદ્ધા તેને જે બળ અર્પી શકે છે, તે બળ અને ઉત્સાહનુ સ્વરૂપ, જેમણે પોતાના સુખનો આધાર અમુક પદાર્થ ઉપર માનેલો હોય છે તેઓ કલ્પી પણ શકતા નથી પોતાની અમુક યોજના નિષ્ફળ જતાં. અથવા અમુક પ્રાણી પદાર્થમાંથી તેના માટે સુખ કે આનદનો વહતો પ્રવાહ અટકી પડતા, તે પોતાનુ આવી બન્યુ ગણી લે છે, તેઓ પોતાના જીવનને ધુળમાં મળી ગયુ માને છે, અને વિશ્વ તેમના માટે સ્મશાનનુ રૂપ પકડે છે

આથી ઉલટુ, અનાસકત પુરૂપ એમ માનતો હોય છે કે આ મહાન જીવન પ્રવાહમાથી હુ પસાર થઉ છુ આ સમસ્ત જીવનતત્વનો હુ પણ એક અશ છુ, અને વસ્તુત કોઇ પ્રાણી પદાર્થનો તત્વત વિનાશ નહીં હોવાથી બધુ સર્વ કાળ રહેલુ જ છે, એ બધુ મારા વાસ્તવ સ્વરૂપથી ભિન્ન નથી પરતુ મારામાજ હુ પોતેજ તે છુ, આ સર્વનો તે એક અશ છે. તે ભાવનામા તેને અસત ઉત્કટ સુખ ( fierce joy ) અનુભવાય છે, તેની ભાવનામાંથી ઉદ્દભવતા સુખનો ખ્યાલ આસકત મનુષ્યો કયાંથી

દેખાવ અને ઉપરનો ડામાડોળ તેને બહુજ છોકરવાદી ભરેલો અને હસવા સરખો જણાય છે દુનિયાને બતાવવા માટે તે કશુંજ કરતો નથી લોકોની વાહવાહમા તેને મુદ્દલ રસ હોતો નથી તેની બધી હાજતો, આવશ્યકતાઓ અને જીદગીની જરૂરીઆતો એની મેળેજ પુરી પડી જાય છે તે સાથે અમારે એ પણ કહેવુ જોઇએ કે, તેની જરૂરીઆતો બહુજ ઓછી અને સાદી હોય છે. તેની રૂચિઓ સ્વાભાવિક અને સહજે પુરી થાય તેવી હોય છે. તે બહુજ જુજ માગે છે, જો કે તે જુજ બહુ વિશુદ્ધ, ઉત્તમ કોટીનુ અને સુદર હોવુ જોઇએ તે પોતાના દેહને અને જીવનને નિભાવવાની સામગ્રી હવા, જળ અને માટીમાંથી મેળવી લે છે, અને તે સ્વભાવિક રીતે, સરલતાથી અને સાદાઇથી મેળવી લે છે તેઓ જેમ સુખના માટે દોડાદોડ કરી મુકતા નથી તેમ પૈસાની પાછળ પણ દોટ મુકતા નથી અને તેમ છતા સુખ તેની મેળે તેમને આવીને ભેટે છે તથા નિર્વાહના આવશ્યક સાધનો પણ પોતાની મેળે આવીને તેની સેવામા હાજર થાય છે સ્થુળ દ્રષ્ટિવાળા જીવનમાંથી જેઓ મુકત થઇ ઉચ્ચતર જીવનના ભોકતા બન્યા હોય છે, તેમનો આનદ અમુક પ્રાણી પ્રદાર્થમાં હોતો નથી. પરતુ માત્ર જીવનમાજ તેમનો આનદ છે જે સુખ અને આનદ આસકત અને મોહલુબ્ધ આત્મા પોતાના ઉત્કૃષ્ટ વિજયની ક્ષણોમાં નથી મેળવી શકતો, તેનાથી હજાર ગણો ચઢીઆતો આનદ અનાસકત આત્મા માત્ર જીવવામાજ, અસ્તિમાનપણામાજ, મેળવી શકેછે

જ્ઞાની જનોનો એ છેવટનો નિર્ણય છે કે સુખના નિદાન કે અવલબન તરીકે જેને ગણવામા આવે છે તે ભલે કોઈ પ્રાણી હો કે પદાર્થ હો, રાજત્વ હો કે દેવત્વ હો, પરતુ અવશ્ય કરીને તેના ભિતરમા દર્દનો કાટો છુપાએલો હોય છેજ

દેખાવ અને ઉપરનો ડામાડોળ તેને બહુજ છોકરવાદી ભરેલો અને હસવા સરખો જણાય છે દુનિયાને બતાવવા માટે તે કશુંજ કરતો નથી લોકોની વાહવાહમા તેને મુદ્દલ રસ હોતો નથી. તેની બધી હાજતો, આવશ્યકતાઓ અને જીદગીની જરૂરીઆતો એની મેળેજ પુરી પડી જાય છે. તે સાથે અમારે એ પણ કહેવું જોઇએ કે, તેની જરૂરીઆતો બહુજ ઓછી અને સાદી હોય છે. તેની રૂચિઓ સ્વાભાવિક અને સહજે પુરી થાય તેવી હોય છે. તે બહુજ જીજ માગે છે, જો કે તે જીજ બહુ વિશુદ્ધ, ઉત્તમ કોટીનુ અને સુદર હોવુ જોઇએ તે પોતાના દેહને અને જીવનને નિભાવવાની સામગ્રી હવા, જળ અને માટીમાથી મેળવી લે છે, અને તે સ્વભાવિક રીતે, સરલતાથી અને સાદાઇથી મેળવી લે છે તેઓ જેમ સુખના માટે દોડાદોડ કરી મુકતા નથી તેમ પૈસાની પાછળ પણ દોટ મુકતા નથી અને તેમ છતા સુખ તેની મેળે તેમને આવીને ભેટે છે તથા નિર્વાહના આવશ્યક સાધનો પણ પોતાની મેળે આવીને તેની સેવામા હાજર થાય છે સ્થુળ દ્રષ્ટિ-વાળા જીવનમાંથી જેઓ મુકત થઇ ઉચ્ચતર જીવનના ભોકતા બન્યા હોય છે, તેમનો આનદ અમુક પ્રાણી પ્રદાર્થમા હોતો નથી. પરતુ માત્ર જીવનમાજ તેમનો આનદ છે જે સુખ અને આનદ આસકત અને મોહલુબ્ધ આત્મા પોતાના ઉત્કૃષ્ટ વિજયની ક્ષણોમાં નથી મેળવી શકતો, તેનાથી હજાર ગણો ચઢીઆતો આનદ અના-સકત આત્મા માત્ર જીવવામાંજ, અસ્તિમાનપણામાજ, મેળવી શકેછે

જ્ઞાની જનોનો એ છેવટનો નિર્ણય છે કે સુખના નિદાન કે અવલબન તરીકે જેને ગણવામાં આવે છે તે ભલે કોઇ પ્રાણી હો કે પદાર્થ હો, રાજત્વ હો કે દેવત્વ હો, પરતુ અવશ્ય કરીને તેના ભિતરમા દર્દનો કાંટો છુપાએલો હોય છેજ

છે. તેમ થવાનું કારણ શુ, એમ તમે પુછતાં હોતો ઉત્તરમાં એટલુજ પુનઃ પુનઃ જણાવીએ છીએ કે આત્માના અંતસ્તમ પ્રદેશની પારતૃપ્તિ કોઇ પણ બાહ્ય વસ્તુથી કદી જ થતી નથી એવો ઇશ્વિરી નીયમ છે. તમે ગમે તેવી કોઈ વસ્તુમાં તમારી તૃપ્તિ માની બેઠા હશો તો તમને જરૂર કોઇ અણધારી ક્ષણે નિરાશા આવી ભેટવાની. સુખ, આનંદ કે તપ્તિ કોઇ ઇતિર પ્રાણી પદાર્થમાં નથી, પરતુ તે આપણામાં જ છે, એવો અનંત જ્ઞાનીજનોનો સદેશ છે. અને તેમ છતાં આપણે એવી વસ્તુઓમાં આપણું સુખ રહેલુ માનીએ તો ધારેલા સુખને બદલે એ પરાધીનપણુ આપણા દુ.ખ અને કલેશનુ કારણ નીવડે એમાં કશી જ નવાઇ નથી

આસકત મનુષ્યોના જીવનમાં, મનુષ્ય હ્રદયના કેટલાક ઉચ્ચતમ ગુણો પણ વિકૃતિ પામે છે. પ્રેમ (love) જે આપણા સ્વરૂપનો એક ભવ્યતમ દૈવીગુણ છે, તે પણ આસકત મનુષ્યમાં મોહ, મૂઢતાનું રૂપ પકડે છે આત્માની રસભોગ શકિત કામ-વાસના રૂપે પરિણમે છે મહત્વાકાંક્ષા અને ઉચ્ચ આદર્શ ભણી ગતિ કરવાનો કુદરતી વેગ લોભ અને ગ્રહણશીલતા રૂપે પલટી જાય છે યોગીજનો અને મહાપુરૂષોની ઉચ્ચ સ્વરે એજ ઘોષણા છે કે " પ્રેમ, હજી અધિક પ્રેમ, તેથી હજી અધિક પ્રેમ, પ્રેમમય બનો સમસ્ત વિશ્વને તમારા પ્રેમના આશ્લેષમાં ગ્રહો " અને છતા પણ તેજ પ્રેમમાં જ્યારે સ્વાર્થનો અંશ, સ્વસુખનો ડંખ ભળે છે ત્યારે તે પ્રેમ પોતાની પછવાડે દુ.ખ આપત્તિઓ અને કલેશોની પરંપરાનુ સરઘસ લેતું આવે છે કોઈ આસકત મનુષ્ય જ્યારે એમ કહે છે કે " હુ અમુક મનુ-ષ્યને ચાહુ છુ " ત્યારે તેના હ્રદયમાં તે વાકયનો શું અર્થ-

ન ચાહે તો તમારા જીવનમાંથી બધુ સુખ ઝાકળની પેઠે અ-
ળપાઇ જાય તેમ છે, તો પછી તમે જરૂર ગુલામ છો, સ્વામી
નથી પણ સેવક છો, તમારા સયોગોના પામર દાસ છો, તમારા
પોતાના વિકારો અને આવેગોના કેદી છો. તમે એવી વિકટ આં-
ટીમાં ગુચવાયા છો કે કદાચ અત્યારે નહી તો બે દીવસ પછી
પણ તમારે તમારા પ્રેમના વિષય તરફનો અનાદર સહવો પડશે,
અને તમારૂ જીવન નિરાશાથી છિન્નભિન્ન થઇ જશે તમારી સ્વા-
ર્થમયતાના તારતમ્યને અનુસરીને તમારૂ જીવન ધુળમય
બનવાનુ દર્દનો ઝેરી કાંટો તમારી ચામડીને ભેદીને ઉંડા જરૂર
ઉતરશે કેમકે તમે જે વિષયમા મમતા અને સ્વાર્થ કલ્પેલ છે
તે વિષય આખરે મર્ત્ય છે, મરવાના સ્વભાવવાળો છે, અને ત-
મે તમારા સુખનો આધાર તેના ઉપર રાખેલો હોવાથી તેના
મૃત્યુકાળે તમને અત્યંત વેદના પ્રગટવાની આથી ઉલટું તમે
અનાસક્ત હશો, કર્મયોગી હશો, અબંધ પરિણામે પ્રાપ્ત કર્ત-
વ્યને દૈવી નિર્માણ સમજીને બજાવતા હશો, તો તમારા સબંધે
એ દુખમય ઘટના બનવાની નહિ અનાસક્તિનો અર્થ પ્રેમવિ-
હીનતા નથી, ઉલટુ ત્યા અનંત પ્રેમમયતા છે જેમ વીષ્ટાની ગો-
ળી નખમાં ભરાવીને કમળવનમા ઉડતો ભ્રમર કમળની સુગંધ
લઇ શકતો નથી, તેમ સ્વાર્થી અને આસક્ત પામર, નિસ્વાર્થ,
વિશુદ્ધ પ્રેમનો રસ સમજી કે અનુભવી શકતો નથી તે તો
એમજ લવ્યા કરવાનો કે, "જ્યાં બદલાની કે પ્રતિ ઉત્તરની આ.
કાક્ષા નથી ત્યા પ્રેમ નભેજ કેવી રીતે ?" સામા મનુષ્ય તરફથી
પ્રતિઉત્તર વિનાનો પ્રેમ તે કલ્પીજ શકતો નથી. વિશુદ્ધ, નિર્મળ,
વિકારની ગંધ વિનાનો, સ્વાર્થના ઝેર રહિત પ્રેમનો અર્થ સમજવા,
પ્રિય વાચક! તમે પ્રયત્ન કરો અને તે સમજ્યા પછી અબંધ

તે વાસનાઓ ઠીક હતી, અને તે પોતાના યોગ્યસ્થાને હતી. પરંતુ હવે મનુષ્યત્વની આવી ડહાપણ અને વિવેકવાળી સ્થિતિમાં તે અયોગ્ય, અસ્થાને અને અનિષ્ટ છે. અનાસક્ત મનુષ્ય આ વાસનાઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ઇતિહાસ જાણતા હોય છે. અને આત્માના કયા અંશમાંથી, તેની કઈ વૃત્તિમાંથી તે ઉદ્ભવે છે તેનુ તેમને સમ્યકજ્ઞાન હોય છે આથી તેઓ નિર્ભય હોય છે પોતાના વિકાસક્રમના ઇતિહાસમાં એ વાસનાઓનુ કયારે શું સ્થાન હતુ તે તેઓ સમજે છે, અને તેથી વર્તમાનમાં તેની અનાવશ્યકતા સમજીને તેનાથી નહી દોરાવા માટે તેઓ સાવધાન રહે છે. ટુંકામાં તેઓ વાસનાના માલીક અને અધિપતિ છે, તેના ગુલામ કે સેવક નથી. તેઓ જાણે છે કે હવે તેમને તેની કશી જરૂર નથી

કર્તવ્ય અને જીવનનો અર્થ, હેતુ અને ઉદ્દેશ અનાસક્ત મહાજનો સારી રીતે જાણતા હોય છે, અને તેથી તે સબંધે તેઓ પ્રાકૃત લોકસમુદાયની ભાવનાઓ અને ભ્રાન્તિઓને હિસાબમાં લેતા નથી મૂર્ખ લોકો માનતા હોય છે કે, કોઈ વૈરી સત્તાએ આ કર્તવ્ય અને ફરજોની વેઠ તેમને ગળે વળગાડી દીધી છે અને હવે તે વેઠાર્યા વીના છુટકો નથી એમ સમજી તેને ખેંચ્યે જાય છે. આથી ઉલટુ આસક્તિ રહિત મહાત્મા તેને એક મહાન કલ્યાણકર, સંકેત. પૂર્ણ મંગળ વિધાન માને છે. અને સમસ્ત વિશ્વના એક કિમતી હક તરીકે ગણે છે કાર્યમાથી ઉદ્ભવતુ સુખ અને શ્રેય તેઓ યથાર્થપણે સમજતા હોય છે. માત્ર તે કાર્ય મોહને વશ થયા વિના અને મુક્ત હૃદયે કરવુ જોઇએ. કાર્ય એજ તેમનો આનંદ છે

આપણું જીવન કાંઇ મહાન અર્થથી ભરેલુ છે. આપણા ભાગ જે કાંઇ કાર્યનો હીસ્સો આવેલો છે તે બજાવી લેવામાં

# ચારિત્ર ગઠન.

## ( ૧ )

## ( Character Building )

પ્રત્યેક વાચકને ન્યુનાધિક અંશે ખબર હશે કે આપણે આપણું ચારિત્ર અથવા વર્તન સંકલ્પ બળથી, કેળવણીથી, મનને દમવાથી, સંયમથી અથવા એવા જ પ્રકારના બીજા સાધનોથી ફેરવી શકીએ છીએ વાસ્તવમાં ધર્મ સંપ્રદાયોનો મૂળ હેતુ જ એ હોય છે કે તેને અનુસરનાર વર્ગનુ ચારિત્ર ઉન્નત બનાવવુ, આ લોકનુ અને પરલોકનુ હિત સચવાય તેવા પ્રકારનુ વર્તન તેના અનુયાયી સમાજ ઉપર ઠસાવવુ, અને દેશ કાળની પ્રધાન ભાવનાઓને અનુસરી તે કાળે તેવા ચારિત્રને રચવાની સુગમતા કરી આપવી ચારિત્રગઠન એ પ્રકારની કળા છે એ કળાના અનુશીલનથી માણસ પોતે ધારે તેવો બની શકે છે.

ખાસ કરીને જૈન દર્શને આ શાખા ઉપર અન્ય દર્શનો કરતા અધિક ધ્યાન આપેલુ જણાય છે. શ્રાવકો તેમજ સાધુ વર્ગ માટે એ દર્શનના પ્રણેતા મહાજનોએ વર્તનશાસ્ત્રના નિરાલા ગ્રંથો બનાવી તેમના આગળ વર્તનના આદર્શો ખડા રાખ્યા છે. અને એ આદર્શને અનુરૂપ જીવન ઘડવા માટે અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ અને વિધિ તેમજ આચાર પ્રવૃત્તિ પ્રબોધી છે મૂળતો આ બધા આચારો ચારિત્રના નિયામક સાધનો હતા, અને તે પ્રત્યેકમા ચારિત્રને ઘડવાનો કાંઈને કાંઈ સંકેત રહેલો હતો શિષ્યની માનસ પ્રકૃતિને અનુસરી તેને

આવવા પામે તો મનુષ્યની પ્રગતિ અટકી પડે એમાં શક નથી

એક કાળે જૈન દર્શન એ ચારિત્રને ખીલવવાની શાળા હતી. તે દર્શને વિહિત કરેલા અનેક આચારો અને વિધિઓ સર્વ ભિન્ન ભિન્ન પ્રકૃતિના મનુષ્યોને બંધ બેસતા થઈ પડે તે માટે સુક્ષ્મબુદ્ધિ અને વિવેકપૂર્વક સ્થાપિત કરવામાં આવ્યા હતા. બધા જ આચારોને બધાજ મનુષ્યો અનુસરે કે પાળે એમ કાંઈ નહોતુ, જેને જેવું ચારિત્ર ખીલાવવું હોય તેને અનુસરતો આચાર તે તે મનુષ્ય અનુસરે એવો નિયમ હતો. જેમ ઇસ્પીતાળ માહેની બધી જ દવાઓ બધાજ દર્દીએ ખાવા જોઇએ એમ નથી, તેમ શાસ્ત્રમા દર્શાવેલા બધા જ આચારો અને વિવિધ પ્રકારની ક્રિયાઓનુ અનુશીલન પ્રત્યેક અનુયાયીએ કરવુ એમ ફરજીઆત નહોતુ જેમ અમુક રોગથી પીડિત દર્દવાળાએ આખી ઇસ્પીતાળમાથી અમુક બે ચાર જાતની દવાઓ જ લેવી જોઇએ તેમ, અમુક પ્રકારના ચારિત્રવાળા મનુષ્યે પોતાને જેવા પ્રકારનુ તે ચારિત્ર રચવું હોય તેને અનુરૂપ આચારોજ સેવવા એવું ધોરણ પ્રચલીત હોવું જોઇએ. પ્રત્યેક મનુષ્ય એ અસંખ્ય યોગોને અને અગણિત સાધનને એક સામટો અનુસરી શકે એમ બને જ નહી શાસ્ત્રો એ દવાખાના જેવા છે જેમ દવાખાનામા અસખ્ય ઓષધિઓ છે તેમ શાસ્ત્રમાં અનેક આચારોની ગોઠવણ કરેલી છે એ બધા જ બધાને માટે નહી, પરતુ તે માહેના અમુક, અમુક પ્રકારના મનુષ્યો માટે છે

શાસ્ત્રીય ગ્રથોમા ચારિત્રને ઘડવાની ગમે તે પદ્ધતિ આપી હોય તે સાથે અત્યારે આપણે કાંઇ સબધ નથી. કેમકે કાળના ઘસારામાં એ બધી વાતો તેના મૂળ સ્વરૂપથી કાંઈ જુદાજ પ્રકારે અત્યારે આપણા જોવામા આવે છે

દુઃખને જોવાવાળી બની જાય છે. અમારૂ એમ માનવું છે કે, ચારિત્ર–ગઠનની પદ્ધતિ કુદરતના સાહજીક ક્રમથી લેશપણ ઉલટી નજ હોવી જોઇએ. દરેક બાબતમાં કુદરતનુજ અનુકરણ કરવું જોઇએ. વિશ્વમાં નિસર્ગશકિત કેવા પ્રકારે કામ કરી રહી છે એના સુક્ષ્મ અવલોકન ઉપરથી જ આપણી બધી ગોઠવણો ઉપજવી જોઇએ જયાં એમ ન થાય ત્યાં ધારેલુ પરિણામ આવતું જ નથી. આથી આપણા મનો ધર્મને નજરમાં રાખીને, તેમજ તે મન કેવા પ્રકારે કામ કરી રહ્યુ છે, એ ક્રમને લક્ષીને હમે આ ચારિત્ર–ગઠનની યોજના વિસ્તારીશું.

પ્રથમ તો આપણે આપણા જીવનનુ લક્ષ્ય નક્કી કરવુ જોઇએ. જયાંસુધી આપણા જીવનમાં કોઈ પ્રકારનો આદર્શ હોતો નથી ત્યાંસુધી જીવન–નૌકા કોઇ પણ ધારેલા સ્થાને જવાને બદલે આ સંસાર સાગરમાં હેતુ–શૂન્યપણે જ્યા રાગદ્વેષરૂપી પવન તેને ધસડી જાય ત્યાં ધસડાયા કરે છે કોઇ પ્રકારનો ઉદ્દેશ નક્કી કરવો એમા ચારિત્ર–બંધારણનુ રહસ્ય સમાએલુ છે. કેમકે જ્યાસુધી તે નક્કી થાય નહીં ત્યાંસુધી ચારિત્રનુ સ્વરૂપ પણ નક્કી થઇ શકે નહી ચારિત્ર એ બીજુ કાંઇજ નથી પરતુ આપણને આપણા આદર્શ સ્થાન કે લક્ષ્ય સ્થિતિએ પહોચાડવામાં સહાય કરનાર અનુકૂળ તન મનની અવસ્થા છે તમોએ જેવો આદર્શ નક્કી કર્યો હોય તેને અનુરૂપ બને તેવી મનની સ્થિતિ સ્વયં ઉપજી આવે છે માત્ર તેવી મનો–સ્થિતિ ઉપજાવવા માટે એ સ્થિતિને અગે રહેલા મનના લક્ષણો ઉપર ધ્યાન અને સભાળ રાખવી પડે છે આપણા મનના ઇષ્ટ લક્ષણો એ ગુલાબના રોપા જેવા છે. ગુલાબના છોડ ઉપર જેમ આપણે વધારે સભાળ અને ધ્યાન આપીએ તેમ તે અધિક અધિક વિ-

માંથી એ પ્રકારનું સત્વ આકર્ષવાના. તમારૂ સર્વજીવન અને ચારિત્ર એ આંતરભાવને અનુસરતું બની જવાનું

સામાન્ય મનુષ્યો એમ માનતા હોય છે કે, પોતાના ચારિત્રના જે કાંઇ શુભાશુભ લક્ષણો હોય છે, તેનામાં ફેરફાર કરવો એ કાંઇ પોતાની સત્તાની વાત નથી. તેઓ પોતાની વર્તમાન ચારિત્રની સ્થિતિને તે જેવા રૂપે છે, તેવા રૂપે કાંઈ પણ પ્રશ્ન વિના સ્વીકારીજ લે છે, તેમાં જાણે પોતાનો કાઇજ ઇલાજ નથી એમ માની તેને અચળ, નહિ ફેરવી શકાય તેવી અને દૃઢ માને છે અજ્ઞાન ભરેલી લૌકિક કહેવત પણ "પ્રાણ અને પ્રકૃતિ સાથે જવાના." એમ બોલીને લોકોના અજ્ઞાનને પોષણ આપે છે. યુરોપવાસીઓ પણ એવાજ આશયનુ કથન ઉચ્ચારી સતોષ માને છે કે, "I am just as the Lord made-me" અર્થાત "મને પ્રભુએ જેવો બનાવ્યો તેવો હુ છુ" બધી વાત માત્રનો અત ત્યાં આવી જાય છે, અને જાણે કે હવે સુધારાને માટે કશોજ અવકાશ રહ્યો નથી એમ માની લે છે. ક્રોધી મનુષ્યો પોતેજ પોતાના મુખથી કહેતા સભળાય છે કે "ભાઇ મારો મીજાજ મારા હાથમા નથી, તમારે એ પ્રસગે જરા ખમી ખાવુ હુ મારા જીવને ઘણોય વારી રાખું છુ પણ એ તે શું કાંઈ આપણી મરજીની વાત હતી? એ તો પ્રાણ અને પ્રકૃતિ સાથે જવાના. એ સ્વભાવને સુધારવાની કડાકુટ નકામી છે, કુતરાની પુછડીનો વાકા રહેવાનો સ્વભાવ જેમ કદીજ જતો નથી તેમ મારી પ્રકૃતિ પણ ગમે તેટલા પ્રયત્નથી જવાની નહિ" વાસ્તવમા આમ કહેનાર માણસ ભૂલે છે અલબત ખરૂ છે કે, અજ્ઞાનના ગાઢા આવરણમાં રહેલા આત્માને એ ચારિત્ર સુધારવાનો અવકાશ જણાતો નથી છતા પણ તે

આત્મા ધારે તો મનને પણ તેવુજ બળવાન, કાર્યકર અને ઉત્તમ પ્રકારનુ બતાવી શકે છે આપણા મનની સ્થિતિને તે હાલ જેવા રૂપે છે, તેવા રૂપે સ્વીકારી લઇ સતોષ માનવો અથવા તેને અનિવાર્ય, અચળ અને સ્થિર માનવી તે ભૂલ છે. ખરી રીતે તો કોઇ મનુષ્ય અંતઃકરણથી એમ માનતોજ નથી, કેમકે તે બીજાઓને તેમનું ચારિત્ર સુધારવાનો છુટથી ઉપદેશ આપ્યા કરે છે ચારિત્ર સુધારવાનો અવકાશ તે ન સ્વીકારતો હોય તો તે કદીજ એવો ઉપદેશ આપે નહીં, પણ જ્યારે આપણે જોઇએ છીએ કે, જેમના ચારિત્રને હજી સેકડો દીશામાં સુધારવાનુ બાકી છે તેવા મનુષ્યો બીજાઓને અનેક બાબતમાં સલાહ આપે છે, ડાહ્યા અને સમજુ થવાની ભલામણ કરે છે, વિવેકી અને શાણા બનવાની શિખામણ આપે છે, કોઇની નિંદા અને કોઇની સ્તુતિ કરે છે, ત્યારે એમ માન્યા વિના નથીજ ચાલતુ કે તેઓ પોતે અતઃકરણથી માને છે કે, તેઓ પોતે પણ ધારે તો સુધરી શકે તેમ છે, કેમકે જે વાત બીજા માટે શક્ય માને છે, તે પોતાના માટે શા માટે ન માને? જરૂર માનેજ

પરતુ તમે કહેશો કે અમુક બાબતમાં "રસ" હોવો એ કાંઇ મારા હાથમાં નથી એ તો સ્વાભાવિક છે. અમુક પ્રકારના વિષયોમા મને રસ છે અને અમુકમાં નથી તેનુ કાઇ ખાસ કારણ હોતુ નથી એક જણને કારેલાના શાકમા "રસ" અનુભવાય છે ત્યારે બીજાને તેનાં કડવાસ સિવાય કાંઈ જ માલુમ પડતુ નથી. આથી એ "રસ" તો આત્માના બધારણ સાથેજ રચાયેલો જણાય છે. હવે અત્યારે તેમાં ફેરફાર બને નહી, વિશેષ વિચારના અભાવે આ દલીલ સોએ સો ટકા ખરી ભાસે છે, પરતુ વાસ્તવમાં એ સત્ય નથી. રસમાં ફેરફાર થઈ શકે

પરંતુ તે તે જાતના વિષયોના ક્ષેત્ર ઉપર મનને વિહરવા દીધાથી તેમાંથી "રસ" ઉત્પન્ન થાય છે. એ રસ હૃદયમાં બીજનું કાર્ય કરી વધે છે કલ્પનાભોગથી તેને પોષણ પામી વધવાનું બને છે એ વધ્યા પછી આત્મા પરવશ બને છે. જો કે એ બીજને પોષણ અને સામર્થ્ય આત્મા તરફથી જ મળ્યુ હોય છે, છતાં આત્મા તેના આગળ હારી જઇ અધમતામાં ધસડાયા સિવાય રહી શકતો નથી પ્રથમ ક્ષણે રસ ઉપજાવતી વેળાએ, તેને તેમાંથી આવા પરિણામો આવવાની મુદ્દલ શંકા હોતી નથી, પરતુ પ્રિય વાચક ! કદાચ તમારા અંત.કરણમાં આવા પ્રકારનો કોઇ અનિષ્ટ પરિણામ ઉપજાવનારો રસ બીજરૂપે રહેલો હોય તો તમારે ચેતવાનુ છે. તેને શોધીને તમારા અંતઃકરણમાંથી ખેચી કાઢો અથવા તેને પોષણ દેવું બધ કરી, તેનાથી વિરોધી રસની જમાવટ કરો અમે કરેલી આ સુચના તરફ તમે અનાદરથી જોશો નહિ તમારા ભાવિના જીવનને અધમ કે ઉત્તમ, આસૂરી કે દૈવી બનાવવાનો આધાર, આ સૂચના તમે ગ્રહણ કરો છો કે નહી, તેના ઉપર રહેવાનો છે. આ દુનિઆમાં મનુષ્યોના હાથથી જે જે ખરાબીઓ અને બુરાઇઓ બની રહી છે તેના મૂળ કારણો આ "રસ" માંથી ઉદ્દભવેલા છે મનુષ્યો પરિણામ તરફ જુવે છે, કારણ ભણી જોવાનો પ્રસંગ માત્ર તત્વજ્ઞો જ મેળવી શકે છે

પરતુ તે સાથે એટલુ પણ સ્મૃતિમા રાખો કે જે "રસ" ભ્રષ્ટતા ભણી ખેચી જાય છે તેજ "રસ" ને યોગ્ય દિશામાં વાળવાથી તે દિવ્યતા ભણી પણ દોરી જાય છે. આત્મામાં એ રસને સક્રમણ પમાડવાની અદ્દભુત સત્તા રહેલી છે, અધમ પરિણામો લાવનારા રસ બીજકોને પોષીને મોટા કરવા એ જેમ

સિદ્ધિમાંથી આવી શકે છે આમ હોઇને નાના કાર્યોમાં સતત ખંત અને પ્રયત્નવડે સંપૂર્ણ વિજય મેળવી શ્રદ્ધા સંપાદન કરવી એ ચારિત્રઘટનાનું બીજુ પગથીઉ છે. આ શ્રદ્ધાનું પ્રમાણ જેટલે દરજ્જે અધિક હોય છે તેટલે દરજ્જે મનુષ્ય પોતાના ચારિત્રમાં ઉત્તમ લક્ષણો ઉપજાવવા અધિક અધિક શકિતમાન બને છે. આ એક પરમ સિદ્ધ આધ્યાત્મિક મહા નિયમ છે કે, શ્રદ્ધાના પ્રમાણમાંજ કાર્ય બને છે. શ્રદ્ધા મનનો ચીલો સાફ કરી બધા પ્રતિબંધોને બાજુએ ખસેડી નાખે છે કામમાં સરલતા કરી આપે છે વિઘ્નોના પ્રસંગે આત્માને અડગ અને સ્થિર રાખે છે. નિર્બળ શ્રદ્ધાવાળા મનુષ્યોને કાયર બનતા વાર લાગતી નથી. આવાં મનુષ્યો પોતાને તેમજ પારકાને કશાજ ઉપયોગના નથી જરા વિષમ સંયોગો આવતા, અથવા સ્હેજ વિઘ્ન આવતા, હાથમાં લીધેલુ કામ હેઠુ મુકીને પોતાની નિત્યની જુની ધરેડોમા પોતાનુ ગાડુ વાળી લે છે આથી પ્રથમ "રસ" પછી "શ્રધ્ધા" અને તે પછી કાર્યમા પ્રવર્તવાનો "નિશ્ચય અથવા સંકલ્પ" (will-power)

આ સંકલ્પબળના સબંધે બહુ ગેરસમજુતી પ્રવર્તેલી જણાય છે ઘણા લોકો માને છે કે સંકલ્પબળ એ જાણે મુઠીઓવાળી ગુસ્સાથી ભ્રકુટિ ચઢાવી, જોરપૂર્વક કોઈ આંતરબળનો કરેલો ઉપયોગ છે સંકલ્પબળને અને આ બળના દેખાવને કશોજ સબંધ નથી સંકલ્પબળ એ એક પરમ સત્તાધારી સત્વની આજ્ઞા છે. જેમ રાજાના એક ઠરાવ ( resolution ) મા કાંઇ ઉપર જણાવ્યુ તેવુ જોર કે બળ હોવાની કશીજ જરૂર હોતી નથી માત્ર એ ઠરાવ પ્રમાણે અમલ થવાનોજ એવી શ્રદ્ધાપૂર્વક કરેલી આજ્ઞાજ બસ છે. તેમ આપણા સંકલ્પને-

આ સમગ્ર વાતનુ ગુપ્ત રહસ્ય સમાએલુ છે આપણુ અત્યારનું ચારિત્ર શેનુ બનેલુ છે, એ તમે બારીક ધ્યાન આપી કદી જોયુ હશે, તો તેમને માલુમ પડયું હશે કે, તે વંશ ક્રમાનુગત સંસ્કારો અથવા પ્રાપ્ત કરેલી ટેવોનુંજ બનેલુ છે. અત્યારે પણ એ વિષયની આલોચના કરી જોશો તો એ વાતની પ્રતીતિ તમને આ ક્ષણે જ મળશે. તમે એવી અનેક પ્રવૃતિ, અનેક કાર્ય કરો છો કે જેમાં તમને કાંઇ વિચાર અથવા ઉહાપોહ કરવાની જરૂર જણાતી નથી; તેનુ કારણ એજ હોય છે કે, તેમ કરવાને તમે ટેવાઈ ગયા હો છો, અમુક પ્રકારેજ તમારૂ પ્રવર્તન છે કેમકે તેમ પ્રવર્તવાની તમે ઘણા વખતથી "ટેવ" પાડી છે તેમને હજી એ વાતની શંકા છે ? એમ હોય તો તમે તમારી આસપાસ નજર કરો અથવા તમારા પોતાના અંતઃકરણમાં દ્રષ્ટિ સ્થાપો, અને તમને જણાઇ આવશે કે, તમે ઘણી જુની ટેવો ગુમાવી છે અને નવી ટેવોને તે જુની ટેવોનુ સ્થાન આપેલ છે, ચારિત્રનુ બંધારણ એ ટેવોનુજ બંધારણ છે, અને ચારિત્રનુ પરિવર્તન એ ટેવોનુજ પરિવર્તન છે. આ વાત કદાચ તમે આ વાંચ્યા અગાઉ પણ જાણતા હશો અને આથી તમતે નવુ તત્વ કદાચ નહી મળેલુ તમે માનતા હશો, પરંતુ આ વાતને તમારા અંતઃકરણમાં દ્રઢપણે અંકિત કરવાથી તમને અનેક મર્મની હકીકત અવગત થશે.

અને તે સાથે બીજુ એ સ્મૃતિમાં રાખવું યોગ્ય છે કે, ટેવ એ આંતરમનમાં રહે છે, ખરૂં છે કે, ટેવનુ ઉત્પત્તિ સ્થાન આપણા બાહ્યમનમાં હોય છે, અર્થાત્ જ્યારે તે નવીજ પડે છે ત્યારે તેને આપણે ભાનપૂર્વક (consciously) પોષીને ઉછેરીએ છીએ, પરંતુ જ્યારે તે ટેવ સ્થિર થાય છે ત્યારે તે

પાછો ખેંચી જતી. કેટલીક વાર તો દઢ સંકલ્પ કરીને પાછો નજ હઠવાનો હુ નિશ્ચય કરતો, પણ જ્યા તે સર્પ જોરથી પોતાની ફણા અફાળે કે તુર્ત હુ ભાગી જતો અને મારો નિશ્ચય નિશ્ચયને ઠેકાણે રહેતો." સંકલ્પ બળ કરતા ટેવનુ બળ અધિક છે એમ ડારવીન માનતો હતો.

પરંતુ અમે હિંમતથી કહીએ છીએ કે; ગમે તેવી પ્રબળ ટેવને આપણા ચારિત્રમાંથી આપણે દુર કરી શકીએ તેમ છીએ સરત માત્ર એટલીજ કે, આપણા આંતર મનમાં એ ટેવથી વિરોધી ટેવ દાખલ કરવી અને વિચાર તેમજ કાર્યની એક જુદીજ દિશા ગ્રહણ કરવી.

નવી ઉત્તમ ટેવનો આપણા ચારિત્રમાં સચાર થાય તેવો સકલ્પ કરતી વખતેજ એ ટેવ આપણે પાડતા હોઇએ છીએ તેમ નથી. વાસ્તવમા એ ટેવને આપણા બધારણમા સ્થિર થવાનો ખરો પ્રસંગ એ સકલ્પ કર્યા પછી જ આવે છે. એ સકલ્પ અથવા પ્રબળ ઇચ્છા કર્યા પછી આપણું આંતર મન (Subconscious mind) એ ટેવને પોષવા માડે છે. આપણે જ્યારે ભાનપૂર્વક અથવા બુદ્ધિના વ્યાપારદ્વારા ટેવને દાખલ કરતા હોઇએ છીએ, તે વખતે તો આપણે એ કાર્યનો બહુજ થોડો હિસ્સો દાખલ કરતા હોઇએ છીએ. પરતુ એ કાર્યને પુરૂ કર્યા પછી જ્યારે આપણા બાહ્ય મનને બીજા કોઇ કાર્યમાં પરોવીએ છીએ ત્યારે આપણુ આતર મન તે કાર્ય ઉપાડી લે છે અને આપણને ખબર પણ ન પડે તેમ ટેવને આપણી પ્રકૃતિનોવિભાગ કરતુ હોય છે આજે શીખેલો પાઠ આવતી કાલે સરલ થાય છે તેનુ કારણ એજ હોય છે કે, દરમ્યાનના વખતમા આંતર મને એ પાઠ ઉપર બહુ કામ કરેલું હોય છે આતર મનમા એક સસ્કાર

હિત ટેવ રૂપે પરિણમી શકે. એ ટેવ જ્યારે આપણામાં દૃઢ થાય છે, ત્યારે આપણા બધા કાર્યમાં તે પ્રેરક શક્તિ ( motive power ) રૂપે વર્તે છે. અર્થાત્ આપણી બધી પ્રવૃત્તિમાં તે સહચારી ભાવે હોય છે. જો કે આપણને તે વખતે તે હેતુ, પ્રેરકબળ, કે ટેવ એકેનુ વ્યક્ત ભાન કે ઉપયોગ (Consciousness ) હોતો નથી. છતાં વાસ્તવમાં આપણે તે કાળે એક બળવાન ઉત્તમ ટેવની ઉત્તેજનાવડેજ પ્રવર્તતા હોઇએ છીએ Herbert Spencer નામના ઉત્કૃષ્ટ પંક્તિના વિદ્વાને ખરૂ કહ્યું છે કે—"The habitually honest man does what is right not consciously because he 'ought' but with simple satisfaction, and is ill at ease till it is done અર્થાત્ જેને પ્રમાણિકપણુ ટેવરૂપ બની ગયુ છે, એ વ્યાજબીજ કરે છે, અને તેમ વ્યાજબી કરતી વખતે તે એમ સમજીને નથી કરતો કે વ્યાજબી કરવુ એ મારી ફરજ છે માટે કરૂં છુ, પણ જ્યાં સુધી તેમ ન થાય ત્યાંસુધી તેને ચેન પડતું નથી"

ઘણા વિચારકો અને લેખકો એમ માનતા હોય છે કે, ઉપયોગ વિના, ભાન રહિતપણે આચરેલું સદાચરણ કાંઇ કામનુ નથી. કેમકે ત્યાં સુવિકસિત નૈતિક જ્ઞપ્તિ (Developed moral consciousness ને અવકાશ હોતો નથી આ મત અનેક ઉત્તમ કોટીના વિદ્વાન મનુષ્યો ધરાવતા જણાય છે દાખલા તરીકે અમેરીકાનો સમર્થ પંડિત Josiah Royce એક સ્થળે એમ જણાવે છે કે "The establishment of organised habit is never in itself enough to ensure the growth of an enlightened moral Consciousness" એટલે કે " માત્ર પ્રકૃતિભૂત બની ગયેલી કોઇ

હોય છે નાનપણમાંજ પ્રમાણિકપણાની ભાવના દૃઢ અંકિત થાય તો મોટી વયે તે ટેવને અનુસર્યા વિના તેને ચાલતુ નથી. તેજ પ્રકારે નાનપણમાંથીજ ખંત ઉદ્યોગ, ધૈર્ય, પ્રયત્ન આદિ સુંદર ટેવો પડી ગયેલી હોય તો મોટી વયે તે સર્વ દેશીય વિજયની ઉપદાન સામગ્રીનુ કાર્ય બજાવે છે વ્યક્તિનુ, સમાજનુ દેશનું કે વિશ્વનુ કલ્યાણ એ ટેવોની સારતા કે અસારતા ઉપર અવલબીને રહેલુ છે જે દેશોમાં કે સમાજોમાં એ "ટેવો" કેળવવા ઉપર લક્ષ્ય અપાતુ નથી તેની ઉપર અધોગતિ અને નિષ્ફળતાની છાપ નિરતર પડેલી રહેલીજ જોવામા આવે છે. સારી ટેવોની જેટલી પ્રશંસા કરીએ તેટલી ન્યૂન છે

( ૩ )

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે "સારી ટેવો ઉપજાવવા માટે શું કરવુ ?" ઉત્તર તૈયાર છે, અને તે આ પ્રમાણે છે.-- "તમારા મનમા એક ઇષ્ટ માનસમૂર્તિ (mental image) રચો, અને તે મૂર્તિની આસપાસ, તે મૂર્તિને અનુરૂપ ટેવને ઉપજાવો" સ્પષ્ટતાને ખાતર ચાલો અધિક વિવેચનમા ઉતરીએ

આપણી આસપાસ આપણે જે કાઈ સ્થુળ રચનાવાળી સૃષ્ટિ જોઇએ છીએ તે બધી એક માનસિક ચિત્રને અનુસરીને બહિર્ભાવ પામેલી છે, વ્યક્ત કે અવ્યક્તપણે એક માનસિક ચિત્રને જ અનુસરીને બધી સ્થુળ ઘટનાઓ રચાતી માલુમ પડે છે કેટલીક રચનાઓ મનુષ્યના આતર ચિત્રને અનુસરીને, કેટલીક પશુઓના મનને અનુસરીને અને કેટલાય દિવ્ય સત્ત્વોની યોજનાને અનુસરીને રચાયેલા હોય છે વિશ્વનો નિયમ જ એ પ્રકારે છે કે, પ્રત્યેક રચના પ્રથમ આતર જગતમા હોય છે અને ત્યાથી તે સ્થૂળ જગતમા અવતરણ પામે છે ચારિત્રની રચના સબંધે પણ

એ ચિત્ર જ તમારી ચારિત્રની ઇમારતનો પાયો છે. એ પાયાની ઉપર જ તમારૂ ભાવિનુ ચણતર થવાનુ છે. એ યોજના ( Design ) ને અનુંસરીને જ તમારે રચનાત્મક કાર્ય ( Constructive act ) કરવાનું છે. એ ચિત્ર ઉપર મનને વિરામ પમાડો, તેની પૂજા કરો, જેને કોઈ પ્રકારનો જીવન-ઉદ્દેશ છે તેમણે તો આ માનસમૂર્તિનું પૂજન કરવુ જોઇએ સ્થુળ મૂર્તિપૂજા પણ જો આ ઉદ્દેશને કોઇ અંશે સિદ્ધ કરી શકતી હોય તો અમે તેને પણ કર્તવ્ય માનીએ છીએ. વિશ્વને "મૂર્તિપૂજા" વિના ચાલતુ નથી-ચાલે તેમ પણ નથી હાલ તો આપણે આપણા પ્રસ્તુત વિષયને છોડીને અવાંતર વિષયમાં ઉતરવુ યોગ્ય નથી. પરંતુ એટલુ તો કહીશુ કે, જ્યા મૂર્તિ-પૂજા નથી ત્યા પ્રગતિ, વિકાસ કે ઉત્ક્રાંતિ નથી. પણ મૂર્તિ-પૂજા ક્યા સ્થાને નથી ? બધે જ છે

કલ્પના વડે એ ઇષ્ટ લક્ષણોને તમારી ચારિત્ર ઘટનામાં જુઓ, અને જાણે તે તમારામા અત્યારેજ છે તેમ વર્તો તે પ્રમાણે તમારૂ વર્તન છે, અને જીવનના પ્રત્યેક પ્રસગમા તમે તે લક્ષણનો પરિચય આપો છો, એમ મનોમય જુઓ. ગમે તેવા પ્રબળ પ્રલોભના પ્રસગમા કે ગમે તેવા વિકટ મામલામાં તમે તે લક્ષણનો ત્યાગ નથીજ કર્યો, એમ કલ્પનામા નક્કી કરો. એ લક્ષણને જતુ કરવાનો પ્રસગ ઉપસ્થિત થયો હોય, તેને ક્ષણભર છોડી દેવાથી તમને મોટો લાભ થતો હોય, છતા તમે તેને ખત, ઉત્સાહ, ધૈર્યથી સતતપણે વળગીજ રહ્યા છો, એમ કલ્પનામા જુઓ, વખતના રહેવા સાથે આ ચિત્રનો તમારા જીવનમાં આવિર્ભાવ થયા વિના રહેશે નહી. કલ્પનાના જળ વડે સિંચાએલુ ચારિત્રનુ બીજ મનોમય ભૂમિકાની માટીમાંથી બહા-

પણ તે પ્રાપ્ત કરી શકે છે. જેનામાં ખંત નથી, સળંગ સતત પણે કામ કરવાની ધીરજ નથી તેઓ આ યુક્તિથી એ ઇષ્ટ લક્ષણને પોતામાં જમાવી શકે છે. તેણે ખંતનું મનોમય ચિત્ર રચીને તેની "પૂજા" કરવી જોઇએ, પોતાને તેવો કલ્પનામાં જોતા શીખવું જોઇએ, કાર્યમાં તેણે તે ચિત્રને અનુસરતું જીવન ગુજારવુ જોઇએ, અને એમ કરતા કરતાં એ વર્તન "ટેવ" રૂપ બને ત્યારે તે ચારિત્રનો વિભાગ બને છે. તેજ પ્રમાણે જેઓ બહુ બીકણ, પગલે પગલે ડર ખાવાવાળા અને ભીરૂ છે, તેમણે પોતાની કલ્પનામાં પોતાને નિર્ભય, નિશ્ચિત, પરમાત્મસત્તાવડે સુરક્ષિત જોવા જોઇએ, અને ક્રમે ક્રમે તે લક્ષણ તેના જીવનમાં સક્રાંત થયા વિના રહેશે નહી એવુ એક પણ લક્ષણ નથી કે જે આ પ્રકારે વિકસાવી ન શકાય. ચારિત્રગઠનની આ યોજનાવડે હજારો મનુષ્યોએ પોતાની જાતને નવી જ બનાવી દીધી છે

આ માર્ગમાં જો કોઇ મોટામાં મોટી મુશ્કેલી હોય તો તે એજ છે કે, લોકોને પોતાના બળમાં વિશ્વાસ નથી. તેઓ ધારે તેવા બની શકે તે વિષયમા તેમને બહુજ શંકા રહેલી હોય છે. "હુ કરી શકીશ" એટલુજ વાકય અર્થ સહિત જો તેઓ કદાચ બોલી શકે તો તેઓ પોતાના જીવનમાં અદ્‌ભૂત ફેરફાર કરી શકે તેમ છે. પરતુ કમનસીબે તેઓ એમજ મનવડે નક્કી કરીને બેઠા હોય છે કે "અમે તો જેવા છીએ તેવાને તેવાજ રહેવા નિર્માયા છીએ" તેમને એટલુ ભાન થાય તો કેવુ સારૂ કે તેમની આત્મઘટનાનું કામ આ ભૂમિકાએ હજી પરિસમાપ્ત થયું નથી, પરંતુ હજી પૂર્ણતાની પ્રાપ્તિ સુધી આગળને આગળ ચાલવાનુ છે. પોતાને જેવા થવુ હોય તેવુ બનવાનુ બીજ પ્રત્યેક અંતઃકરણમાં રહેલુંજ છે. લોકો માનતા હોય છે કે, કલ્પવૃક્ષ માત્ર દેવ ભૂમિકામાંજ છે, આ મૃત્ય ભૂમિમાં તો માત્ર

હોય, જેઓ પોતાના સર્વ કાર્યો તેમજ મનોવૃત્તિને કાબુમાં રાખી શકતા હોય અને જેઓએ પોતામાં અમુક પ્રકારની ઉત્તમ "ટેવો" ને પ્રકૃતિમાં એક રસ કરી દીધી હોય આપણી વિદ્યાશાળાઓમાં આ પ્રકારની પદ્ધતિ ક્યારે દાખલ થશે ?

આ વિષયની સમાપ્તિ કરતાં પહેલા સમર્થ તત્વજ્ઞ પંડિત Herbert spencer ના નીચેના અમર શબ્દોને આ સ્થળે ટાંકવાની વૃત્તિને અમે રોકી શકતા નથી આત્મસંયમ અને ચારિત્ર વિશે લખતા તે મહા પંડિત જણાવે છે કે "In the supremacy of self control consists one of the perfections of the ideal men Not to be impulsive-not to be swayed hither and thither by each desired but to be self-restrained, self-balanced, governed by the just decision of the feelings in Council assembled + + + + that it is which moral education strives to prodace" અર્થાત્:-"આત્મસંયમની ઉત્કૃષ્ટતામા આદર્શ-મનુષ્યની સપૂર્ણતા રહેલી છે. આવેગ અથવા તાત્કાલિક વૃત્તિ ક્ષોભને વશ થઈને કોઈ કામમાં ન ઝપલાવવુ પ્રત્યેક વાસનાતરગવડે અહીથી ત્યાં અને ત્યાથી અહિ તણાયા ન કરવુ, આત્મ-દમન કરવુ, સમભાવ વિશિષ્ટ રહેવુ, બધી વૃત્તિઓને સભામાં આમત્રણ કરીને તેમણે એક મતે સ્થાપેલ નિર્ણયથી નિયમાવુ, આવી પરિસ્થિતિને ઉપજાવવી એ નૈતિક શિક્ષણનો ઉદ્દેશ છે."

અમારો પણ આજ લક્ષ્ય છે "આત્મ-સયત વર્ગ" માં તમારી જાતને દાખલ કરવા તમે શકિતમાન બનો એજ અમારી શુભેચ્છા અને પ્રાર્થના છે

---

વૈરાગ્ય શુ છે તે વિધિરૂપે કહેવા કરતાં તે શું નથી તે કહેવા દો. વૈરાગ્ય તે કંટાળો નથી. સંસાર અને સસારના પ્રાણી પદાર્થો પ્રત્યેનો અણગમો તે પણ વૈરાગ્ય નથી. ખરૂં છે કે, કેટલાક ગ્રંથોમાં પણ જનહૃદયમાં સંસાર પ્રત્યે આવા પ્રકારનો તિરસ્કાર ઉપજાવવાનો ઉદ્યોગ થયો છે. પરંતુ તેવા પ્રકારના ભાવ પ્રત્યે ડાહ્યા અને જ્ઞાની જનોની સંમતિ નથી જગતથી નાશી છુટવું તે વૈરાગ્ય નથી, પણ ભીરૂતા છે. દુનિયાની મુશીબતોથી ડરીને તેનો ત્યાગ કરવો તે સદ્ગુણ નથી, પણ કાયરતાનો બુરો દોષ છે. આપણને મનપ્રસંદ સ્વરૂપે સંસારે દેખાવ ધારણ ન કર્યો તેથી તેનાથી રીસાવું તેમાં ડહાપણ નથી, પણ બાલીશતા છે, અને એવા હરકોઇ પ્રકારના ભાવોમાંથી ઉત્પન્ન થતો વૈરાગ્ય તે કલ્યાણને અર્થે નથી, પણ અધોગતિ અવનતિ અને પતનને અર્થે છે.

મનુષ્ય સંસારથી છુટીને કયાં જાય તેમ છે? સંસાર એ કાંઇ ઇંટ માટીના મકાનનો નથી. તે સ્ત્રી, પુત્ર, માતા, પિતા, બંધુ કે મિત્ર નથી. તે ધન, વિભવ, વિલાસના સાધનો કે વ્યાપાર ઉદ્યોગ નથી. સસાર એ કશામાં નથી અને તેના ત્યાગથી સંસારનો વાસ્તવ ત્યાગ થયો સમજવો યોગ્ય નથી. મનુષ્યનો ખરો સંસાર તેના હૃદયમાં છે. ઉપરની બધી ચીજો તે ખરા સસારમાંથી ઉદ્ભવે છે સંસારનું ઉપાદાન મનુષ્યનાં હૃદયમાં છે. તે વસ્તીમાં હોય કે જંગલમાં હોય, પણ ત્યા તેનો સસાર ભેગો જ હોય છે. સંસાર ઉપજાવનાર વાસનાના હૃદયમાથી ત્યાગ થવા પહેલાં; સસારનો ત્યાગ કર્યાનુ કહેવામાં આવે છે તે વાત અમારા ગળે ઉતરતી નથી. મનુષ્ય સ્થુળ પદાર્થોનો ત્યાગ કરી તેનાથી ભાગી છુટે, પણ તેના હૃદયથી તે કયા નાશી છુટે તેમ છે? ત્યાગ,

વૈરાગ્ય શું છે તે વિધિરૂપે કહેવા કરતાં તે શું નથી તે કહેવા દો. વૈરાગ્ય તે કંટાળો નથી. સંસાર અને સંસારના પ્રાણી પદાર્થો પ્રત્યેનો અણગમો તે પણ વૈરાગ્ય નથી. ખરૂં છે કે, કેટલાક ગ્રંથોમાં પણ જનહૃદયમાં સંસાર પ્રત્યે આવા પ્રકારનો તિરસ્કાર ઉપજાવવાનો ઉદ્યોગ થયો છે પરંતુ તેવા પ્રકારના ભાવ પ્રત્યે ડાહ્યા અને જ્ઞાની જનોની સંમતિ નથી જગતથી નાશી છુટવું તે વૈરાગ્ય નથી, પણ ભીરૂતા છે. દુનિયાની મુશીબતોથી ડરીને તેનો ત્યાગ કરવો તે સદ્‌ગુણ નથી, પણ કાયરતાનો બુરો દોષ છે. આપણને મનપ્રસંદ સ્વરૂપે સંસારે દેખાવ ધારણ ન કર્યો તેથી તેનાથી રીસાવું તેમાં ડહાપણ નથી, પણ બાલીશતા છે; અને એવા હરકોઇ પ્રકારના ભાવોમાંથી ઉત્પન્ન થતો વૈરાગ્ય તે કલ્યાણને અર્થે નથી, પણ અધોગતિ અવનતિ અને પતનને અર્થે છે

મનુષ્ય સંસારથી છુટીને કયા જાય તેમ છે? સંસાર એ કાંઇ ઇંટ માટીના મકાનનો નથી. તે સ્ત્રી, પુત્ર, માતા, પિતા, બંધુ કે મિત્ર નથી. તે ધન, વિભવ, વિલાસના સાધનો કે વ્યાપાર ઉદ્યોગ નથી. સંસાર એ કશામાં નથી અને તેના ત્યાગથી સંસારનો વાસ્તવ ત્યાગ થયો સમજવો યોગ્ય નથી મનુષ્યનો ખરો સંસાર તેના હૃદયમાં છે. ઉપરની બધી ચીજો તે ખરા સંસારમાંથી ઉદ્‌ભવે છે સંસારનું ઉપાદાન મનુષ્યનાં હૃદયમાં છે. તે વસ્તીમાં હોય કે જંગલમાં હોય, પણ ત્યાં તેનો સંસાર ભેગો જ હોય છે. સંસાર ઉપજાવનાર વાસનાના હૃદયમાંથી ત્યાગ થવા પહેલાં; સંસારનો ત્યાગ કર્યાનું કહેવામાં આવે છે તે વાત અમારા ગળે ઉતરતી નથી. મનુષ્ય સ્થુળ પદાર્થોનો ત્યાગ કરી તેનાથી ભાગી છુટે, પણ તેના હૃદયથી તે કયા નાશી છુટે તેમ છે? ત્યાગ,

છે તેવો સુકો, કઠીન અને રસહીન નથી પણ સ્નિગ્ધ, સુકોમળ અને રસમય છે. અત્યારે તેવો નથી ભાસી શકતો તેનું કારણ એ છે કે, આપણને સાચો વૈરાગ્ય નથી, અને સાચો વૈરાગ્ય શું કહેવાય તે આપણે છેક ભૂલી ગયા છીએ એ આપણી મોટામાં મોટી કમનસીબી છે.

આપણે જોયું કે રસમાં રાગ હોવો તે સ્વાભાવિક છે. પરંતુ તેનાં તે પ્રકારના રસમાં હમેશને માટે રાગી બની બંધાઇ રહેવુ તે મૂર્ખાઇ છે. કેમકે જેરસમાં અત્યારે આપણું બંધન છે તે રસ કરતાં ઘણા ઉચ્ચ પ્રકારના રસો કુદરતે આપણા માટે આપણા વિકાસના માર્ગમાં આગળ નિયોજી રાખ્યા છે કુદરત આપણને કહે છે કે "તમારે આગળને આગળ પ્રયાણ કરવુ પડશે. તમે એકજ સ્થાને એકજ પદાર્થમા રાગી બની બંધાઇ રહો તે મને પસંદ નથી તમે આગળ ચાલો, તમને આથી પણ ઘણો સારો રસ ત્યાં મેળવી આપવાનુ હુ માથે લઉ છુ. એકજ સ્થળે બંધાઇને પડયા રહેવું તે તમારા આત્માના સ્વાભાવિક બધારણથી ઉલટું છે, તેમજ મારા નિયમથી પણ વિરોધી છે માટે હાલ પ્રાપ્ત થયેલા રસમાં મોહ પામી ગળીઆ બળદ પેઠે પડયા ન રહો કદાચ હઠથી તેમ કરશો તો મારે તમારાં હ્રદય ઉપર આઘાત કરીને તમારો મોહ છોડાવવો પડશે. અને તેમ થશે ત્યારે તમને બહુ માઠુ લાગશે ". નિસર્ગનો મહા નિયમ એજ ભાવના આપણા અંતરમાં ગુંજાવી રહ્યા છે. આપણે તેને ધ્યાન આપી સાંભળીએ તો આપણી ઉન્નતિનો માર્ગ સરલ થાય, એટલુજ નહિ પણ તે આઘાત વિનાનો, આનંદપૂર્ણ અને રસમય બન્યો રહે.

બહાર જઈ અતિ માત્રામાં ભોગવવું, તેમજ તેના તે ભોગને આસક્તિપૂર્વક વળગી રહેવુ

આપણા માંહેના ઘણા જણાએ શાસ્ત્રો વાંચીને તેમાથી એવો અર્થ તારવ્યો છે કે, દરેક પ્રકારના સ્થૂળ સૂક્ષ્મ વિષયો, અને તેમાંથી ઉત્પન્ન થતો આનંદ, સર્વ કાળ, સર્વ દેશ અને સર્વ અવસ્થામાં એક સરખી રીતે અનિષ્ટ અને આત્માને અધોગતિમા દોરી જનાર છે આ માન્યતા સાથે તત્વદૃષ્ટિને ઘણો મહત્વનો મતભેદ છે તત્વદૃષ્ટિએ ખરી વાત એ છે કે, આત્માના વિકાસક્રમની જે અવસ્થાએ જે વિષયોનો ભોગોપભોગ સ્વાભાવિક હોય છે તે અવસ્થામાં તે વિષયોનો ભોગોપભોગ નિંદાપાત્ર નથી એટલુજ નહી પણ તે દ્વારાજ તેમના ક્રમવિકાસનો સંકેત નિર્માયો હોય છે. પશુસૃષ્ટિમાં દૃશ્યમાન થતા તેમના વિવિધ પ્રકારના ઇન્દ્રિયજન્ય ભોગોપભોગોમાં તેમના આત્મવિકાસનો સંકેત કયા રહેલો છે એનુ વિવેચન કરતા એક જુદોજ લેખ થઈ પડે તેમ છે, તેથી વિષયાંતર નહીં કરતાં સિદ્ધાંતરૂપે એટલુજ કહેવા દો કે પશુઓ તેમના ઇન્દ્રયજન્ય સુખ અને દુઃખના અનુભવો અને સંસ્કારો વડેજ મનુષ્યપદનો અધિકાર ધીરે ધીરે મેળવી શકે છે

આત્મા મનુષ્યત્વની ભૂમિકાએ આવ્યા પછી તેનામાં પશુતા અને પશુઓને સુલભ ભોગોની લાલસા કમી થતી જાય છે એવો કુદરતનો સ્વાભાવિક નિયમ છે. તેમ છતાં અત્યારે ભાસ્યમાન થતો " મનુષ્ય " એ સોએ પોણોસો ટકા પશુ છે. તેનામાં હજી પશુત્વ કાળના સંસ્કારો, ભોગાનુભવો, અને વિકારોનું તારતમ્ય ઘણુ વધારે છે પશુત્વની ભૂમિકાને વળોટીને ઘણો પંથ કાપ્યો ન હોય એવી કોટીના જ મનુષ્યો

હોવા છતાં બીલાડી માટે તે ચોરી નથી, એવી ચોરીનું કાર્ય બીલાડીના જીવન નિર્વાહ માટે બીલાડીને જરૂરતું છે

મનુષ્યના શરીરસરક્ષણ, જીવનનિર્વાહ, બુદ્ધિવિકાસ, હૃદય વિસ્તાર અને સ્વરૂપપ્રાપ્તિ માટે જે બાહ્યાંતર ક્રિયાઓ કુદરતે આવશ્યક ગણી છે તેમાં આપણને સ્વાભાવથીજ શરમ જેવું કશુ ભાસતુ નથી. અને તેથી તેવી પ્રવૃત્તિનુ સેવન એ આપણી સર્વદેશીય ઉન્નતિ માટે ધર્મ્ય છે એવી પ્રવૃત્તિમા આહારગૃહણ શરીરશુધ્ધિ, સંતાનોત્પાદન, આદિ જે જે વ્યવહારિક ઘટનાઓનો સમાવેશ થતો હોય તેના વિવેકપુરઃસર નિયમાનુસાર સેવનમા કશોજ અધર્મ નથી, એટલુજ નહિ પણ તે માર્ગે થઇને જ આપણી ઉન્નતિનો વિજયરથ ચાલવા નિર્માએલો છે. તેમાં શરમાવા જેવું કે છુપાવવાનુ મન થાય એવુ કાંઇજ નથી એનો સમજણ વિના ત્યાગ કરવો એ વિરાગ નથી, પણ ઉન્નતિના આવશ્યક સાધનોનો હેતુ પૂર્વક સાધેલા વિનાશ છે.

**વિરાગ માત્ર એ પદાર્થોમાં જ હોવો અને ઉપજાવવો ઘટે છે કે જે પદાર્થો આપણા વર્તમાન વિકાસની ભૂમિકાએ આપણને શોભતા નથી.** મનુષ્યને શુ નથી શોભતું એ તેનુ હૃદય તેને પ્રત્યેક ક્ષણે કહ્યા જ કરતુ હોય છે. તેનુ હૃદય તેને નિરતર ડખ મારી યાદી આપ્યા કરે છે કે "હવે અમુક પ્રવૃત્તિ તારા માટે શોભા ભરી નથી તે માટે હવે તારે શરમાવું જોઇએ તુ દુનિયામા ઉંચુ મ્હો રાખી બોલી શકે તેવું નથી" વ્યભિચારી, વિશ્વાસઘાતી, અથવા દુરાચારી મનુષ્યના મુખ સામુ જુઓ અને તેની ચક્ષુઓમાં તેના આત્માનો ઉંડો ડખ કોતરાએલો તમને ભાસ્યમાન થશે તેને પોતાના આત્મા ઉપર તિરસ્કાર આવે છે તેમ સુચવનારી અવ્યકત છાપ

સાધ્યો હતો તે નિયમ બુદ્ધિપૂર્વક સમજીને તેના વિશેષ વિકાસ અર્થે યોજતા તે શીખે છે અને તે પ્રકારે તે ધારે તો કુદરતે તેને માટે ઈચ્છેલો વિકાસ તે યથાયોગ્ય સાધી શકે છે.

પરંતુ કુદરતે, મનુષ્યને જે હેતુની સિદ્ધિ અર્થે બુદ્ધિ અને કાર્ય-સ્વાતંત્ર્ય આપેલાં છે, તે હેતુને સફળ કરવાનો ઉદ્યોગ ન કરતાં, અકૃતજ્ઞ અને સ્વેચ્છાચારી મનુષ્ય, પોતાનો મનુષ્યત્વનો પ્રાપ્ત અધિકાર ભોગવવાને બદલે પશુ બનવાનું પસંદ કરે છે તે જાણતો હોય છે કે તે વાત તેને શોભતી નથી છતાં પશુત્વકાળમાં અનુભૂત સુખના સંસ્કારોની અવ્યક્ત સ્મૃતિથી તે અનિષ્ટ પ્રવાહમાં ખેંચાઈ જાય છે અને તેમાં સૌથી ખેદકારક ઘટના તો એ છે કે, તેવા ભોગોને ઉત્કટપણે ભોગવવા માટે તે પોતાની બુદ્ધિની મદદ લે છે બુદ્ધિશક્તિ મનુષ્યની ઉન્નતિ માટે કુદરતે યોજી છે. પરંતુ તેજ સાધનદ્વારા મનુષ્ય પોતાને બને તેટલો વધારે પશુ બનાવવા પ્રયત્ન કરી તે ઈશ્વરી શક્તિનો અધમ ઉપયોગ કરે છે પોતાના ભોગ વિલાસની તૃપ્તિ માટે આજે મનુષ્યો પોતાની બુદ્ધિનો કેવો છુટથી ઉપયોગ કરે છે એ કોઈથી ભાગ્યેજ અજાણ્યું હશે મનુષ્ય દ્રવ્યવાન બનવાને માટે, અને તે દ્રવ્યનાં સાધનવડે પોતાની વિવિધ પ્રકારની ભોગવૃત્તિ સંતોષવા માટે કેટલી જાતના છળ કપટ, પ્રતારણા, વિશ્વાસઘાત દેશદ્રોહ, અને નિંદ્યકાર્ય કરે છે ? પશુઓ તેમ નથી કરતા, કેમકે તેમનામાં બુદ્ધિ નથી. મનુષ્યો તેમ કરી શકે છે, કેમકે કુદરતે તેમને બુદ્ધિ અર્પી છે. શું બુધ્ધિશક્તિની બક્ષીસ આ હેતુ માટે થઈ હશે ? બુધ્ધિની સહાયથી મનુષ્યોએ દેવ અથવા

આપણે મનોમય રીતે જ ઠરાવ કરી દેવો જોઇએ કે "હું મારા સયોગો અને પરિપાર્શ્વિક ઘટનાઓથી તદ્દન સ્વતંત્ર છુ અર્થાત્ તેમા રાગ ભાવથી બંધાવુ કે ન બધાવું એ મારી સ્વતત્ર ઇચ્છાની વાત છે આટલુ આત્મસ્વાતત્ર્ય મેળવ્યા પછી મનુષ્ય પોતાની વાસ્તવિક શક્તિઓના ભાનમાં આવવાની શરૂઆત કરે છે "હુ સ્વતંત્ર છુ" એવા મનોમય જાહેરનામા ઉપર તેણે મનોમય રીતે સહી કરવી જોઇએ, અને તે જાહેરનામુ તેણે પોતાની આંતરસૃષ્ટિના સઘળા વિભાગોમાં, સર્વ પ્રદેશોમાં અને ખુણે ખાચરે ફેરવી દેવુ જોઇએ તેણે પોતાના સર્વ પ્રકારના વિકારો, વાસનાઓ. ઇચ્છાઓ, આવેગો, ભોગલીપ્સાઓને સ્પષ્ટ સભળાવી દેવુ જોઇએ કે 'તમે મારે આધીન છો, આજથી હુ તમારે આધીન નથી." આવી રીતે મનુષ્ય જ્યારે તેના વિકારોનો સ્વામી થાય ત્યારેજ તે સાચો સાધક બની શકે છે. અને વિકારો ઉપર સ્વામિત્વ ત્યારેજ સ્થપાય છે કે, જ્યારે તે પ્રત્યેનો મુગ્ધભાવ, વિવેકના બળથી નષ્ટ થાય વિવેકના શસ્ત્રથી રાગના બંધનનુ બળ તોડી નાંખવુ તે પ્રવૃત્તિવિશેષનુ નામ "વૈરાગ્ય" છે, અને તે મોક્ષપદનું પ્રથમ સોપાન છે.



સ્રવ વડે જ છે. જો તે આસ્રવરૂપી પોષણ બંધ કરવામાં આવે, તો આત્માને તેની સ્વાભાવિક સ્વરૂપ સ્થિતિ મેળવવામાં કાંઇ જ વિઘ્ન રહેતું નથી. જે પરિણામ વિશેષ વડે આત્મા પોતાના ભવભ્રમણમાં બધાઇ રહ્યો છે. તે પરિણામમાં આત્મા પાંચ પ્રકારે પરિણમે છે. (૧) મિથ્યાત્વરૂપે, (૨) અવિરતિરૂપે, (૩) પ્રમાદરૂપે, (૪) કષાયરૂપે અને (૫) યોગરૂપે બહુધા સંસારી આત્માને આ પાંચે પરિણામ એક સાથે હોય છે. અને જેટલા અંશે એ પરિણામોની ઉત્કટતા, તીવ્રતા, સમય-સ્થિતિ અને અનુરંજીતપણું હોય છે, તેટલે અંશે તે અધિક અધિક સ્વભાવભ્રષ્ટ થઇ વિભાવ સ્થિતિમાં આવતો જાય છે. આત્મા જેમ જેમ ઉન્નતિક્રમમાં પ્રગતિ કરતો ચાલે છે, તેમ તેમ ઉપરોક્ત આસ્રવનાં કારણો મંદ થતાં ચાલે છે. અને આખરે અનુક્રમે તદ્દન બંધ પડી જાય છે.

આત્મા જ્યારે તેના સ્વરૂપના ભાનમાં આવે છે, ત્યારે આસ્રવનું સૌથી મોટું નિદાન જે "મિથ્યાત્વ" તે ઉપશમી જાય છે, અથવા કોઇ વિશેષ વીર્યવાન પુરુષના સંબંધે તે ક્ષયભાવ પણ પામે છે. જૈન શાસ્ત્રકારે આ ભૂમિકા વિશેષ તે ચતુર્થ ગુણસ્થાનકના નામથી ઉદ્દેશી છે. અર્થાત્ તે ભૂમિકામાં આ-ત્માને અમુક અંશે પોતાની સ્વરૂપ સ્થિતિ પ્રગટ થાય છે. જો તે આત્મભાન નિર્મળ વિશુદ્ધ પર્યાયવાળું અને આત્મા ઉપરના મિથ્યાત્વ આવરણના ક્ષયના પરિણામે પ્રગટેલું હોય છે, તો તે જ્ઞાન "ક્ષાયક સમ્યક્ત્વ" નાં સંજ્ઞાને પામે છે. અને તેમ ન હોતાં તે આવરણ કેટલીક ભાગ મંદ પડી જવાથી, અથવા કોઇ અંશે તે આવરણનો ક્ષય અને કોઇ અંશે તેના ઉપશમથી થાય છે, તો તે જ્ઞાન અનુક્રમે "ઉપશમ સમ્યક્ત્વ" અથવા "ક્ષયોપશમ

આકર્ષાએલા કર્મોમાં કષાયજન્ય રસ નહી હોવાથી તેની સ્થિતિ એક સમય માત્ર જ હોય છે. આયુષ્યના અંત ભાગ સુધી સર્વજ્ઞ આત્માને પણ આ "યોગાશ્રવ" રહે છે, જ્યારે દેહના વિયોગ કાળે તેઓ એ યોગોનું રૂંધન કરે છે ત્યારે એ છેવટના આશ્રવ પણ લય પામે છે અને આત્મા તે કાળે પાંચે પ્રકારના આશ્રવના નિમિત્તોથી સદાને માટે મુક્ત થાય છે.

આ સ્થળે અમોએ અનુક્રમે આ પાંચે આશ્રવના સ્વરૂપ સબંધી વિચાર કરવા ઉદ્દેશ રાખ્યો છે.

મિથ્યાત્વ:—મન અને શરીરથી કોઇ ઇત્તર તત્વ મનુષ્યના બંધારણમાં હોવાનો જે ભાવના વડે ઇનકાર થાય છે તે ભાવનાને મુખ્યત્વે મિથ્યાત્વની સંજ્ઞા અપાય છે. મૃત્યુ એજ પ્રવૃત્તિ માત્રનો અંત છે—પ્રાણી માત્ર દ્રવ્યજડના પરિણામ વિશેષરૂપે ઉપસ્થિત થઇ થોડો કાળ જીવન અવસ્થા ભોગવી પાછા માટીરૂપે પોતાના મૂળ કારણમાં શમાઇ જાય છે—એવી અનાત્મ ભાવનાને ઉપરોક્ત અભિધાન અપાયું છે. "હું કોણ છું" એવી શોધમાં જ્યારે મનુષ્ય પ્રવર્તે છે, ત્યારે તેને પ્રથમ પોતાનું સર્વથી ઉપરનું વેષ્ટન—દેહ એજ નજરે ચઢે છે અને તેમાં જ તે પોતાનું હું પણું સ્થાપીને પોતાની સ્વરૂપ ભાવના વિભાવી લે છે. જે કાંઇ પોતે નથી તેને તેવું માની લે છે. અવસ્તારોપ કરવારૂપ પરિણામ એ મનુષ્યનું સંસાર બીજ છે. જ્યારે મનુષ્ય પોતાને માટીમાંથી પ્રગટેલો અને માટીમાં મળી જવાના સ્વભાવવાળો એક ક્ષણિક પદાર્થ માને છે. ત્યારે તે ક્ષણથી તેની તમામ પ્રગતિ વિરમી જાય છે. તેના મનમાં કોઇ સ્થાયી સુખ કે કલ્યાણમય અવસ્થા મેળવવા માટે કશી જ આશા રહેતી નથી, આ ભવ વિના જો બીજો ભવ જ નથી, તો પછી કયા

આકર્ષાએલા કર્મોમાં કષાયજન્ય રસ નહી હોવાથી તેની સ્થિતિ એક સમય માત્ર જ હોય છે. આયુષના અંત ભાગ સુધી સર્વજ્ઞ આત્માને પણ આ "યોગાશ્રવ" રહે છે, જ્યારે દેહના વિયોગ કાળે તેઓ એ યોગોનું રૂંધન કરે છે ત્યારે એ છેવટના આશ્રવ પણ લય પામે છે અને અંતમાં તે કાળે પાંચે પ્રકારના આશ્રવના નિમિત્તોથી સદાને માટે મુક્ત થાય છે

આ સ્થળે અમોએ અનુક્રમે આ પાંચે આશ્રવના સ્વરૂપ સબંધી વિચાર કરવા ઉદ્દેશ રાખ્યો છે

મિથ્યાત્વઃ—મન અને શરીરથી કોઇ ઇતર તત્વ મનુષ્યના બંધારણમાં હોવાનો જે ભાવના વડે ઇનકાર થાય છે તે ભાવનાને મુખ્યત્વે મિથ્યાત્વની સંજ્ઞા અપાય છે. મૃત્યુ એજ પ્રવૃત્તિ માત્રનો અંત છે—પ્રાણી માત્ર દ્રવ્યજડના પરિણામ વિશેષરૂપે ઉપસ્થિત થઇ થોડો કાળ જીવન અવસ્થા ભોગવી પાછા માટીરૂપે પોતાના મૂળ કારણમાં શમાઇ જાય છે—એવી મન્તવ્ય ભાવનાને ઉપરોક્ત અભિધાન અપાયું છે. "હું કોણ છું" એની શોધમાં જ્યારે મનુષ્ય પ્રવર્તે છે, ત્યારે તેને પ્રથમ પોતાનું સર્વથી ઉપરનું વેષ્ટન—દેહ એજ નજરે ચઢે છે અને તેમાં જ તે પોતાનું હું પણું સ્થાપીને પોતાની સ્વરૂપ ભાવના નિભાવી લે છે. જે કાંઇ પોતે નથી તેને તેવું માની લે છે. અવસ્તારોપ કરવારૂપ પરિણામ એ મનુષ્યનું સંસાર બીજ છે. જ્યારે મનુષ્ય પોતાને માટીમાંથી પ્રગટેલો અને માટીમાં મળી જવાના સ્વભાવવાળો એક ક્ષણિક પદાર્થ માને છે. ત્યારે તે ક્ષણથી તેની તમામ પ્રગતિ વિરમી જાય છે. તેના મનમાં કોઇ સ્થાયી સુખ કે કલ્યાણમય અવસ્થા મેળવવા માટે કશી જ આશા રહેતી નથી, આ ભવ વિના જો બીજો ભવ જ નથી, તો પછી કષ્ટ

પરિણામનો શૃંખલાબદ્ધ ક્રમ સમજ્યા છીએ, અને ડારવીન; સ્પેન્સર આદિ સમર્થ તત્વજ્ઞે એ ઉપજાવેલો પરિણામ વાદની જાળીમાં આશ્ચર્ય સાથે ગુમ થઇ જઇએ છીએ. એક ખનીજનો જડ-પરમાણુ વિકાસ પામતે પામતે બુદ્ધ કે મહાવીર અથવા નેપોલીઅન કે અલેકઝાંડર થઇ શકે છે.

આ પાશ્ચાત્ય તત્વનીતિ એમ મનાવે છે કે, પ્રથમ આખું જગત જડમય હતું, તે જડના ક્રમિક વિકાસમાંથી પહેલા એકેન્દ્રીય જંતુઓ તે પછી જરા મોટા જંતુઓ માછલાં, પક્ષી, પશુ અને છેવટે મનુષ્ય એમ એક પછી એક ઉદ્ભવ્યું, ચેતન એવું કશું જ છે નહિ. આ વિદ્વાનોએ એક પરમાણુથી તે મહાન સભ્યતાના નમુનારૂપ મનુષ્ય સુધીની સાંકળ જોડી આપી આપણી બુદ્ધિને આશ્ચર્ય બંધનમાં જકડી રાખી છે. મન અને શરીરની પાછળ જે આત્મતત્વ રહ્યું છે, તેના માટે આ તત્વવ્યવસ્થામાં મુદલ સ્થાન નથી. આ શિક્ષણ આપણે આજકાલ ઉછરતા આવ્યા છીએ અને તેને પરિણામે આપણે આપણને આત્મારૂપે જોવું ભૂલી જઇ માત્ર શરીરરૂપે અને મનરૂપે જોતાં શીખ્યા છીએ સમર્થ નાસ્તિકવાદી પંડિતોના હાથે વિસ્તાર પામતી આવી અનાત્મનીતિ સામે ટકવાનું આપણું સામર્થ્ય લોપ થઇ જવાથી આપણે વધારે ને વધારે "મિથ્યાત્વ" ના બિરૂદને પામતા ચાલીએ છીએ અને પંચમકાળમાં આ ભાવનાનું ઉત્કૃષ્ટપણે આધિપત્ય વિસ્તરવાના મહાવીર દેવના ભવિષ્ય કથનને સફળ કરીએ છીએ. આ પરિણામવાદ જીવની ઉત્પત્તિ સબંધે કશો બુદ્ધિમાં ઉતરે તેવો ખુલાસો આપી શકતો નથી. તે એટલું જ દર્શાવે છે કે, પરમાણુથી પરિણામ પામતાં પામતાં ધીરે ધીરે માણસના શરીર સુધીની ઘટના બની આવી છે. પરંતુ

અને એક જ સરખી લાગણી થવી જોઇએ. પોતાની વસ્તુ ચોરી જનાર મનુષ્ય ઉપર બધાને એક જ સરખી રીતે ક્રોધ ચઢવો જોઇએ. પરંતુ બધાને એક સરખી રીતે તેમ જ્યારે થતું નથી, ત્યારે એમ માનવું પડે છે, કે, તેવા નિમિત્તથી જે દ્રવ્ય પ્રથમ ક્ષુબ્ધ થાય છે, તે દ્રવ્ય જ્ઞાન તંતુના પણ પરભાગમાં છે અને તે આત્મદ્રવ્ય છે.

જે શાસ્ત્રો ઉપર ભાર મૂકીને આજનું મુખ્ય શિક્ષણ પ્રવર્ત્યું છે, તે માત્ર માણસના શરીરનો જ ખુલાસો આપી શકે છે. જીવ કે જ્ઞાનનો તેમજ મનનો પણ યથાર્થ ખુલાસો આપી શકતા નથી. જડથી બીજી વસ્તુ આખા વિશ્વમાં છેજ નહીં—આપણે બધા તેના જ વિકારો છીએ. જેનો ખુલાસો જડથી થઇ શકતો નથી તે વસ્તુ જ નથી. એમ એક સાથે આ શાસ્ત્રો કહી નાખે છે. આ શિક્ષણના પરિણામે જે જીવન ભાવનાઓ ઉદ્ભવે છે, તે અત્યંત સ્વાર્થયુક્ત બીજાનું પડાવી લેવાની વૃત્તિવાળી હોય છે. થોડું જીવવું છે તેથી જેમ બને તેમ થોડા કાળમાં ઘણામાં ઘણું સુખ ભોગવી લેવાની લાલસા વધતી જાય છે.

આજે જીવન કલહ વધી પડી માણસો એક બીજા તરફ ધસારા બચકીએ આવ્યા છે તે આ શિક્ષણનું જ "મિથ્યાત્વ"ના બહુલપણાનું જ ફળ છે. પ્રેમ, શ્રદ્ધા, ઉચ્ચતા, સ્વાર્પણ, નિર્વિકારિત્વ આદિ આત્મભાવાશ્રયી ઉદાત્ત ભાવનાઓ માત્ર ગ્રંથો અને બહુ તો વાણીમાં જ રહેવા પામી છે. આ ભવ સિવાય બીજો ભવ જે નીતિ સ્વીકારતી નથી, તે નીતિ વડે પોષાયેલી ભાવનાઓ દેહ અને તેના ધર્મો સિવાય બીજે ક્યાં નજર જ નાખી શકે? આ યુગ ખરેખર હડહડતા મિથ્યાત્વનો છે. Herbert Spencer આદિ વિદ્વાનોએ વિસ્તારેલી survival

ષ્ય પોતાની તાત્કાળિક હાજતો અને તેના મનસ્વી સુખ ઉપરાંત કશાની દરકાર રાખતો નથી. સુખનું ધોરણ એક મનુષ્ય પરત્વે સદાકાળ એક સરખું રહેતું નથી. એક ખડકણનું અને મિતાહારીનું સુખનું લક્ષ્ય જુદા જુદા પ્રકારનુ હોય છે. એક વિદ્વાન ઘણામાં ઘણું સુખ કોને કહેવું તેની જડવાદની ભાવનાના દૃષ્ટિબિંદુથી વ્યાખ્યા કરતા કહે છે કે—Hence, to have complete felicity is to have all the faculties exerted in the ratio of the several developements, and an ideal arrangement of circumstances calculated to secure this, constitutes the standard of "greatest happiness".

"સંપૂર્ણ સુખ હોવા માટે સમસ્ત બુદ્ધ વૃત્તિઓને તેમના વિકાસના પ્રમાણમાં ઉપયોગમાં લેવી જોઇએ અને એ હેતુ સિદ્ધ કરવા માટે એક ઉત્તમ સાયોગિક વ્યવસ્થા ઉપજાવવી તે સંપૂર્ણ સુખનું ધોરણ છે" પરંતુ પ્રાણી માત્રના રાગ દ્વેષ એક સરખી ભૂમિકાએ લાવવાનું કાર્ય અશક્ય છે અને તેથી એક મનુષ્યને માટે જે સંપૂર્ણ સુખ છે તે બીજાને તેવું હોતું નથી. સ્વભાવની સાથે સુખની ભાવના પણ ફરતી ચાલે છે અને તેથી તેમનું ઉપજાવેલું સુખનું સૂત્ર એ માત્ર મનુષ્યોને પોતાના રાગદ્વેષ અનુસાર વાપરવાનું એક શસ્ત્ર બન્યું છે બધાના સુખનું ધોરણ એક સરખું ન હોવાથી માત્ર પોતાનુંજ સુખ સાચવી બેસી રહેવું એવી વૃત્તિ દૃઢ થતી ચાલે છે. જ્યાંથી જેટલું મળે તેટલું પોતાનું મનનું માનેલું સુખ નીચોવી લેવું અને તેમ કરવામાં બીજાને થતા લાભ હાનિના પરિણામની અવગણના કરવી એજ મુખ્ય ઉદ્દેશ રહ્યો છે. ટુંકામાં આવી ભાવનાના ફળરૂપે પશુ-

ષ્ય પોતાની તાત્કાળિક હાજતો અને તેના મનસ્વી સુખ ઉપરાંત કશાની દરકાર રાખતો નથી. સુખનું ધોરણ એક મનુષ્ય પરત્વે સદાકાળ એક સરખું રહેતું નથી. એક ખડુકણનું અને મિતાહારીનું સુખનું લક્ષ્ય જુદા જુદા પ્રકારનુ હોય છે એક વિદ્વાન ઘણામાં ઘણું સુખ કોને કહેવું તેની જડવાદની ભાવનાના દૃષ્ટિબિંદુથી વ્યાખ્યા કરતા કહે કે કે—Hence, to have complete felicity is to have all the faculties exerted in the ratio of the several developements, and an ideal arrangement of circumstances calculated to secure this, constitutes the standard of "greatest happiness".

"સંપૂર્ણ સુખ હોવા માટે સમસ્ત બુદ્ધ વૃત્તિઓને તેમના વિકાસના પ્રમાણમાં ઉપયોગમાં લેવી જોઇએ અને એ હેતુ સિદ્ધ કરવા માટે એક ઉત્તમ સાયોગિક વ્યવસ્થા ઉપજાવવી તે સંપૂર્ણ સુખનું ધોરણ છે" પરંતુ પ્રાણી માત્રના રાગ દ્વેષ એક સરખી ભૂમિકાએ લાવવાનું કાર્ય અશક્ય છે અને તેથી એક મનુષ્યને માટે જે સંપૂર્ણ સુખ છે તે બીજાને તેવું હોતું નથી. સ્વભાવની સાથે સુખની ભાવના પણ ફરતી ચાલે છે અને તેથી તેમનું ઉપજાવેલું સુખનું સૂત્ર એ માત્ર મનુષ્યોને પોતાના રાગદ્વેષ અનુસાર વાપરવાનું એક શસ્ત્રજ બન્યું છે બધાના સુખનું ધોરણ એક સરખું ન હોવાથી માત્ર પોતાનુંજ સુખ સાચવી બેસી રહેવુ એવી વૃત્તિ દૃઢ થતી ચાલે છે. જ્યાંથી જેટલું મળે તેટલું પોતાનું મનનું માનેલું સુખ નીચોવી લેવું અને તેમ કરવામાં બીજાને થતા લાભ હાનિના પરિણામની અવગણના કરવી એજ મુખ્ય ઉદ્દેશ રહ્યો છે. ટુંકામાં આવી ભાવનાના ફળરૂપે પશુ-

જમાનાની પ્રબળ ભાવનાઓ તેનામાં અનેક નવી આશાએ પ્રજ્વળગાવી મુકે છે. અનાત્મનીતિને સ્થાન આપનાર મનુષ્યને નર્કમાં જવાની કાંઇ જરૂર નથી તે તેના હૃદયને તપાસે તો ત્યાંજ નર્કનો પ્રવાહ રેલાતો તેને માલુમ પડવાનો.

જેમ જેમ અનાત્મભાવના પ્રધાન સુધારો "કુદકે ને ભુસકે" આગળ આગળ ઠેલાતો જાય છે તેમ તેમ વ્યક્તિમા, સમાજમાં, રાષ્ટ્રમાં, દેશમાં અને વિશ્વમાં વિનાશ અને વિચ્છેદની વૃદ્ધિ થતી જાય છે. અગાઉ જ્યારે અંદર અંદરના સ્વાર્થની તાણાતાણનો નિવેડો તીર કે બાથંબાથાના યુધ્ધથી થતો ત્યારે આજે વિવિધ પ્રકારના ભયંકર શસ્ત્રોના પ્રયોગથી હજારો જાન એક ક્ષણમાં લઇ શકાય તેવી સરળતા વિજ્ઞાને કરી આપી છે "ડીનેમાઇટ" આદિના પ્રયોગથી દુશ્મનોનું જોતજોતામાં સત્યાનાશ કાઢી નાખી શકાય તેવી "ઉપયોગી" શોધો થતી ચાલે છે. સમાજનો શિષ્ટાચાર સાચવવા માટે બાહ્ય વર્તન લુગડાંનો ઠઠારો, ઉપરનો વિવેક, સલમનસાઇ વિગેરેનો ડાકડમાળ બહુ હાર્ગકાઇથી સચવાય છે તેની ના નથી, પરંતુ તે નીચે જે નીચતા, પામરતા, સ્વાર્થ, લુચ્ચાઇ, અશાંતિ વગેરે જે વૃત્તિઓ છુપાએલી છે તે ઓછી થવાનું એકે લક્ષણુ માલુમ પડતું નથી વિસમી સદીના અંગે રહેલું મિથ્યાત્વનું આ ઘાટું અંધારૂં વિશ્વને કારાગૃહ જેવું કરી મુકે તેમાં શું આશ્ચર્ય ? આત્મભાવ—શાશ્વત ચૈતન્યનો સ્વીકાર અને તેને અનુસરીને જીવનભાવનાઓ ઘડાવી જોઇએ એવી મહાજનોના ડીંડીમ નાદની ઉપેક્ષા એનુંજ આ ફળ છે. આત્મા નથી એવી વૃત્તિમાંથી—મિથ્યાત્વમાંથી વિસમી સદીનો એ મહા રોગ ફાટી નીકળ્યો છે.

જેવું જણાય તો પણ તે ખોટી માયા જાળ છે અને અવશ્ય ક્ષણ પછી વિખરાઇ જવાના સ્વભાવવાળી જ હોય છે. આજે જમાનો મુઠીઓ વાળી આગળને આગળ દોડે છે. કયાં પહોંચવા માટે તે દોડે છે તેનું તેમને ભાન પણ નથી.

આપણી મધ્યમાં વર્તતી મિથ્યાત્વની હડહડતી ભાવના પશ્ચિમમાંથી આવી છે. તેના પ્રકાશમાં અંજાઇ જઇને આપણે આપણી શાંતિ ગુમાવી બેઠા છીએ. આપણી પૌર્વાત્ય ભાવનામાં આ "પ્રકાશ" આવ્યા પછી મહાન પરિવર્તન થઇ ગયું છે. આપણે આંખો મિંચી તેમનું અનુકરણ કરીએ છીએ અને તેમ થતાં આપણી શાશ્વત શાંતિ ખોઇ બેસીએ છીએ. તે અનાત્મવાદી શિક્ષણની અસરથી આ આપણું રક્ષણ કરવાની આપણી ફરજ છે. આપણી પ્રાચીન આર્યભાવનામાં અને વર્તમાન-જડવાદની ભાવનામાં આકાશ જમીનનો અંતર છે. આ ભાવનાઓનું વર્ણન એક સમર્થ લેખક સુંદર શૈલીમાં આ પ્રમાણે આપે છે.

The present-day civilization of the west, in theory and in practice rests upon a basis of self, whereas the civilization of India rests upon a basis of selflessness. The individual is the centre of western civilization, and by the happiness of the individual it means the fulfilment of his desires, the pampering of his wealth, comfort and luxury. To multiply your desires and then to gratify them-to create artificial needs and then to pant and pine for their satisfaction-can any one doubt that this

lifted their accents in feeble protest against " this strange disease of modern life with its sickly hurry its divided aims its overtaxed heads, and palsied hearts ?" Contrast with this the deep peace and harmony which are of the essence of the ancient civilization of India The west says multiply your desires. ' India through her thousand groves, whispers in her ears " check them minimize them, reduce them to the smallest possible extent. Make life simple and restful, not complex and laborious Do not make self your Cod, rather subdue your-self and make it subserve the boundless purpose of Heaven Above all try by intent meditation not to realize the aloofness of your indivi tuality, but rather to realize your oneness with the eternal soul of things."

અર્થાત્: વર્તમાન કાળનું પાશ્ચાત્ય શિક્ષણ, સિદ્ધાંત અને પ્રયોગ ઉભયપણે અહંતાના પાયા ઉપર રચાએલું છે. તેથી ઉલટું આર્યસભ્યતા સ્વાર્થત્યાગના પાયા ઉપર ચણાએલી છે. વ્યક્તિ એ પશ્ચિમાત્ય સભ્યતાનું કેન્દ્ર છે અને વ્યક્તિનું સુખ એ તેનું લક્ષ્ય છે. આ વ્યક્તિ સુખનો અર્થ એવો છે કે, તેની ઇચ્છાઓને તૃપ્ત કરવી, દ્રવ્યમાં વધારો કરવો, આરામએશ, મોજશોખ, એમને બહેકાવી મુકવા, ઇચ્છાઓને વધારી મુકવી અને પછી તેને તૃપ્ત કરવી; બનાવટી જરૂરીઆતો ઉભી કરવી અને

અને એકરાગતાને મુદ્દો. પશ્ચિમ કહે છે કે " તમારી ઇચ્છાને વધારતા ચાલો. " હિંદ તેના હજારો શાંતિસ્થાનો દ્વારા તેના કર્ણમાં એજ બોલી રહ્યું છે કે " ઇચ્છાઓને અટકાવો તેમને ઓછી કરો, ઓછામાં ઓછી હદે તેમને લાવી મુકો. જીવનને સાદું અને વિશ્રાંતિમય કરો, ગુંચવણ ભર્યું અને બનાવટી નહીં કરો. તમારા સ્વાર્થને તમારો પ્રભુ ન કરો, તેથી ઉલટું તેને નિયમમાં રાખો અને તેને ઇશ્વરી સંકેતને આધીન કરી તેની સેવામાં યોજો અને તે સહુ ઉપરાંત નિશ્ચળ ધ્યાનવડે તમારૂં વ્યકિતગત એકલાપણું નહી પણ વિશ્વાત્માની સામે ઐક્ય સિદ્ધ કરો."

આ અનાત્મ નીતિથી મનુષ્યોની બાહ્યત્વની વૃત્તિ એટલી હદે વધી ગઇ છે કે, જ્યાં જ્યાં માત્ર બહારનો જ ખોટો ડોળ ઉપરનું જ સૌંદર્ય રહેવા પામ્યું છે. સહૃદયતાને સ્થાને માત્ર તર્કની ગુંચવણી, આંતરિક વિશુદ્ધિ સ્થાને માત્ર બહારની ટાપટીપ અને સદ્દગુણ સુનીતિ, સદાચારને સ્થાને દુષ્ણો અનીતિ અને અનાચાર પ્રતિષ્ઠિત થયા છે મન, વાણી અને કર્મની એકવાક્યતા સાચવી પવિત્ર જીવન ગુજારનાર પ્રાચીન કાળનો અને જમાનાથી અજ્ઞાત ગણાય છે. લોકો તેવા મનુષ્યને અક્કલનો ઓછો, મૂર્ખ, વેદીઓ, પ્રભુનું માણસ વિગેરે વિવિધ ઉપનામ આપે છે. અને હૃદયમાં કાંઇ હોવા સાથે બહારનો ભાવ કાંઇ ઓર જ બતાવી પોતાનો પ્રપંચ સાધી લેવાની કુશળતા ધરાવનારને આ મિથ્યાત્વના પ્રબળવાળો જમાનો અનુભવી, ઘડાએલો દેશકાળના સ્વરૂપનો જ્ઞાતા, અને પ્રાકટ બુદ્ધિનો ગણશે. આજે વિશુદ્ધ જીવનવાળા, સરલ, સીધા, સહૃદય મનુષ્યોનો જમાનો ચાલ્યો જઇ માત્ર બહારથી ઓપતા, મોહક કૃત્રિમતાના રંગથી ભરેલા, કથીરના જેવા ખોટા ચળકાટથી ચમકતા, રૂપાળા-રંગી-

આટેજ આસ્ત્રવના કારણોમાં મિથ્યાત્વને પ્રથમ સ્થાન આપવામાં
આવ્યુ છે. જ્યાંસુધી આત્માનો સ્વીકાર ન થાય, ત્યાંસુધી
વિરતિનો મુદ્દલ અવકાશ જ નથી. આત્મા અમર છે અને આ
પ્રતીત થતા ભોગો કરતાં ઉચ્ચ પ્રકારના નિર્વિષયી આનંદનો
નિરવધિ સમુદ્ર આત્મ આગળ રેલાતો પડ્યો છે. એવો જ્યાં-
સુધી તેને નિશ્ચય ન થાય ત્યાંસુધી મનુષ્યને પ્રાપ્ત ભોગ
સામગ્રી ત્યજવાનું મન થતું નથી. તેથી જ્યાંસુધી આત્મ-
નીતિના સ્વીકારરૂપી દૃઢ પાયા ઉપર વિરતિની ઇમારત ચણ-
વામાં ન આવે ત્યાં સુધી તે ઇમારત ટકી શકતી નથી. વિર-
તિની ભાવના આત્મતત્વના સ્વીકાર સાથે સંકલાએલી છે, અને
આત્માના સ્વીકારની ભાવના જેટલે અંશે મજબૂત તેટલે અંશે
વિરતિ પણ દૃઢ સ્થિર અને કાર્યકર બની શકે છે. ટુંકામાં
વિરતિનો સર્વ આધાર આત્મનીતિ ઉપર રહેલો છે. જ્યાં સુધી
મિથ્યાત્વને પોષણ આપનાર પ્રબળ નિમિત્તો વર્તશે અને તે
ભાવનાના પ્રતિકાર કરવાના કારણોનો અભાવ રહેશે ત્યાં સુધી
ગમે તેવા વિરાગ કે વિરતિના બોધ પાઠોની અસર જમાના
ઉપર થઈ શકશે નહીં. રેતીના પાયા ઉપરનું ચણતર જેમ
ઘડી બે ઘડી જ નભી શકે છે, તેમ મિથ્યાત્વની વિરોધી ભાવના-
રૂપી સિમેન્ટ જ્યાં સુધી આત્મવિકાસની ઇમારતના પાયામાં રેડ-
વામાં ન આવે ત્યાં સુધી વિરાગ ક્ષણ સ્થાયી જ રહે છે.
વિરાગના બોધ ઉપર આ વર્તમાન યુગ જરાપણ ધ્યાન નથી
આપતો એવી ઉપદેશકોની કડવી ફરીયાદ સમજણ વિનાની છે.
તેઓ યુગપ્રધાન ભાવનાના સ્વરૂપથી, અને મનુષ્ય હૃદય ઉપર તેની
થતી અસરથી છેક અજાણ્યા છે. જે વિરતી ભાવના તેઓ મનુષ્ય હૃદય
ઉપર રોપવા માગે છે, તેનો તેમની પૂર્વની દૃઢ થયેલી અને ચિરકાળથી

તપ, દાન આદિ ઉપચારો પણ એક કુળમર્યાદા અને લોકરૂઢી તરીકે જ પળાતા આવે છે. શા માટે તેઓ એ બધી ક્રિયાઓ કરે છે તેનું તેમને સ્વપ્ન પણ હોતું નથી. માત્ર એટલું સમજે છે કે " એમ કરવાથી કાંઇક આગળ ઉપર લાભ મળશે અને બધા તેમ કરે છે માટે લાવ હું પણ તેમ કરૂં !" આત્માની આવી સ્થિતિમાં થતા ઉત્તમ વ્રતો પણ ફળહીન નિવડે તેમાં શું આશ્ચર્ય છે ?

વિરતિ અથવા વિરાગ એ બાહ્ય સ્થિતિના બોધક શબ્દો નથી પણ આંતર અવસ્થાના સૂચક છે. આજે ગૃહી કરતાં કાંઇક વિલક્ષણ રીતે પહેરેલા ધોળા, પીળા કે ગેરૂ વસ્ત્ર વિરાગની ઉપલક્ષક સંજ્ઞાઓ તરીકે ઓળખાય છે ખરી રીતે "બાહ્ય વિષયોમાં રાગ" એ શબ્દથી અંતઃકરણની જે સ્થિતિનું ગ્રહણ થાય, છે તેનાથી વિરોધી સ્થિતિ તેજ વિરાગ છે. વેષ, ભાષા, જ્ઞાન, વિદ્વતા એ વિરાગનાં લક્ષણો નથી. તેમજ ઉન્મત્તની આકૃતિ જેમ ત્યાં ગૃહના ભોગે ભોપગનો તિરસ્કાર કર્યા કરવો, અને સંસારની નિંદાનું પ્રકરણ ગાયા કરવું એમાં પણ વિરાગ સમાતો નથી ખરૂં છે, કે ઘણીવાર વેષ આદિના સબંધે સાચો વિરાગ રહેલો હોય છે પણ તેથી તે બધાં વિરાગનાં લક્ષણો બનતાં નથી. બહુ તો તેવી સંજ્ઞાઓને, આંતરભાવને સ્પષ્ટ કરનાર ચીન્હ તરીકે ઓળખી શકાય પણ અજ્ઞાન જમાનો જે ઉભયનું ઐક્ય સિદ્ધ કરવા દોરાય છે તે તદ્દન ભૂલ ભરેલું છે. વિરતિ એ સો એ સો ટકા આત્માની આભ્યંતર સ્થિતિ જ છે. સ્થૂળ સંજ્ઞાઓદ્વારા તે ભાવના ઉકેલી શકાતી નથી. અને જ્યાં જ્યાં તેમ કરવા મનુષ્યો લલચાયા છે ત્યાં ત્યાં ઘણે ભાગે તેઓ ઉંડી અવંચનાઓમાં દોરાયા છે. આંતરિક ભાવનાઓને સ્થૂળ નિશા-

વિરાગ કે વિરતિનો અર્થ એવો નથી કે બાવા કે સન્યાસી થઇને સંસારથી ભાગી છુટવું. સંસાર, ઘણાક ધારે છે તેમ કાજળની કોટડી નથી કે જ્યાં ગમે તેવા પવિત્ર મનુષ્યો પણ કાળા ડાઘથી ન બચી શકે! તેથી ઉલટું સંસાર એ મનુષ્યને મજબૂત કરનાર અને વીરત્વનો પાઠ શીખવનાર એક શાળા છે. મનુષ્યે વિષય પદાર્થો ઉપર વિજય મેળવવાનું સામર્થ્ય સંસારની મધ્યમાં રહીને જ મેળવવું જોઇએ. ભોગના પ્રબળ નિમિત્તો ઉપર જે જય મેળવી શકે છે તેજ ઠેઠ સુધી અડગ રહી શકે છે. એતો ખરૂં જ છે કે સંસારથી દૂર રહેવામાં ભોગના કેટલાએક નિમિત્તોથી બચી શકાય છે અને સહેજે સહેજે વિશુદ્ધિ જાળવી શકાય છે. પરંતુ વિરાગ એ ઉપર જણાવી ગયા તેમ એક શારીરિક બાહ્ય અવસ્થા નથી, પણ આંતરીક અવસ્થા છે. ભોગના નિમિત્ત રહિત સંયોગોમાં બાહ્ય વિશુદ્ધિ સચવાય છે, પરંતુ આત્માની ઉંડાણમાં જે ભોગ તૃષ્ણાની જ્વાળા સળગતી હોય છે તે ગમે તેવી ઉંડી ગુફામાં કે પર્વતની ઉંચી ટોચ ઉપર વસવાથી થંડી પડતી નથી, અને તે પ્રકારની જરાક અનુકૂળતા મળતા દ્વિગુણ બળથી ભભૂકી ઉઠે છે. જે જે ભોગ તૃષ્ણાઓ ભોગના સંયોગકાળે છુટી પડી હોતી નથી. તે ભોગનાં વિયોગકાળે કદીજ નિર્મૂળ બનતી નથી. માત્ર જ્યાં સુધી તેવા પ્રકારનાં અનુકૂળ સંબંધ ન બની આવે ત્યાં સુધી જ તે ભારેલા અગ્નિની પેઠે ગુપ્તપણે પ્રજ્વળતી હોય છે અને મોક્ષાભિલાષીનો લક્ષ્ય માત્ર ક્ષણિક બાહ્ય વિશુદ્ધિ એ જ નહીં, પણ સ્થાયી આંતરિક નિષ્કલંકતા હોવાથી તેના પ્રયત્નની દીશા ભોગ તૃષ્ણાને મૂળથી ધીમે ધીમે ઉખેડી નાખવા ભણી હોવી જોઇએ. ભોગ લાલસાનો તિરસ્કાર કરીને જેઓ સંસા-

એટલે અંશે તે વિરતિના ક્રમમાં પ્રગતિમાન થયેલો ગણવા યોગ્ય છે. જે મનુષ્યને કામ્ય પદાર્થની સ્પૃહાનો સ્હેજ સરખો ત્યાગ કરતા પણ પરસેવો છુટે છે, તે વ્યવહાર તેમજ પરમાર્થના એકે પ્રદેશમાં વિજય મેળવી શકતો નથી. ભોગની લાલસા વ્યવહારમા પણ મનુષ્યને પામર અને સત્વહીન બનાવી મુકે છે. જેના અંતઃકરણમાં વિષયો પ્રતિનું પ્રબળ ખેંચાણ વર્તી રહ્યું હોય છે. તે બધી રીતે નાલાયક બની જાય છે. તેની સ્થિતિ એટલી બધી પરવશ હોય છે કે, અન્ય ઇષ્ટ કર્તવ્યો માટે છુટા થવું એ તેને અસંભવિત બની જાય છે; તેની આસપાસના મનુષ્યોનો તેનામાંથી વિશ્વાસ ઉઠી જાય છે. કેમકે કર્તવ્યનો અંગે જે ત્યાગબુદ્ધિ આવશ્યક છે, તેની કળા તેનામાં મુદ્દલ ખીલી હોતી નથી. કર્ત્તવ્યના કાળે તે પોતાના ઉપભોગ વેષ્ટનોમાં ઘેરાયેલો પડયો હોય છે. કદી તેમ ન હોય તોપણ તેની વિવેક અને બુદ્ધિ શક્તિ ઉપર ભોગ વાસનાના એવા ઘાટા આવરણો જામી ગયા હોય છે કે, પ્રાપ્ત કર્ત્તવ્ય માટે તેના ઉપયોગનો અવકાશ તેને રહેવા પામતો નથી.

ઘણા ડાહ્યા ગણાતા મનુષ્યો જીવનના ઝીણા ઝીણા પ્રસંગોમાં પણ સ્વાર્પણ કરી શકતા નથી. તેમના ભાણામાં કાંઇ સ્વાદુ પદાર્થ આવેલો હોય તો, ઘરના બીજા મનુષ્યોનો પણ તે પદાર્થના થોડા અંશ ઉપર પણ હક હોવાનું તેમની રસ-ઘેલી વૃત્તિ સ્વીકારી શકતી નથી. તેઓ પોતાની ભોગ-લાલસાને બીજાઓની તેવા પ્રકારની વૃત્તિ કરતા વધારે કિંમતી ગણે છે, અને પોતાની તૃપ્તિને બીજા સૌ કરતા અગ્રસ્થાને મૂકે છે. ઘણીવાર તો ઘરના શિશુવયના સભ્યો તે પદાર્થ પ્રત્યેની અતિ પ્રીતિથી મોમા પાણી લાવતા ટગર ટગર જોતા

પોતાનું ગૃહી તરીકેનું બિરૂદ સાચવવા માટે તેને કાંઇને કાંઇ જતું કરવું પડે છે. અને જેટલે દરજ્જે જતું કરવામાં તે પાછળ પડે છે તેટલે દરજ્જે તે પોતાના ગૃહી તરીકેના ધર્મથી ભ્રષ્ટ થાય છે, વિરાગી થયા વિના મનુષ્ય સાધુ બની શકતો નથી એટલું જ નહીં પણ ગૃહી પણ બની શકતો નથી. તેને પોતાના વ્યક્તિગતસુખની સ્પૃહા છેક શિથિલ કરવી પડે છે. અને તેમ કરવામાં તે નિષ્ફળ જાય છે તો ગૃહીના ધર્મમાં તે પાછળ પડી જાય છે.

એ પ્રકારે કુટુમ્બ ભાવનાથી આગળ વધતા અનુક્રમે સમાજ ભાવના, દેશ ભાવના અને પ્રજાકીય ભાવનાની સિદ્ધિ માટે ઉત્તરોત્તર તેને વધારે વધારે ત્યાગની જરૂર છે, સમાજસેવા માટે ને ઘણીવાર કૌટુમ્બીક સ્નેહ અને પક્ષપાત ત્યાગવો પડે છે. અને તેમ કરવામાં તેના સ્વાર્થી અંશને સખ્ત આઘાત પણ આપવો પડે છે. પોતાના શરીરનો, ધનનો અને બુદ્ધિનો વ્યય ઉપરના કોઇના પણ સુખ અર્થે કરવામાં જે વિરાગ અંતર્ગત રહેલો હોય છે, તે વિરાગ પામર મનુષ્યો કદી પણ દાખવી શકતા નથી. પોતાનું સ્હેજ સુખ કે આરામ ત્યજતા જેમને કીડીઓ ચઢે છે, તેઓ સમાજસેવા અર્થે નાલાયક હોય છે, એટલું જ નહીં પણ તેઓ દુનિયા ઉપર એક બોજારૂપ ગણાવા યોગ્ય છે. કામ્ય પદાર્થો પ્રતિનો તેમનો મોહનો આવેશ તેમને સ્વાર્થ સિવાયની અન્ય પ્રવૃત્તિમાં યોજાવાની ના પાડે છે. બીજાના સુખથી પોતાની જાતને સુખી માનવાને બદલે પોતાના સુખથી બીજાઓને સુખી થયેલા તેઓ માની લે છે. આથી ગૃહીઓ માટે વિરતિની અત્યંત આવશ્યકતા સંબંધે શાસ્ત્રો જે ઉચ્ચ સ્વરથી ધ્વનિ કરતા રહ્યા છે, તે નિરર્થક નથી પણ

સેવનથી મનુષ્ય પૂર્વે હતો તેનાથી જરા પણ વધારે ઉદાર, ઉચ્ચાશ્રયી કે નિષ્કામ ન થાય તો પછી તે ત્યાગ કાંતો ભૂલ ભરેલો, કે સમજણ રહિતપણે થયેલો કે, મૂળમાં જ ખામી ભરેલો ગણાવા યોગ્ય છે. આ ભૂલ નહીં સુધરે ત્યાંસુધી નિર-તિનું કષ્ટ એ માત્ર કષ્ટ અર્થે જ થાય છે. કોઇ ઉત્તમ ફળ અર્થે નહીં જ.

આજે મનુષ્ય જે પશુપણાથી આગળ વધ્યો છે, તે રતિના ત્યાગથી જ વધી શકયો છે. અને જેટલે અંશે એ ત્યાગ વધતો જાય છે, તેટલે અંશે તે પશુ મટી જઇને તે વધારે ને વધારે મનુષ્ય બનતો જાય છે. પશુત્વ, મનુષ્યત્વ, દેવત્વ કે ઇશત્વ એમાં પરસ્પર કાંઇ જાતિગત તફાવત ( Difference of kind ) નથી પણ વિકાસની કળાનો જ તફાવત(Difference of degree) છે. જેમ વરાળ, જળ અને બરફ એ કાંઇ જુદી જુદી કોટીના અને પરસ્પરથી વિભિન્ન પદાર્થો નથી, પરંતુ તે ત્રણમા માત્ર પરસ્પરના આકર્ષણ(Mutual attraction and cohesion) ના ભેદ વડેજ તે ભેદ પ્રતીતિ ઉભી થયેલી હોય છે, તેમ પશુત્વ, મનુષ્યત્વાદિ ગત ભેદો એ પણ પર પદાર્થો પ્રત્યેના રાગભાવથી ઉત્પન્ન થાય છે. બરફના અણુઓનું એક બીજા પ્રતિનું આકર્ષણ ઘટી પડતા જેમ તે જળ બની જાય છે, તેમ પશુઓને પણ જાણ્યે અજાણ્યે રાગના નિમિત્તોનું ઓછાપણું થતા અને તેથી પર પદાર્થો પ્રત્યેનું તેમનું અનુરંજતપણું ન્યૂન થતાં તે મનુષ્યત્વને પામી શકે છે. અને એ પ્રાપ્ત થયેલી ભૂમિકામાં રાગનું પ્રબળપણું પ્રયત્ન વડે ઘટાડતા તે અનુત્તર વિમાન આદિક દેવ કોટી કે જ્યાં વાસના-જન્ય આનંદને સ્થાને વિદ્યાજન્ય આનંદ હોય છે ત્યાં ઉત્પન્ન

એ આત્માની પાંખો છે. અને જે દીશામાં તે પોતાની પાંખો પસારી ગતિ કરે છે, તે દીશામાં તે ધસતો જતો હોય છે; અધમ વાસનાઓની જ્યારે તેને પ્રબળ ઇચ્છા રહ્યા કરે છે, અને ભોગોપભોગ માટે તેનો આત્મા બુમો માર્યા કરે છે ત્યારે તેની તે પ્રકારની પ્રાર્થના કદીજ નિષ્ફળ જતી નથી. મૃત્યુ પહેલા તે લગભગ અરધો પશુ તો બની જ જાય છે અને આગામી ભવમાં તે જરૂર પોતાની ભોગલાલસા તૃપ્ત થાય તેવી સાંયોગિક પરિસ્થિતિમાં જન્મે છે, અલ્પમાં આત્માએ કઇ દિશા પકડવી અને ક્યા નિર્ધારિત સ્થાને પહોંચવું તેની પસંદગી તેનેજ સોંપાએલી છે.

---

## ૩—પ્રમાદ.—(*Indifference*)

પોતાની સ્વાભાવિક આભ્યંતર અવસ્થામાં આત્મા જે શુદ્ધ ઉપયોગમય સ્થિતિમાં (pure consciousness) હોય છે તેનાથી વિરોધી—સ્વાનુભવથી ચલન થવારૂપ સ્થિતિ તે પ્રમાદ છે; અને ધાર્મિક ક્રિયાકાંડ આદિ બાહ્ય વિષયની બાબતમાં મૂળ તથા ઉત્તર ગુણના પાલનમાં અતિચાર ઉત્પન્ન થવારૂપ અવસ્થાને પણ પ્રમાદ કહેવામાં આવે છે. પ્રમાદ એ તમો ગુણના અધિકપણાથી ઉત્પન્ન થતી આત્માની એક સ્થિતિ વિશેષ છે જો કે પ્રમાદવાળી અવસ્થામાં ઘણીવાર કર્ત્તવ્યાકર્તવ્યનો વિવેક કાયમ રહેલો હોય છે અને પોતાના પ્રાપ્ત ધર્મના પાલન માટે આવશ્યક શક્તિ પણ હોય છે છતાં તે વખતે આત્માને પ્રમાદનો નિશો એવો મધુર લાગે છે, કે તેને તેના મદમાં પડી રહેવું બહુજ ગમે છે. પ્રમાદ એ કિં/કર્ત્તવ્યતા કે દિગ્મૂઢતાને સુચવનારી અવસ્થા નથી જો તેમજ હોત તો મિથ્યાત્વ અને અવિરતિના આવરણને ભેદીને પાર ગયેલા મનુષ્યોમાં તેનો સંભવ

કે વિધિ વડે મન કેળવાય છે, એનું જ્ઞાન, સાદા સ્વરૂપમાં, સર્વ કોઇને હોય છે તેમજ આત્મવિકાસ અને પારલૌકિક શ્રેય માટેના આવશ્યક કર્તવ્યની ભાવનાનું કાંઇક ને કાંઇક સ્વરૂપ મનુષ્ય માત્ર બાંધી શકે છે, છતાં તે નિર્ણિત થયેલા નિશ્ચયોને કાર્યરૂપે પરિણામવવામાં એક મહદ્ અંતરાય તેમને નડતો હોય છે. આ અંતરાયનું પ્રથક્કરણ કરતાં તે જે અંતિમ તત્ત્વનું બનેલું છે તે તત્ત્વ "પ્રમાદ" છે, એ આંતર શત્રુ આપણને હમેશા વર્તમાન પ્રયત્નથી દૂરને દૂર રાખે છે, અને જ્યારે જ્યારે આપણે આપણા સંકલ્પને કાર્યરૂપ કરવા યોજાઇએ છીએ, ત્યારે તે પ્રયત્નને અંગે રહેલી વિટંબના અને શ્રમમાં ન પડવાની અને વર્તમાનમાંજ સંતોષ માની બેસી રહી પ્રાપ્ત સુખ ભોગવવાની લલચાવનારી સલાહ તે આપે છે, અને તેમ છતાં જો શ્રમને અંતે પ્રાપ્ત થવા યોગ્ય ફળની લાલચથી આપણે પ્રયત્નમાં જોડાવા અત્યંત તત્પર હોઇએ છીએ તો આખરે તે દુશ્મન ગમે તેમ કરીને પણ તે પ્રયત્નને બીજી ક્ષણ, બીજી કલાક કે બીજા દિવસ ઉપર મુલતવી રખાવ્યા વિના સંતોષ પામતોજ નથી, અને જ્યારે એક વખત મુલતવી રખાવવાની તદબીરમાં તે સરળ થાય છે ત્યારે તેજ ક્ષણથી મનુષ્યનું બધી બાબતમાં અધઃપતન શરૂ થાય છે. એક તરફથી આપણો કર્તવ્યનો સંકલ્પ એક ક્ષણ, એક કલાક કે એક દીવસ માટે ઢીલો બને છે, અને પુનઃ તેવા પ્રયત્ન માટે આપણે અધિક નિર્બળ અને નાલાયક થઇએ છીએ, ત્યારે બીજી તરફથી વિજય પામેલા પ્રમાદને તેના સહાયક મિત્રનુ મંડળ આપણી-અવનતિને અધિક બુરાઇની હદે લઇ જવા માટે તેને આવી ભેટે છે. એ મિત્રવર્ગમાં આપણને દબાવી રાખનાર એક "સ્વયંવાહિતા" નામવી

ટેવ રૂપે થઇ જાય છે અને તે સાથે સંકલ્પ પાછો તુટી જવો
અને આપણે હાલ જ્યાં છીએ ત્યાંના ત્યાં રહેવાનું નિર્માણ
સ્થિર રહેવું, એ પણ એક ટેવરૂપે બની જાય છે. પ્રયત્નનો
પ્રત્યેક સંકલ્પ અને તેની નિષ્ફળતા એ આત્માનું વધારે ને
વધારે અધઃપતન કર્યે જાય છે, અને તે સાથે આત્મા વધારે
ને વધારે કેદી બને છે. તેના સંકલ્પને કાર્યકર કરવાનું તેનું
સામર્થ્ય અધિકાધિક દુર્બળ બનતું જાય છે, અને આખરે હાલ
જે ભૂમિકાને તે શોભાવે છે, તે ભૂમિકામાંથી ધીરે ધીરે ભ્રષ્ટ
થતે થતે જે સ્થિતિઓને વળોટીને તે આંહી આવ્યો છે તે
સ્થિતિમાં આવતો જાય છે. કેમકે જ્યારે જ્યારે આત્મા આગળ
વધતો નથી, ત્યારે ત્યારે તે જરૂર પાછળ નો હટેજ છે વિશ્વમાં
એક પણ તત્વ સ્થિર નથી. અવિરત, અવિશ્રાંત ગતિથી વિશ્વના
બધા જ તત્વો કોઇ સમારંભમાં મહા પ્રયાણમાં જોડાયા છે,
અને આત્મા જ્યારે આગળ ધપવાને નાલાયક બને છે, ત્યારે
તે પાછળ હઠતો જ હોય છે. જ્યારે પ્રગતિના ક્રમ ઉપર હોયછે,
તે વખતે તેના હૃદયનું આધિપત્ય તેના આત્માના દૈવી સત્વોના
હાથમાં હોય છે, અને જ્યારે તે સ્થિર રહે છે અથવા પાછા
પગલા ભરતો હોય છે ત્યારે તેના હૃદય ઉપર સેતાનનું સામ્રા-
જ્ય વિસ્તરે છે. જે પશુપણાની ભૂમિકાને તે ઉલંઘીને આવ્યો
છે તે ભૂમિકાને સુલભ એવી પાશ્વ વૃત્તિઓ અને લાલસાઓના
જવાબ તેના હૃદયમાં ભભૂકી ઉઠે છે અને તેની તૃપ્તિના માટે
તેને તે તે તૃપ્તીને અનુરૂપ સ્થાનો કે સ્થિતિઓમા પ્રવેશવું પડે
છે. વિઘ્નોના પરિહાર પૂર્વક આગળને આગળ કદમ ભરવા
માટે તેણે ઉદ્યોગશીળ રહેવુંજ જોઇએ. જ્યારે તમોગુણના પ્રા-
બલ્યથી પ્રમાદરૂપી મીઠા ઘેનમાં ઝુકી પડવા તે લલચાય છે તે

કરતો નથી. એમ જેમ જેમ તે પ્રકારની અવગણના થાય છે તેમ તેમ તે પુકાર વધારે ધીમો અને આખરે છેક શાંત પડી જાય છે. કેમકે તે પ્રમાદવાળી અવસ્થામાં તે વખત સુધીમાં આસુરી સંપત્તિ ( વિષય કષાયમાં લુબ્ધપણું ) એ પોતાનું સામ્રાજ્ય આત્માના પ્રદેશ ઉપર જમાવી દીધું હોય છે અને આત્મા ઉપર ઘાટા આવરણો જામી ચુકયા હોય છે.

આટલા જ માટે શાસ્ત્રકારોએ પ્રમાદને આસ્રવના હેતુઓમાં મુકયું છે. સામાન્યપણે પ્રાકૃત મનુષ્યો એમ માને છે કે પ્રમાદમય અવસ્થા એ એક ચિત્તની શૂન્યકાર્ય અવસ્થા વિશેષ છે (negative state of mind ) આ માનવું મનોધર્મના અજ્ઞાનમાંથી ઉદ્દભવે છે. મન કદીજ સ્થીર રહેતું નથી. સ્થિરતા એ મનનો સ્વભાવ જ નથી મનનો યોગ સર્વદા ચપળ જ હોય છે અને જ્યારે તેને એક કેન્દ્રમાં પુરવામા આવે છે ત્યારે પણ તે કેન્દ્રમાં સ્થિર ન રહેતા તે કેન્દ્રના પ્રદેશને પોતાની ચપળતાનો વિષય કરી તે ક્ષેત્રની પરિમિત મર્યાદામાં પોતાનું મનન કાર્ય કર્યે જાય છે. તેના યોગને ધ્યાનમાં (meditation) કે એકાગ્રતાના (concentration કાર્યમાં યોજી શકાય છે. પણ તેનો સદંતર અવરોધ (entire cessation) બની શકતો નથી. તેરમા ગુણસ્થાન સુધી તેનો યોગ રહે છે. આથી પ્રમાદવાળી અવસ્થામાં મન કશુ જ કાર્ય કરતું નથી, અથવા માત્ર શાંતિથી પડયું રહે છે, અને તેથી તે અવસ્થા આત્માને કશીજ હાનીકર નથી એમ માનવું એ મોટામાં મોટી ગેરસમજ છે. જે ક્ષણથી આત્મા નવીન કર્મને આવતા અટકાવવાના પ્રયત્નથી દૂર રહે છે, અથવા શુભ સંસ્કારોનો સંગ્રહ કરતો અટકે છે તે કારણથી તેના આત્માના વાસનામય અંશમાં ગુપ્તપણે

પ્રમાદમાં પડી રહેવું આત્માને ઘણી વાર બહુ પ્રિય લાગે છે તેના અનેક કારણો છે. પરંતુ તે માંહેના બે મુખ્ય કારણોના ઉપર આપણે આ સ્થળે નજર ફેરવી જશું.

કેટલીકવાર પ્રમાદ શારીરિક કારણોમાંથી ઉદ્દભવેલો હોય છે. શરીરમાં ગ્રહવામાં આવતા પુદ્દગલના પ્રકાર ઉપર મનની સ્થિતિનો ઘણે ભાગે આધાર રહે છે અને જેટલા અંશે પોતાનું જીવન નિભાવવા માટે મનુષ્યને બાહ્ય પુદ્દગલિક પદાર્થો ઉપર આધાર રાખવો પડે છે તેટલે અંશે તેના ઉપર પુદ્દગલના પ્રમાણે અસર થવા પામે છે. જડ પદાર્થમાં એવા શુભાશુભ ગુણો કેવા કારણોથી ઉત્પન્ન થાય છે તેના વિવેચનમાં ઉતરવાનો પ્રસંગ નથી. તે વિવેચનને આગળ ઉપર એક જુદાજ લેખનો વિષય કરવા અમારી ધારણા છે. આ સ્થળે માત્ર એટલાજ સ્વીકારનો આગ્રહ કરવામાં આવે છે કે, જડ પદાર્થમાં મન ઉપર અનેક પ્રકારની વિલક્ષણ અસરો ઉપજાવવાની શક્તિ છે. કર્માવૃત અવસ્થામાં મનુષ્યનું જ્ઞાન ક્ષયોપશમિક હોવાથી તેને જ્ઞાનના ગ્રહણ માટે ઇન્દ્રિયરૂપ હથીઆરોનો આશ્રય કર્યા વિના ચાલતું નથી, અને તે હથીઆરો જડ પદાર્થોના બનેલા હોવાથી તેના ઉપર બહારથી સંઘટ્ટન પામતા જડ પદાર્થોની અસર થાય છે. ખરૂં છે કે, ચૈતન્ય સ્વરૂપ અરૂપી હોવાથી તે જડની અસરને આધીન થતું નથી અને તેથી જડની પ્રકૃતિને અનુરૂપ વિકાર આત્માના અરૂપી સ્વરૂપમાં નિશ્ચય નય પ્રમાણે થવો સંભવતો નથી. બાહ્ય પદાર્થની અસર જે પદાર્થ ઉપર થવા પામે છે, તે આત્માના સત્ય સ્વરૂપ ઉપર નહી પણ તેના કરણો—હથીઆરો ઉપર થાય છે. અને આત્માને તેની બધી ક્રિયાઓ માટે તે હથીઆરો ઉપરજ બધો આધાર રાખવો પડતો હોવાથી, જડના

નૈતીક આદિ સૂક્ષ્મ પ્રદેશોમાં મોકલે છે આથી તે પ્રદેશમાં પણ ઇન્દ્રિયોના વિકારનો બિગાડો પેપવા પામે છે. આત્માનાં સ્થૂળ અને સૂક્ષ્મ કરણોને અંદર અંદર એવુ પ્રકૃતિ સામ્ય ( Sympathy ) છે કે એકની સ્થિતિ પ્રત્યે બીજાનું સ્વાભાવિક રીતેજ સહધર્મીપણું બધાઇ જાય છે. સુવિખ્યાત પ્રોફેસર જેમ્સ ( Professor James. ) પોતાના અધ્યાત્મ વિદ્યા ( Psychology ) નામના ગ્રંથમાં ખરૂંજ લખે છે કે:—

"Every emotion has a certain definite relation to changes in the physical body which can be excited by, or in their turn excite, corresponding changes in the astral body, which again can be excited by or in their turn excite corresponding effects in the mental body."

અર્થાત:—" દરેક પ્રકારના મનોવેગને આ સ્થૂળ શરીરમાંહે થતા વિકારો સાથે ચોક્કસ પ્રકારનો સબંધ છે. આ આવેગો સ્થૂળ શરીરમા વિકાર ઉત્પન્ન કરે છે અથવા સ્થૂળ શરીરના વિકારથી પોતે વિકારવશ થાય છે. અને તે પ્રમાણે સૂક્ષ્મ શરીર પણ પોતામાં ઉત્પન્ન થયેલા વિકારથી માનસ શરીરમાં વિકાર ઉપજાવે છે અથવા મનસ શરીરના વિકારથી પોતે વિકારવશ બને છે."

આ પ્રમાણે સ્થૂન શરીરમાં દાખલ કરવામાં આવતા અયોગ્ય અણુઓ તે અણુંઓના ગુણ ધર્માનુસાર શરીરમાં વિકાર ઉપજાવે છે અને તે વિકાર આત્માના સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ કરણો સુધી પહોંચે છે, અને પાછી તે વિકારની અસરો સ્થૂળ શરીર ઉપર પોતાનો બહિર્ભાવ દાખવે છે એ પ્રકારે હમેશા ગ્રહવામાં આવતા અયોગ્ય પદાર્થો પોતાની અનિષ્ટ અસર નિરંતર ઉપ-

આ કાળે, તે અને તેના બીજા પદાર્થોનો ત્યાગ માત્ર તે પદાર્થોના અનંતજીવીપણાને ખાતરજ કરે છે, તેઓએ આ વિષયને પણ ધ્યાનમા રાખી તેનો ત્યાગ બેવડા આગ્રહ અને સમજણ પૂર્વક કરવો જોઇએ. મનુષ્યો જ્યારે પદાર્થ કે વિષયના સૂક્ષ્મ સ્વરૂપને સમજે છે ત્યારે તેમને તે તે વિષયની સ્થૂળ બાજુનું મહત્વ અલ્પ ભાસતું નથી. પરંતુ બધા મનુષ્યો તેવી સમજણ માટે સશક્ત હોઇ શકતા નથી માટેજ શાસ્ત્રકારોએ તેની સૂક્ષ્મ બાજુને ઉપશમાવી રાખી, સ્થૂળ બાજુ તેવા સૂક્ષ્મ સ્વરૂપને નહિ સમજનારાને બોધ થવા માટે માત્ર એક મોટી હકીકત જણાવી તેના ઉપરજ (અતિશયોક્તિના દોષને પણ નહિ ગણકારતા) ભારે બોજો મુક્યો છે. ખરી રીતે તો તેમની દ્રષ્ટિ વિષયની સૂક્ષ્મ અને સ્થૂળ બને દીશા તરફજ હતી. હવે આપણે તેમની ખરી દ્રષ્ટિને સમજી તે પૂર્વક પદાર્થોનુ ગ્રહણ કે ત્યાગ કરવો જોઇએ અને જે જે પ્રકારના આહારો પ્રમાદ અવસ્થાને ઉપજાવનારા છે. અથવા જે સારા આહારને પણ અતિ માત્રામાં ગ્રહવાથી તેવી અસર ઉત્પન્ન થાય છે તે સામે ચેતતા રહેવું ઘટે છે.

પ્રમાદનું બીજુ મુખ્ય કારણ મનની નિર્બળ અવસ્થા છે તેવી નિર્બળતા હોવાના બીજા નિમિતો ઘણીવાર નથી હોતા છતાં પણ મનનો અસંયમ કે તેવાજ બીજા કારણોથી તે છેક શિથીલ અને કાર્ય ભીરૂ બનેલું જોવામાં આવે છે. આનું કારણ બીજું કાંઇજ નહિ પણ આત્માના સંકલ્પ બળની ખામી છે, મન એ આત્માનું એક આંતર હથીઆર છે અને જ્યારે તે હથીઆર ઉપર તમોગુણ પ્રધાન નિમિતોનો કાટ ચઢેલો ન હોય તો પણ તેને ઉપ્રયોગહીન રહેવા દીધાથી તે ગમે તેવું તીવ્ર અને કાર્યક્ષમ હોવા છતાં તદ્દન નકામુંજ બની જાય છે. આત્મા સતત વિકાસના

કહ્યું તેમ નિયામકના ઉપરજ અવલંબીને રહેલો છે. એક સંયમી મનુષ્ય ઉત્તમ, પૌષ્ટિક અને જ્ઞાનતંતુને બળ આપનાર આહાર પરમાણું ગ્રહણ કરી તેને પોતાના ઉન્નતિક્રમમાં સહાયકરૂપે બનાવે છે ત્યારે એક કામી વિષયી મનુષ્ય તેવા જ આહારના પરિણામે પ્રગટતી શક્તિનો ઉપયોગ પોતાની ભ્રષ્ટતાને અધિકાધિક ભ્રષ્ટ કરવા માટે કરે છે.

પ્રમાદવાળી અવસ્થાના ઉદ્દભવમાં ઘણું કરી આ બન્ને પ્રકારના કારણો મુખ્યતઃ રહેલા હોય છે. અને તેમાં બન્નેનો તેમજ તેવા જ અન્ય ગૌણ નિમિતોનો કેટલો ફાળો છે, તે વિવેકી મનુષ્યોએ પોતાની સમજનો ઉપયોગ કરી શોધી કહાડવુ જોઇએ. જ્યાંસુધી તેમ કરવામાં નથી આવતું, ત્યાંસુધી તેને નિવારવાના પ્રયત્નમાં ઉતરી શકાતું નથી અને પ્રમાદના આવરણોમાં આત્મા નિત્ય વધારે વધારે ગુગળાતો ચાલે છે, પરિણામ એ આવે છે કે, પ્રગતિના અભાવે આત્માનું ખેંચાણ તે જે હલકી ભૂમિકાઓને વળોટીને આ સ્થિતિમાં આવ્યો છે, તે તરફ વધતું જાય છે. અને ઉન્નતિના પથે વિચરવાનું તેનું બળ ઘટતું જાય છે. જેમ આરોગ્યતું ઘટવું એનો અર્થ રોગનું વધવું એજ છે, તેમ પ્રગતિનું અટકવું એ અધોગતિમાં જવા બરોબર છે પ્રમાદ અને મદિરા એ ઉભયમા કશોજ તફાવત નથી. બન્નેની અસર અને પરિણામ સરખાં છે. તફાવત એટલો જ છે કે, પ્રમાદની અસર ધીમી, અપ્રકટ અને ગુપ્ત હોવાથી તેનું શત્રુકાર્ય મનુષ્યોના સમજવામાં સત્વર આવી શકતું નથી. અને એથી જ તેનાથી અધિક ડરવાનું, ચેતવાનું અને બચવાનું રહે છે.

---

છે. તેમ કરવામાં વાંચકને શરૂઆતમાં અમો વિષયાંતરમાં ઉતરી પડયાનો ભાસ થશે, પરંતુ છેવટે એ ભ્રાંતિ સ્વતઃ નીકળી જવા યોગ્ય હોઇને, ધૈર્યપુર્વક વાંચવા વિજ્ઞપ્તિ છે.

આત્મા તેની હાલની મનુષ્યત્વની અવસ્થામાં આવ્યો તે પહેલા તેણે અનંત પ્રકારની ક્રમાનુગત ચઢતી અવસ્થાઓ પસાર કરી છે. વિકાસક્રમની શ્રેણીના જે પદને તે હાલ શોભાવે છે, તે પદ નીચે અનંત પગથીઆ છે અને તે પ્રત્યેક ઉપર ઓછામાં ઓછો તે એક વાર હતો જ. એવી એક પણ મનુષ્યત્વથી હલકા પ્રકારના જીવનની અવસ્થા નથી કે, જે ઉપર આત્માએ ન્યૂનાધિક સમય વિરામ લીધો ન હોય. અને તેજ પ્રમાણે તેની આ સંસારચક્ર (cycle of existence) માંથી આત્યંતિકી નિવૃત્તિ થશે તે પહેલા પણ હજી તેને ચઢતા ક્રમે અનંત અવસ્થાઓ અનુભવવાની અને તે પ્રત્યેક અનુભવમાંથી આવશ્યક પાઠ શીખવાની ફરજ પડશે.

આત્મા જે જે જીવન અવસ્થામાંથી પસાર થઇને આવ્યો છે. તેના સઘળાં લક્ષણો તેના માનસ બંધારણમાં અંકિત થયેલા છે. તેજ પ્રમાણે તેના માનસ શરીરમાં એવા અદ્દ્ભૂત શકિતઓ અને ઉચ્ચ ભૂમિકાઓ રહેલી છે, કે જે હજી તેના બાહ્ય મનની સપાટી ઉપર કદી આવી નથી, અને જેના અસ્તિત્વનું તેને સ્વપ્ન સરખું પણ નથી.

આ બધી માનસ સંપત્તિ તેને અતિ આવશ્યક છે. આપણી વર્તમાન દષ્ટિને જે સંપત્તિ આ કાળે હલકી અને ત્યજવા યોગ્ય ભાસે છે તે પણ ઉપયોગી છે. મનુષ્ય પ્રકૃતિના જે હલકા તત્વો છે, તેના ઉપર જો યોગ્ય અંકૂશ મેળવી તેને નિયત પ્રવાહમાં વાળવામાં આવે તો તેમાંથી ઘણો લાભ ઉઠાવી શકાય તેમ છે.

અનીજ આશ્રયી આત્માઓની છે. એક અણુ (atom) અન્ય-અણુ પ્રતિ આકર્ષાય છે, તે પણ જીવના માનસ રાગ અથવા સ્નેહના આકર્ષણને લીધેજ છે. પરમાણુઓ દ્વ્યણુક, ત્ર્યણુક એ પ્રકારે સંખ્યાત પ્રદેશી, અસંખ્યાત પ્રદેશી અને અનંત પ્રદેશી સ્કધરૂપે બને છે. પરમાણુના આકર્ષણનો મહાનીયમ માનસગતિ ઉપર બંધાએલો છે. જીવોના મનની ઇચ્છા (choice) અને (action) પોતાપ્રતિના સ્નેહના પ્રત્યુત્તર (response)નુ આ પ્રથમ સ્ફુરણ છે, અણુઓનુ એક બીજા પ્રત્યે આકર્ષણ એ માનસિક કાર્ય છે. અને મનુષ્યના માનસ શરીરમાં આ અણુની અવસ્થા પણ ગુપ્તપણે અગાધ ઉડાણમા હજી રહેલી છે.

આવા અંગો જ્યારે એકત્ર થઈને યોગિક અણુઓ (Mole-cubs) રૂપે બધાય છે ત્યારે તેની અંદરના જીવોનું માનસકાર્ય સ્હેજ ચઢતી કળામા પ્રવેશે છે. તેમ છતા ત્યાસુધી તે અકરણ દ્રવ્ય (Inorganic) હોય છે અર્થાત્ આપણી પ્રાકૃત દષ્ટિને તે સજીવપણાનું ભાન આપી શકે તેટલા જીવન વ્યાપાર વાલા બનેલા હોતા નથી. આવા અકરણ દ્રવ્યને વનસ્પતિના રોપાઓ પોતાના શરીરના વર્ધન માટે ઉપયોગમા લે છે, અને જે જીવનવ્યાપારને મનુષ્ય માત્ર એકલી બુદ્ધિવડે કદીપણ સમજી શકે તેમ નથી, તે જીવનવ્યાપારના અદ્ભૂત આવેગથી તે ક્ષણ પૂર્વના અકરણ દ્રવ્યને સજીવપુટ cell રૂપે પરિણામ પમાડે છે. બુદ્ધિથી સમજી શકાય તેવો જીવનનો આવિષ્કાર આ પ્રથમજ છે આ પુટ એક અત્યંત ચમત્કારિક વસ્તુ છે. વનસ્પતિના જીવનું મન કેવી ક્રિયાવડે એક ખનીજને પોતાના શરીર બધારણમાં છેકજ નવા રૂપમાં દાખલ કરી શકે છે, તેનો વિચાર ખરેખર આપણને મ્હાત કરી નાખે છે. ગમે તેવો સમર્થ વૈજ્ઞા-

અંશ. આપણે તેને આપણા જીવનનો વાનસ્પતિક અંશ (Vegetative mind principle) કહી શકીએ. આ અંશ મનુષ્યના બાહ્ય મનની સપાટી ઉપર ભાનપણે અથવા જ્ઞપ્તિરૂપે પ્રતીત થતો નથી, પરંતુ મનનાં ગભીર ઉંડાણોમાં છુપોછુપો પોતાનું આવશ્યક કાર્ય કર્યે જાય છે. મનુષ્યનું મન કેટલુ મહાન્ છે અને તેમાં કેટલી અગાધ ઉંડાણો અને ગગન સ્પર્શી શિખરો છે, અને ત્યાં શું શું રહેલુ છે તેની તેને મુદ્દલ ખબર નથી મનની બહારની સપાટી ઊપર જે કાંઈ છે એટલુંજ મનુષ્યના મનના બંધારણમાં છે, અને તે સિવાય કશું આગળ પાછળ કે તળે ઉપર નથી એમ માનવું એ મોટામાં મોટુ અજ્ઞાન છે. વનસ્પતિરૂપે જ્યારે આ આત્મા હતો તે વખતની સંજ્ઞા હજી પણ તેના માનસ બંધારણમાં રહી છે, કેમકે જે જે ભુમિકાઓને વળોટીને આત્મા આ અવસ્થામાં આવ્યો છે, તે બધી ભૂમિકાને યોગ્ય લક્ષણો તે પોતાની સાથે મનની ઊંડાણમાં સધરતો આવ્યો છે. અને મનુષ્યના જીવન સંરક્ષણ અને નિર્વાહમાં તે અત્યંત ઉપયોગી ફળો આપે છે.

ઘણાઓને આ વાત ચોંકાવનારી ભાસ્યા વિના રહેશે નહિ કે મનુષ્યના શરીરમાં સંવર્ધનનું કાર્ય આ તત્વ કરે છે. પરંતુ આપણે સર્વ કોઇ જાણીએ છીએ કે, આપણા શરીરનો પ્રત્યેક વિભાગ વનસ્પતિના અણુઓથી વૃધ્ધિ પામે છે. મનુષ્યના હાલના દેહની શરૂઆત તરફ જોતાં જણાય છે કે, તેની ઉત્પત્તિ માતા અને પિતાના ધાતુઓના બે અણુઓના સંગમમાંથી થઇ છે. એ અણુઓ પ્રથમ માતાના શરીરમાંથી પોષણ મેળવી વધે છે. માતાનું રક્ત કે જેમાંથી તે અણુઓ પોષણ મેળવી વધી અને વિભાગી કરણ પામ્યા કરે છે. તે રક્ત પણ

—મનની કળા કરતાં અનુક્રમે અધિકાધિક વધેલી હોય છે, છતાં તેમનામાં પણ પોષણ મેળવવાનુ, શરીરની રચનામા જોઇતા તત્વો પુરા પાડવાનું અને તેના સંવર્ધનનું કાર્ય તો તે વનસ્પતિ–મનજ કરી શકે છે. મનનો બીજો અંશ એ વનસ્પતિ મનના કાર્યમાં હાથ ઘાલી શકે નહિં અથવા તેની વતીનું કાર્ય બજાવી શકે નહિ વનસ્પતિમાં, ઝીણાં જંતુઓમાં પશુઓમાં અને મનુષ્યોમાં મનનો આ વાનસ્પતિક અંશ આહારમાંથી નવા જીવન પુટો બાંધવાનું કામ કર્યાજ કરતો હોય છે અને દેહની શરૂઆતથી તે તેના અંત સુધી તેનુ કામ ચાલતુંજ હોય છે. જુના અને સડી ગયેલા પુટોને તે કાઢી નાંખી તેનું સ્થાન સજીવન અને નવા પુટોને મળતું રહેલુ જ હોય છે; એટલુંજ નહિં પણ મનનો આ અંશ રક્તોના અભિસરણ ઉપર નિયમન રાખવાનું કામ કરે છે. કેમકે અભિસરણદ્વારા જ શરીરના બધા ભાગમા નવા પુટો મોકલી સકાય છે. ખોરાકને પાચન કરવો, એક રસ કરવો અને તેને તેના યોગ્ય સ્થાનમાં મોકલી દેવો એ કામ પણ આ શક્તિ જ કરેછે. ઘા રૂઝવાનું, દર્દ સામે લડવાનું અને હરકોઇ પ્રકારે શરીરને આરોગ્ય રાખવાનુ કામ કરવા આ તત્વ હરહમેશા મથ્યા કરતુ હોય છે. વૃક્ષો કે જેમા માત્ર આજ તત્વ હોય છે તે કદીપણ રોગી હોતાં નથી. પશુ કે જેઓમા આ મનમાં દખલ કરનાર મનની બીજી કળાઓ ખીલી નથી તેઓ પણ ભાગ્યેજ નબળાં કે રોગી જોવામાં આવે છે માત્ર મનુષ્યો જ આ તત્વના કાર્યમાં પોતાને પ્રાપ્ત થએલી મનની અધિક જાગ્રત કળાના બળ વડે ડખલ કરી વિના કારણ ખરાબી વ્હોરે છે. આ મનનું કાર્ય બાહ્ય મનની સપાટી ઉપર થતું નથી પણ તેના આંતર મનની ઊંડાણમાં આપણે ન જાણીયે, તેમ થયા કરતુ હોય છે. વનસ્પતિ

વાનું છે કે આ મન ઉપરથી જે અવાજો અને પ્રેરણાઓ ઉઠે છે તે તદ્દન સ્વાભાવિક અને કુદરતી રૂપમાં ઉઠે છે. ખાઘાગળો, વિષય-તૃષ્ણા આદિ બુરાઇઓ, એ આ ભૂમિકામાંથી ઉદ્‌ભવતી નથી, પણ મનુષ્ય પોતાની અસ્વાભાવિક ભોગેષણાઓની તૃપ્તિ માટે આ કુદરતી સંજ્ઞાઓને ખોટે માર્ગે દોરી જઇ તેનો ગેરઉપયોગ કરે છે. મનુષ્યને પશુ કરતાં એક બળવત્તર શક્તિ, બુદ્ધિ, પ્રાપ્ત થયેલ છે, અને તેનો ઉપયોગ તે ધારે તો તેની સ્વાભાવિક પ્રેરણાઓને અવળે માર્ગે લઇ જવામાં કરી શકે તેમ છે. અને ભોગેષણામાં વિહ્વળ બનેલો મનુષ્ય બહુધા કરે છે પણ તેમજ. પોતાના દેહને નિભાવવા માટે તેને જે જે જરૂરીયાતો ઉભી થાય છે તેના પ્રમાણમાં મનની ગુપ્ત રહેલી શક્તિઓ પણ જાગૃત થતી જાય છે. અને પશુઓ પોતાની પ્રાપ્ત ભૂમિકામાં જીવન સંરક્ષણ કરી શકે તેટલા માટે તેનું મન અનેક યોજનાઓ, અનેક યુક્તિ પ્રયુક્તિઓ ગોઠવતું હોય છે. અને તે યોજનાને અનુસાર તેના શરીરનો ઘાટ, ચપળતા, રૂપ આદિ રચાતાં હોય છે. જીવવા માટે તેમજ પ્રજોત્પત્તિ માટે તેને અનેક કાર્યો કરવા પડે છે. અને તે કાર્યો કરવાની ફરજ તે સારી રીતે અદા કરી શકે તે માટે તે તે કાર્યો કરવાનું આવશ્યક મનોબળ પણ તેનામાં વધતું જાય છે. પશુત્વની ભૂમિકાએ પ્રાપ્ત થતાં આ મનોબળને "સંજ્ઞા" અથવા "પ્રેરણા" ( Instinct ) કહેવામાં આવે છે. આ સંજ્ઞા-મન એ વનસ્પતિ-મન કરતાં ઘણું ચઢીયાતા પ્રકારનું હોય છે. તેમ છતા બુદ્ધિ-મન જે મનુષ્યને સાંપડેલું છે, તેનાં કરતાં ઘણું હલકાં દરેજાનું છે. બુદ્ધિ મનનો વિકાસ આ સંજ્ઞા-મનમાંથી ધીમે ધીમે થતો જાય છે. વનસ્પતિ-મન, સંજ્ઞા-મન અને બુદ્ધિ-મન (Vegetative mind, instinctive mind

બધી હલકા પ્રકારની શારીરિક ઇચ્છાઓ, વાસનાઓ, વિકારો, આવેશો એ આ કષાય-મનમાંથી ઉદ્‌ભવે છે. અધમ પ્રકારની લાલસાઓ, તિરસ્કાર, ઇર્ષ્યા, અદેખાઇ, વેર લેવાનો આવેગ-ઝનુન, અસહિષ્ણુતા આદિ લક્ષણો આ પશુઓને સુલભ એવા "કષાય-મન" માંથી જન્મે છે. અને પશુઓમાં જો એ પ્રકારના લક્ષણો ન હોય તો તેમનું જીવન નભી પણ શકે નહીં. પશુઓમાં એમનો ઉદ્‌ભવ થવો એ તેમને મનની એક નવીન પ્રકારની શક્તિનો આવિર્ભાવ છે. અને પશુત્વની સ્થિતિમાં એ છેક કુદરતી અને હોવા યોગ્ય છે. એટલાજ માટે વાઘની ક્રૂરતા પ્રત્યે, લોંકડીની લુચ્ચાઇ પ્રત્યે, મોરના ગુમાન પ્રત્યે કુતરાની અદેખાઇ પ્રત્યે, અને સર્પની વૈર લેવાની ઇચ્છા પ્રત્યે આપણને સ્વાભાવિક રીતેજ અજાયબી થતી નથી. જે લક્ષણો જ્યાં હોવા યોગ્ય છે ત્યાં તે લક્ષણોનો સદ્‌ભાવ આપણા મનમાં કાંઇજ આશ્ચર્ય પ્રગટાવતો નથી પણ તેજ લક્ષણો મનુષ્યમાં જોવામાં આવે છે તો આપણને તેના માટે હલકો અભિપ્રાય આવ્યા વિના રહેતો નથી.

આપણે જ્યારે પશુ હતા ત્યારે એ બધા લક્ષણો પોતાના વ્યાજબી અને હોવાયોગ્ય સ્થાનેજ હતા. આપણને તે કાળે તે વિના ચાલે તેમ હતુજ નહીં. વિશ્વની યોજનાજ એવા પ્રકારની છે કે જે ભૂમિકાએ જે હોવા યોગ્ય છે તે ભૂમિકાએ તેજ લક્ષણો અને પદાર્થો હોય છે. પશુઓને તેવા લક્ષણોની-કષાયોની જરૂર હતી માટેજ તે તેમને હતા. તેમના માટે તે "અયોગ્ય" નહીં પણ "યોગ્ય" અને "ઠીક" હતા. મનુષ્યો કેટલીક વખત કલ્પે છે તેમ આ "કષાયો" વસ્તુતઃ 'ખરાબ" અને બુરાઇએ ઘસડી જનારા નથી, તેમ કોઇ સેતાને તે આપણા મનની ભૂમિકામાં

તરફ વર્તવા દેવા જોઈએ. પશુઓ તેમ કરે છે તે યોગ્ય છે. તેમને વિકાળ થવાની જરૂર છે, પરંતુ હાલની મનુષ્યત્વની ભૂમિકાએ એ બધું આપણે વળોટી ચુકયા છીએ. અને પુનઃ પશુ જેવા બનવું અને તેમને સુલભ એવું વર્તન આ ભૂમિકાએ રાખવું તે ખરેખર મનુષ્યપણાને લજવવા તુલ્ય છે.

આપણું પોતાનું હૃદયજ પશુઓ જેવું વર્તન ચલાવવા સામે વાંધો ઉઠાવે છે. આત્માના ઉચ્ચ અને પ્રગતિમાન અંશમાંથી એવા પ્રકારનો સ્વર ઉદ્‌ભવે છે કે પશુત્વની હલકી ભૂમિકામાં પાછા હઠવું એ ખોટું છે. અને પ્રશસ્તની ભૂમિકા તરફ ધપતા ચાલવું એ "સારૂં" છે; આ વિશ્વમાં "સારૂં" શું અને "ખોટું" શું એ માપવાનું ધોરણ એકજ હોઇ શકે, અને તે એજ કે જે વડે આપણે આગળ વધતા જઈએ તે "સારૂં" અને જે વડે પાછા હઠતા જઇએ તે "ખોટું." આનો અર્થ એવો નથી કે પશુઓની માનસિક ક્રિયાઓ બધી અયોગ્ય અથવા અધમ છે. ના, તેમ મુદ્દલ નથી. તેથી ઉલટું પશુઓમાં, જે આપણી ભૂમિકાએ અધમ અને ખોટું ગણાવા યોગ્ય છે તે ઉચ્ચ અને "સારૂં" ગણાવા યોગ્ય છે. માત્ર આપણે માટેજ તેવું વર્તન અધમતા ભરેલું કહી શકાય. કેમકે તેમ કરવાથી આપણે વધારે અને વધારે પશુ બનતા જઇએ છીએ, અને મહા મુશીબતે અનેક વિટંબણા અને કટુ અનુભવના પરિણામે જે પશુ ભૂમિકાને ઓળંગીને આંહી આવ્યા છીએ. તે ભૂમિકાને પુનઃ આદર પૂર્વક આલીંગન આપીએ છીએ, કોઇ પુરૂષ કે સ્ત્રીમાં આપણે પશુઓને હોઇ શકે તેવા લક્ષણો જોઇએ છીએ ત્યારે આપણને ખેદ ઉત્પન્ન થાય છે, તેનું કારણ એટ-

કરણુની ઊંડાણમાંથી તેમના વિચાર અને કાર્યની બુરાઇનો અવાજ હમેશાં નિકળતો રહેતો હોય છે. એક પશુ અથવા જંગલી મનુષ્ય તેજ કામને જ્યારે સ્વાભાવિકતા પૂર્વક કરતો હોય છે, ત્યારે આ સુધરેલા મનુષ્યનાં તેજ કાર્યમાં કશી સ્વાભાવિકતા હોતી નથી. "હું ખોટું કરૂંછું" એવી છાપ તેની મુખમુદ્રા ઉપર હમેશાં ચોંટેલી રહે છે. અને એજ તે કાર્યની અસ્વાભાવિકતાની નીશાની છે. પશુઓ અથવા જંગલી મનુષ્યો કોઇ કાર્ય જ્યારે આનંદપૂર્વક અને "હું ખોટું કરૂંછું" એવા જરા પણ ભાવ વગર કરતા હોય છે, ત્યારે આપણો સુધરેલો મનુષ્ય તેજ કાર્ય શરમાતો શરમાતો, નજર છુપાવતો, દૃષ્ટિ નીચી ઢાળીને, અને તે કરવા યોગ્ય નથી, એમ હૃદયમાં માનીને કરતો હોય છે. આત્માનો દશ તેને ફોલી ખાતો હોય છે છતાં એ સર્વની દરકાર રાખ્યા વિના તે પોતાની હલકી વાસનાઓને તૃપ્ત કરવા લાગ્યો રહે છે.

હવે આપણે આપણા વિષયના મુખ્ય મુદ્દા ઉપર આવી પહોંચ્યા છીએ. કષાયોની એક કાળે, પશુત્વની ભૂમિકાએ, આપણુને અગત્ય હતી, અને હજી સુધી તે વખતથી આપણા માનસ બંધારણમાં તે ખેંચાતા આવે છે. પરંતુ હવે કોઇ આપણે પશુ નથી. આપણો ઉદ્દેશ પશુત્વને સાધવાનો નથી પણ ઇશત્વને સાધવાનો છે. અને ઇશત્વના ગુણો કામ, ક્રોધ, તૃષ્ણા, આસક્તિ, ઇર્ષ્યા, અભિમાન, આદિ નથી. આત્માના દૃષ્ટિ પથ ઉપર જે સુંદર ભાવી આ કાળે નજરે પડે છે, તે માત્ર હલકી વૃત્તિઓને રાજી રાખવા માટે ગુમાવી દેવું ઘટતું નથી. ખરૂં છે કે, અત્યારે આપણા ઉપર એ પશુપણાના લક્ષણોનું, કષાય મનનું-દબાણુ એટલું બધું સખ્ત અને મુઝવી નાંખનારૂં છે

ઘણા ભલા માણસો કષાયોનું બળ મંદ કરવા અનેક જાતની કષ્ટ ભરેલી પ્રક્રિયાઓ અને વિધાનો કરે છે, પરંતુ તે બધા અંતરના રોગ માટેના બહારના ઉપચારો જેવા લગભગ નિરર્થક છે. તેઓ કષાયનું સ્વરૂપ, તેના કાર્ય કારણો વિગેરે કશું સમજતા નથી, અને જે વસ્તુને તેઓ બરોબર સમજતાં નથી, તેનો ત્યાગ કે ગ્રહણનો વિવેક તેઓ શી રીતે કરી શકે? અમારો ઉદ્દેશ કોઇના પ્રયત્નને ઉતારી પાડવાનો નથી સર્વ કોઇ પોતાની સમજણ અને પ્રજ્ઞાનુસાર ઠીકજ કરે છે. હમે એવા મનુષ્યોને માત્ર એટલુંજ કહીએ છીએ કે તમો કરો છો તે સારૂં છે, છતાં એથી વધારે સારો માર્ગ છે તે ગ્રહણ કરો તો તમારો ઉદ્દેશ સફળ થવાની તક નજીક આવતી જશે

મનુષ્યનો આત્મા તેના અંતઃકરણની તમામ વૃત્તિઓનો સ્વામી છે. મનનું પ્રત્યેક સ્ફુરણ તેના આધિપત્ય નીચેજ થાય છે. અને જ્યારે આત્મા પોતાનું ધણીપણું તેની વૃત્તિઓ પાસે સ્વીકારાવે છે ત્યારે તે વૃત્તિઓ આત્માની ઇચ્છા વિના સ્ફુરી અથવા વેગવાન થઇ શકતી નથી. આથી "કષાય" નામના આ આવના કારણથી મુક્ત થવા ઇચ્છનારે કષાયનુ સ્વરૂપ સમજીને તેમના ઉપર પોતાનું સ્વામીત્વ બેસારવા ઉદ્યોગ કરવો જરૂરનો છે. આત્મા પોતાના પૃથક અહંત્વનો પરમાત્મામાં વિલય કરતો જાય છે. તેમ તેમ એ કષાયો ઘટતા જાય છે. અને મધ્યાન્હ કાળની વૃક્ષની છાંયા જેમ વૃક્ષમાંજ સમાઇ જાય છે તે પ્રમાણે મનુષ્યનુ પ્રથક અભિમાન પરમાત્મામાં ઓગળી જતાં, એ કષાયો પણ સ્વતઃલય પામી જાય છે. મનુષ્યત્વની આ દુર્લભ ભૂમિકાએ પહોંચ્યા પછી આત્માએ હવે પોતાની આંતર ચક્ષુઓ પરમાત્માના પ્રકાશ તરફ ખુલ્લી રાખવી ઘટે છે. તેને હવે મનુષ્યત્વમાંથી

સુધી આત્મા સંસારી છે ત્યાંસુધી તેને પ્રત્યેક સમયે મન, વાણી અને શરીરની વર્ગણા કોઇને કોઇ પ્રકારે જોડાએલીજ હોય છે, અને તેથી તેવા પ્રકારની પરિસ્થિતિવાળો યોગ સમય તે યોગથી મુક્ત રહી શકતોજ નથી. પરંતુ આત્મા ધારે તો કષાયભાવનો ત્યાગ કરી શકે છે અથવા તો કષાયની માત્રા, તીવ્રતા અને ઉધ્ધરણું ન્યુનાધિક કરી શકે છે. કષાય સહિત આત્માના પ્રવર્તનને સામ્પરાયિક આસ્ત્રવ અને કષાય રહિત એકલા યોગ–પ્રવર્તનને ઇર્યાપથીક આસ્ત્રવ કહેવામાં આવે છે. કષાય સહિતના આત્મ–પ્રવર્તન વડે આત્મા જે કર્મોપાર્જન કરે છે, તે કર્મમાં, તે કષાયના તારતમ્યાનુસાર, સ્થિતિ અને અનુભાગ અથવા રસબંધ પડે છે અને જ્યાં કષાયનો નિતાન્ત અભાવ હોય છે ત્યાં એકલા યોગવડે આત્મા જે કર્મનું ઉપાર્જન કરે છે તે કર્મનો બંધ, ઉદય અને નિર્જરા એકજ સમયમાં હોય છે (કેટલાક આચાર્યો બંધ, ઉદય અને નિર્જરા માટે ત્રણ સમયની આવશ્યકતા માને છે. કદાચ તેમ શ્રદ્ધીએ તોપણ ચિંતા જેવું નથી. કેમકે એ સમયની સ્થિતિ એવી સૂક્ષ્મ છે કે એક સમય કે અસંખ્યાત સમયમાં આપણી જડબુદ્ધિ કશો ભેદ જોઇ શકતી નથી) યોગ છે તે આત્માનું આચ્છાદન છે. સંસારી અવસ્થામાં તેના વિના આત્માને ચાલે તેમ નથીજ. અને કષાય છે તે યોગરૂપી શ્વેત વસ્ત્ર ઉપરનો રંગ છે. રંગ વિનાનું શુભ્ર શ્વેત વસ્ત્ર એકલું હોયતો તે રંગ વિના આત્મા ચલાવી શકે છે.

આપણા સર્વ પ્રકારના યોગને કષાયથી મુક્ત રાખી તેને જેમ બને તેમ ઉચ્ચ, પ્રશસ્ત અને આત્માભિમુખ રાખવા એ આપણી ધાર્મીકતાનું મુખ્ય લક્ષણ છે. આપણી જે જે મનોવૃતિ, વાણી અને શરીરની ચેષ્ટામાં કષાયનો અંશ હોય તે શો-

અને નિકૃષ્ટ પ્રકૃતિઓના કારણો રચે છે. આ વાત બુધ્ધિથી વિચારતા પણ ખરી જણાય છે. જે કષાય ભાવોમાં આત્મિકતાની છાંટ સરખો પણ નથી તેવા એકાન્ત સ્થૂળ જડ પ્રકારનાં કષાયો અનંતાનુબંધી ગણાય છે. અર્થાત તેવા જડ આવરણોથી મનુષ્યની દૈવી પ્રકૃતિનો એક અંશ સરખો પણ ખુલવા પામી શકતો નથી. આવા પ્રકારના કષાયોના સેવનથી આત્મા એવા સંયોગો અને પરિસ્થિતિમાં અવતરણ પામે છે કે જ્યાં તેની આસપાસ પશુત્વ શિવાય અન્ય કશુજ ન હોય. તેવા આત્માની ગતિ, સ્વર, રીતભાત, નિદ્રા સંસ્થાન, સંહનન આદિ સર્વ પશુત્વની ભૂમિકાને શોભે તેવા હોયછે. કેમકે તે જે કષાયોનું નિરંતર સેવન કરતો હોય છે તે ભાવોથી તેની બાહ્ય રચના અને અભિવ્યક્તિ તે ભાવોને અનુસરતીજ હોય. તેમાં આશ્ચર્ય સરખું કશું નથી. જ્યારે આત્મામાં પોતાના સ્વરૂપની ઝાંખી ઉત્પન્ન થાય છે, અને પોતે જે પરમ તત્વનો અંશ છે તે તત્વની સાથે સબંધમાં આવે છે, ત્યારે તેનામાં જે પ્રકારના કષાયો અવશેષ રહેલા હોય છે તેને પ્રત્યાખ્યાની કષાય કહેવામાં આવે છે. આવો આત્મા પોતાના સ્વરૂપની ઉપલબ્ધી કરેલ હોવા છતાં તેની વૃત્તિ આત્માના સ્વરૂપ સાથે નિરંતર અનુસંધાનવાળી રહેતી નથી, પરંતુ અત્યારસુધી, અનંતકાળથી તેણે જે ભોગોપભોગનું સેવન કરેલ હોય છે તે ઇન્દ્રિય વિષયક અનુભવો સાથે અભિમુખતાવાળી હોય છે. પરંતુ સ્વરૂપ–પ્રાપ્તિ પૂર્વેના અનંતાનુબંધી કષાય અને સ્વરૂપાનુભવ પછીના અપ્રત્યાખાની કષાયમાં ઘણો મહત્વનો ભેદ છે. અપ્રત્યાખાની કષાયમાં, કષાયોના સેવન કાળે પણ આત્માની સમજણનો પ્રકાશ રહ્યા જ કરતો હોય છે, અને તે બધો કાળ કષાય પ્રવૃત્તિની અનિષ્ટતાનો ભાવ તેને

ક્ષયોપશમ અને ઉપશમ પામેલી વૃત્તિઓ ચોક્કસ પ્રકારના સંયોગોમાં પુનઃ ઉત્થાન પામી આત્માને દબાવવાની તક સાધે છે. પરંતુ ક્ષય પામેલી વૃત્તિઓનું ફરીથી સચેતન થવાનું બીજ નાશ પામ્યુ હોય છે.

આત્માનું પરમાત્મામાં સંપૂર્ણ નિમજ્જન થવા પૂર્વે તેનું સ્વરૂપ લગભગ કષાય મુક્ત થયું હોય છે. છતાં પણ તે કાળે જે સૂક્ષ્મ અંતરાય રહેલા હોય છે તેને સંજ્વલન કષાયનું નામ આપવામાં આવેલ છે આ કષાય આત્માના યથાખ્યાત ચારિત્રનું આવરણ કરે છે જેમ આકાશ મંડળમાં કોઇ વાર સૂર્યના બીંબ ઉપર આછું મેઘનું આવરણ હોવાથી તેના પ્રકાશનું સંપૂર્ણરૂપે અવતરણ થવામાં સ્હેજ અંતરાય રહે છે. તેમ સંજ્વલન કષાયના પ્રભાવ વડે આત્માનું જે મુળ સ્વરૂપ છે તેની યથાર્થ સ્વરૂપે અભિવ્યકિત થવામાં સ્હેજ અંતરાય રહે છે. આ કષાયનું અસ્તિત્વ એટલા સૂક્ષ્મ પરિમાણમાં હોય છે કે જ્ઞાની જનો શીવાય તેનું વેદન આપણી સ્થૂળ પ્રકૃતિમા અનુભવાતું નથી. આ કષાયનો નિતાન્ત ક્ષય થયા પછી આત્મા તેના મૂળ પરમ સ્વરૂપ સાથે ઐકય ભાવથી જોડાય છે.

ઉપરોક્ત કષાયોથી આત્માને જેમ બને તેમ મુક્ત રાખવો અને શુભ યોગમાં આત્માની સ્થિતિ રાખવી એ પ્રત્યેક મોક્ષાભિલાષિનું કર્તવ્ય છે, મન વાણી અને શરીરની સર્વ ચેષ્ટાઓને પવિત્ર, ઉજ્જવળ અને આત્મ વિકાસના માર્ગને અનુકુળ બનાવવી તેમાં આપણો પુરૂષાર્થ સમાએલો છે. મનની પવિત્ર, નિર્મળ, નિષ્પાપ અવસ્થામાં આત્માનું પ્રતિબિંબ તેવુંજ સ્વચ્છ અને યથાર્થ પડે છે. આત્મા તેની કર્માવૃત અવસ્થામાં યોગની સ્થિતિનેજ આધિન છે. આપણું મન વિકાર યુક્ત, પાપી, અને

પ્રકારનુ દ્યોતન છે. એ દ્યોતનને અંગે આપણામાં ઉપસ્થિત થએલો નિર્ણય શુદ્ધ છે કે અશુદ્ધ છે, યોગ્ય છે કે અયોગ્ય છે, એ જૂદી વાત છે, પરંતુ તે નિર્ણય આપણામાં બુધ્ધિના દ્વારથી પ્રવેશ્યો હોતો નથી જ્યાં સુધી એ નિર્ણય–અગર તે ગમે તેવો ઉચ્ચ, વિશુધ્ધ કે ભવ્ય હોય–તોપણ જ્યાં સુધી તે માત્ર લાગણી અથવા આવેગના જોરથી આપણામા નિવાસ પામેલો હોય છે. ત્યા સુધી તેની કિંમત બહુ જુજ છે. રત્નની કિંમત તેના રત્નપણા ઉપર નથી, પરતુ તે ચીજ રત્ન છે એ પ્રકારના આપણા ભાન ઉપર છે.

આપણા જીવનનુ જો આપણે પ્રથક્કરણ કરીએ તો આપણને માલુમ પડે કે તે સોએ નવાણું ટકા દ્યોતનોનુ જ રચાએલુ છે, મનુષ્ય પોતે બહુજ મોટી વાતોનો નિર્ણય કરે છે મોટે ભાગે તે બીજાએ કરેલા નિર્ણયને જ પોતાની અક્કલથી થયેલા નિર્ણયોરૂપે માની લઇ નિભાવે છે આ માનસદ્યોતનના ચાર મુખ્ય વર્ગ છે આપણે આ સ્થળે ચારે વર્ગનો અનુક્રમે વિચાર કરીશુ.

આપ્ત પુરૂપ તથા પ્રમાણભૂત ગણાતા પુરૂષો તરફથી મનુષ્યોને જે કાંઇ કહેવામા આવે છે તે કથનને મનુષ્યો તેની વાસ્તવિક કિંમતે ન આંકતા તે અમુક પુરૂપ વિશેષનુ વાક્ય છે એટલાજ કારણથી તે કથન ઉપર અસાધારણ મહત્વ અર્પે છે. આપણે જે પુરૂષો પ્રત્યે વંશપરપરા ગત ટેવોના કારણથી, અથવા તે પુરૂષના માત્ર બાહ્યાચરણના કારણોથી, પૂજ્યભાવથી જોતા આવ્યા હોઇએ છીએ તે પુરૂષ જો આપણને કાંઇ વાકય દૃઢપણે નિશ્ચયપણાના આડંબર સહિત કહે તો તે વાકયને આપણે યથાર્થ માની લઇએ છીએ, અને સામાન્ય રીતે આપણી ન્યાયબુધ્ધિનું પ્રવર્તન તે વાકયના સબધે યોજતા નથી. ઘણા ઢોંગી મનુષ્યો આ પ્રમાણે પ્રમાણભૂતપણાનો આડંબર એવી હીકમતથી સચોટ રીતે ચલાવી શકે છે

ભાગ્યેજ પોતાના હૃદયને પૂછવાની તક લે છે કેઃ–" આ વિષયમાં મારી ન્યાયબુધ્ધિ શું ઉત્તર આપે છે. " તેઓ આવી બાબતમાં પોતાના હૃદયને એટલુંજ પૂછે છે કે " આ વિષયમાં ફલાણા ભાઇ કે અમુક વ્યકિતનુ શુ કહેવું છે. " તેઓ દરેક બાબતમાં કોઇ પ્રમાણભૂત ગણાતા પુરૂષના અભિપ્રાયની અપેક્ષા રાખે છે. પોતાને પ્રાપ્ત થયેલી બુધ્ધિના બક્ષીશનો ઉપયોગ કરવાનું સાહસ ઉઠાવવું એ તેને મહાભારત કાર્ય ભાસે છે. આવા મનુષ્યોને પોતાના વ્યકિતત્વની કશીજ કિંમત હોતી નથી, પોતાનું સ્વત્વ શું છે તેનું તેમને મુદ્દલ ભાન હોતું નથી. તેઓ પારકાના અભિપ્રાય પ્રમાણે પોતાના અભિપ્રાયનુ સ્વરૂપ ગોઠવી દે છે. પોતાના વ્યકિતત્વને સજજડ દૃઢ અને મજબુત કરવાને બદલે તેને શિથિલ, મંદ અને ઢીલું કરી નાંખે છે, અને બીજા મનુષ્યો તેમના અતઃકરણમાં પ્રમાણ ભૂતપણાના આડંબર નીચે જે કાઇ ઠસાવે તેને તેઓ કાંઇ પણ પ્રશ્ન કર્યા વિના સ્વીકારી લે છે.

સબળ વ્યકિતત્વવાળા મનુષ્યો જો કે અન્ય બુદ્ધિમાન મનુષ્યોના જ્ઞાનનો લાભ લેવાની તક જવા દેતા નથી અને પોતાને ઇષ્ટ વિષયનો અનુભવ મળે તે સ્થાનમાંથી મેળવવા પ્રયત્નવાન રહે છે, તેમ છતાં તેઓ જેમની પાસે જ્ઞાન અથવા અનુભવ મેળવે છે તેઓના કથનનાં વ્યાજબીપણા કે ગેરવ્યાજબીપણાની કસોટી કર્યા પછીજ તે પ્રતિપાદનને તેઓ સ્વીકારે છે. માત્ર પ્રમાણભૂતપણાના બાહ્યાડંબરથા તેઓ ભૂલથાપ ખાતા નથી, પરતુ પ્રત્યેક વસ્તુને તેની આતરિક કિંમતના ધોરણે આકીને તે પ્રમાણે ગ્રહણ કરે છે. તેઓ બીજાના અભિપ્રાયને સંભાળપૂર્વક તોળીને, માપીને, કસીને, પરીક્ષણ કરીને તેની વાસ્તવ કિંમત નક્કી કરે છે બહારની સપાટી ઉપર લખેલા કિંમત તેમને માન્ય હોતી નથી. અભ્યંતર, અંતર્નિહિત, સાચું

પ્રમાણભૂતપણાના દ્યોતન પછી બીજુ દ્યોતન અનુકરણનું છે. જનાવરો અને અલ્પ વિકાસવાળા મનુષ્યોની લગભગ બધ પ્રવૃત્તિ અનુકરણશીલ હોય છે બીજા જેમ કરે તેમ કરવું એ તેમની પ્રવૃત્તિનું નિયામક સૂત્ર હોય છે, આવા સમાજનો એક મનુષ્ય અમુક વસ્તુ સબંધે પોતાનો અમુક પ્રકારનો અભિપ્રાય આપે કે તુર્તજ તેની આસપાસના લોકો તેને સ્વીકારી લે છે. અને તે પ્રમાણે સ્વીકારવામા તેઓ પોતાની ન્યાયશકિત કે વિવેક બુદ્ધિને લેશપણ અવકાશ આપતા નથી એકે કર્યું તેમ બીજો કરવા પ્રેરાય છે, એ બીજાનું અનુકરણ ત્રીજો કરે છે અને એ પ્રમાણે આખુ મડળ અનુકરણના પ્રવાહમાં ઝીપક્ષાવે છે લોકો પોતાના નેતા અને આગેવાનોને અનુસરવામા આ અનુકરણના દ્યોતનને જ આધીન હોય છે. જનાવરોમાં આ અનુકરણ સંજ્ઞાનુ એટલુ બધુ પ્રાબલ્ય હોય છે કે, એક પશુએ કરેલુ આચરણ અન્યને અનુસર્યા સિવાય ચાલતુજ નથી ઘેટાના ટોળામાંહેનું એક ઘેટું જો વાડને કુદીને પેલી પાર જાય તો, એ વાડ લઇ લીધા પછી પણ બીજા પાછળના ઘેટાઓ જાણે વાડને કુદવી પડતી હોય એમ કુદીકુદીને ચાલે છે. આમ થવામાં એજ કારણ હોય છે કે તેમનામાં અનુકરણશીળતાની સજ્ઞા અત્યત પ્રબળપણે હોય છે, મનુષ્ય સમાજમા પણ આ પશુપણાના સંસ્કારો હજી બહુધા અવશેષ રહેલા હોય છે અને જેટલે અંશે તે પોતાની બુદ્ધિનો, ન્યાયનો અને વિવેકનો ઉપયોગ કરે છે તેટલે અશે આ પશુઓને સુલભ એવી સંજ્ઞાથી મુકત બનતો જાય છે. આત્મવિકાસની ન્યૂનતાવાળા સમાજમાં એકજણે અમુક વાત માની, અથવા અમુક આચરણ કર્યું કે તુરતજ તેનુ અનુકરણ થવા માંડે છે. એક અંતઃકરણની મનોભાવના અથવા આવેગ તુર્તજ અન્યના આતરિક બંધારણ ઉપર અસર કરી પોતાના સ્વરૂપને

મોટો ભાગ ધકેલાતો જોવામાં આવે છે. તમારો પડોશી જાત્રાએ જવા નીકળ્યો એટલે તમને પણ તેમ કરવાનું દીલ થઇ આવે છે. કારણ કશુંજ નહિ માત્ર અનુકરણ કરવાના તમારા વેગને તમે ખાળી શકતા નથી જ્યારે આપણાં સ્વતંત્ર વ્યકિતત્વ, આત્મત્વ અને સ્વત્વનો આપણે સાક્ષાત્કાર કરી શકીએ છીએ ત્યારે આ પશુઓને યોગ્ય એવી સંજ્ઞા નાકળી જાય છે તે પછી આપણે ન્યાય, વિવેક અને બુધ્ધિના વ્યાપારોદ્વારા આપણી પ્રવૃત્તિને નિયમાવી શકવા સમર્થ થઇએ છીએ. પછી ટોળાની પ્રવૃત્તિને અનુસરવાના વેગને આધીન થતા બંધ પડીએ છીએ મંડળરૂપે એકત્ર થયેલા મનુષ્યો ઉપર આ અનુકરણના દ્યોતનની અસર તુર્તજ થાય છે. મંડળના પાંચ માણસો ઉશ્કેરાય એટલે બાકીના તમામ ઉશ્કેરાઇ જાય છે. એક જણે "હા" કહ્યો કે બીજાબધા "હા" ના સુરમાં પોતાનો સુર મેળવવા મંડી જાય છે એક જણે નકારસુચક માથું ધુણાવ્યું કે તુર્તજ બધા તેમ કરવા લાગી જાય છે. ટોળામાં પ્રગટેલા વેગને આધીન ન થવુ એટલી શકિત ભાગ્યેજ કોઇમાં જોવામા આવે છે એમ હોવામા બીજુ કાંઇજ નહીં પણ લોકો પોતાની સ્વતંત્ર બુધ્ધિશકિતનો ઉપયોગ કરતા થયા નથી તમે પોતે હવે કયાંસુધી એ ટોળાની ભાવનાને વશ રહેવા માગો છો ? બીજાએ કર્યું એટલે તમારે પણ તેમજ કરવું એવી અંધ અનુકરણ સંજ્ઞાને કયાંસુધી અનુસરશો ? એ અનુકરણશીળતાના દ્યોતનરૂપી ગાઢા ધુમસને તમારા પોતાના વિવેકના પ્રબળ પ્રકાશથી વિખેરી નાખવા કટીબદ્ધ બનો. તમારી પોતાની પ્રવૃત્તિ શું હોવી જોઇએ એનો નિર્ણય તમે આસપાસના જનમંડળની પ્રવૃત્તિના ધોરણે નકી કરવાને બદલે તમારો આત્માઅધિકાર જોઇ વિચારો નકકી કરો. તમારા વિકાસની હદ, તમારી પ્રકૃતિનું બંધારણ, તમારા સંયોગો બુદ્ધિવિકાસ, એ

હારમોનીયમમાંથી તેઓ ધારે તે સુર પ્રકટાવી શકે છે. કેમકે કઇ કળમાથી કયો સુર પ્રકટે છે તેઓ તે જાણતા હોય છે.

તેજ પ્રમાણે અમુક પ્રકારના બાહ્ય દશ્યો અને પદાર્થોને પણ આપણી અમુક પ્રકારની લાગણીઓ અને આવેગો સાથે એવો સંબંધ હોય છે કે તે તે દૃશ્ય અથવા પદાર્થના સદ્ભાવ સાથે તે તે લાગણીઓ અને આવેગોનો આવિર્ભાવ થાય છે. વાંચક વર્ગને આ વાતના ઉદાહરણોની અપેક્ષા હોવાનુ અમે માનતા નથી. કેમકે આપણા નિત્ય જીવનમા એવી હકીકતનો આપણને સેકડો વાર અનુભવ થયાજ કરે છે વિશ્વ રૂપકમય છે કાળો રગ શોક સાથે, કાષાય રંગ વિરાગ સાથે, મકાન ઉપર કળશ અને ધજા દેવાલય સકળાએલાજ હોય છે. ટુકામા વિશ્વના પ્રત્યેક પદાર્થો આપણા મનમા અમુક ચોકસ ભાવો સાથે સબંધ ધરાવતા હોયછે આ પ્રકારનો બાહ્યનો આંતર સ્વરૂપ સાથેનો સબધ જે આપણા મનમા નિભ્યે જાય છે તે દ્યોતનના પ્રભાવથીજ છે. આપણે જ્યા સુધી તેનું સ્વરૂપ સમજીને કસોટીઓની પરીક્ષા કરીને તે દ્યોતનની અસર નિવારી શકીએ નહી ત્યાં સુધી આપણું અ·તકરણ એક નિર્જીવ ફોનોગ્રાફ જેવું યત્રવત રહે છે જે પ્રકારનુ રેકર્ડ એ ફોનોગ્રાફ ઉપર મુકવામાં આવે તેવો સુર આપણુ અતઃકરણ કાઢે છે.

આ દ્યોતનની અસરથી મુકત થવાનો રસ્તો એકજ છે અને તે એજ કે એ દ્યોતનનુ સ્વરૂપ સમજવું. જે નિયમે તે કાર્ય કરે છે તે નિયમ જાણવો. અમુક બાહ્ય પદાર્થ, સંયોગો અથવા રૂપકોથી કોઇ પ્રકારની આંતરિક સ્થિતિનો આપણામા ઉદ્ભવ થવા ન દેવો. આમ જ્યારે થશે ત્યારેજ દ્યોતનના નિમિત્તો સામે તમે તમારૂં રક્ષણ કરી શકશો અને તમારા આત્માને સમજાવી શકશો કે “ આ તો એક પ્રકારનું દ્યોતન છે. છેતરાવાની જરૂર નથી. ”

ઉપર ચોટી જાય છે "પીઅર્સનો સાબુ સર્વ શ્રેષ્ઠ છે" એવી જાહેરખબર ખુણે ખાંચરે હમેશાં ઘણા કાળ સુધી ફેલાવી તેટલાજ કારણથી લોકોમાં તે શ્રેષ્ટ રૂપે સ્વીકારાવા લાગ્યો છે વાસ્તવિક રીતે તે શ્રેષ્ટ છે કે કેમ, તેનો બધા માણસો વિવેકબુદ્ધિથી નિર્ણય કરતા નથી કેમકે જાહેરખબર ફેલાવનારાઓ એમ સમજે છે કે જનસમાજનો મોટો ભાગ આ પુનરાવર્તનના દ્યોતનના ગુલામો છે. રોજ એકની એક વાત તેમના ધ્યાન તળે લાવતા રહેશું, તો તેમને તે વાત ખરા રૂપે સ્વીકાર્યા વિના ચાલે તેમ નથીજ.

આ દ્યોતનના સ્વરૂપના જ્ઞાનને આપણા આત્મવિકાસ સાથે અત્યંત નિકટનો સબંધ છે જ્યાંસુધી આપણે અમુક પ્રકારના નિમિત્તોની અસરને આધીન છીએ ત્યાંસુધી આપણે સ્વતંત્ર નથી પણ પરતંત્ર છીએ. ત્યાંસુધી આપણા વિવેકના (જ્ઞાન) ચક્ષુઓ હજી ઉઘડેલા હોતા નથી. આપણે આપણું સ્વતંત્ર વ્યક્તિત્વ વિકસાવવું જોઇએ, અને જે પ્રકારના દ્યોતનોમાં આપણી ઉન્નતિનો સંકેત રહેલો હોય તેનેજ સ્વીકારવા શીખવું જોઇએ. નિયમને સમજીને તેનો લાભ ઉઠાવવો જોઇએ. અને તેની માઠી અસર થતી હોય તો બચવું જોઇએ. સમાહિત ચિતવાળા યોગી પુરૂષોના અંતઃકરણો ઉપર વર્ણવેલા દ્યોતનને આધીન હોતા નથી. કેમકે તેઓ તેનું સ્વરૂપ સમજેલા હોય છે. નાટકની રંગભૂમિ ઉપર સ્ત્રીનો પોશાક ધારણ કરીને આવેલ પુરૂષની એકટીંગ જેમ વિવેકી પુરૂષોમાં કામભાવ ઉપજાવી શકે નહિ તેમ જ્ઞાની પુરૂષોમાં નિમિત્તોનું પ્રબળપણું કશી અસર ઉપજાવી શકતું નથી. આથી તમે તમારૂં સ્વતંત્ર વ્યક્તિત્વ જ્ઞાની પુરૂષોની જેમ પ્રકટાવવા ઉત્સુક બનો. અને નિમિત્તોની અસરના પગલે પગલે ગુલામ થતા બંધ પડો.

પભેદોને વાંચ્યા અથવા સાંભળ્યા જવા એ માત્ર સ્મૃતિને ભારતુલ્ય-જ છે, આ જમાનામાં આપણા શાસ્ત્રાભ્યાસમાં સર્વથી મોટી ખામી જે જોવામાં આવે છે તે એ છે કે આપણે જે વિષય સબંધે વાંચીએ છીએ, તે વિષયના સૂચક મૂળ શબ્દોના ભાવને આપણે સમજી ગયા છીએ એમ માની લઇને આગળ વધવા માડીએ છીએ. દૃષ્ટાંત તરીકે "મતિજ્ઞાન"નો વિષય લઇએ "મતિ" શબ્દને અંગે જે અર્થ રહેલો છે તે ન્યૂનાધિક અંશે સમજવાની અથવા વિચારવાની આપણે થોડીજ પરવા રાખી તુર્તજ તેના ભેદોપભેદોમાં આગળ ધસવાની તત્પરતા દર્શાવીએ છીએ. મતિજ્ઞાનની ઉત્પત્તિ માટે મન અને ઇન્દ્રિયોની સહાયતા હોવી આવશ્યક છે, પરંતુ મન શુ છે અને ઇન્દ્રિયોનું સ્વરૂપ શું છે તેનો કાંઇ પણ નિર્ણય કરવાને આપણે વિરમતા નથી. એટલુંજ નહી પણ આપણે મન અને ઇન્દ્રિયોને સારી પેઠે ઓળખીએ છીએ એમ શરૂઆતથી જ માની લઇએ છીએ વસ્તુતઃ મન અને ઇન્દ્રિયોને બહુજ થોડા મનુષ્યો સમજી શકયા છે. અને આ ચંચળતા અને વિકળતાના યુગમા એ સબંધો ધૈર્ય પૂર્વક વિચાર કરવાનો સમય પણ બહુ થોડા મનુષ્યોને હોય છે. અમારા મત પ્રમાણે આ કાળે બહોળા વાચન કરતા આપણા શાસ્ત્રના જીવંત, અર્થપૂર્ણ શબ્દોની વ્યંજના ગ્રહણ કરવાની અધિક આવશ્યકતા છે. ભેદોપભેદનો વારો મૂળ શબ્દને સમજ્યા પછી ચાલ્યો આવે છે આત્મા ઇશ્વર, સસાર, સમ્યકત્વ, જ્ઞાન, કર્મ, મન, ઇન્દ્રિય આદિ ગભીર અર્થને વહનારા શબ્દોનો મર્મ ઉંડાણુથી સમજવાનો પ્રયત્ન બહુ ઓછો થાય છે, અને તેને બદલે વચાએલા ગ્રથોનો ખરડો બને તેટલો લાંબો બનાવવાની લાલચ બળવાન થતી જાય છે. આ વલણુ અમે શોચનીય ગણીએ છીએ અને તેને, આ યુગની ખામીઓ અને અપૂર્ણતાઓમાં અગ્રસ્થાન આપીએ છીએ. અમો આ પ્રકરણમાં

થી અત્યારે થઇ શકે તેમ નથી. તેમાં જ્યારે ક્ષોભ અથવા આંદોલન ઉત્પન્ન થાય છે ત્યારે તે “ વૃત્તિ ” અથવા “ વિચાર ” રૂપે આપણી સન્મુખ ઉપસ્થિત થાય છે, અને ત્યારેજ આપણે મનને સમજી શકીએ છીએ. અર્થાત્ જ્યારે મનનુ પ્રવૃત સ્થિતમાં પરિણમન થાય છે,–એટલે તે કાર્યશીલ બને છે ત્યારે જ તેને આપણે તેની કાર્ય પરાયણ સ્થિતિમાં અનુભવી શકીએ છીએ. જ્યારે આત્માએ ગૃહણ કરેલા મનોદ્રવ્યમાં એ પ્રાણુ તત્વનો સબંધ થાય છે ત્યારે જ મનોદ્રવ્યનો કોઇ પ્રકારની સવિશેષ પ્રવૃત્તિ સ્વરૂપે આવિષ્કાર થતો જોવામાં આવે છે.

આત્મા પોતાની સકર્મ અવસ્થામા મનની સહાયતાવિના એક ક્ષણુ પણુ નિભાવી શકે તેમ નથી. જ્યાં સુધી કૈવલ્ય–પ્રાપ્ત ન થાય ત્યા સુધી તેનો સમસ્ત જ્ઞાન–વ્યવહાર–ઘણા અંશે મનોમયજ હોય છે આત્મા પોતાના સબંધે પણુ જે જે વિચારણા કરે છે તે પણુ આ મનની જ સહાયથી કરે છે. પ્રત્યેક વિચાર, પ્રત્યેક સંકલ્પ, પ્રત્યેક આવેગ, એ મનના જ આવિષ્કારો છે, આપણા શરીરમા વસ્તુત:“આપણે”કોણ, એ શોધી કાઢવુ એ અતિ વિકટ કાર્ય છે. કેમકે જે જે ભાગ ઉપર “આપણે” હોવાનુ સમજી હાથ મુકીએ છીએ, તે ફરીથી બારીકીથી તપાસતા તે મનનુ કાર્ય માલુમ પડે છે આપણા સબધે જે ખરેખરૂં તત્વ છે તે માત્ર “ હુ ” છે. આ “હુ” મનની સર્વ પ્રવૃતિઓ ઉપર પ્રકાશ નાખે છે. આ “હુ” તેજ આપણું વાસ્તવિક, ખરેખરૂં સાચું અવિચળ શાશ્વત પોતાપણાનુ તત્વ છે. આ ‘હુ” ના સબધમાં કે ઇ પણુ જ્ઞાની મહાત્મા કે પંડિતો કાંઇ કહી શકે તેમ નથી. તેના સંબંધે જો કાંઇ પ્રત્યય હોય તો તે માત્ર “ અસ્તિ ” શિવાય એકે નથી, આ “હું” અથવા આત્માના પ્રશ્નનું સમાધાન મન કોઇ પણુ

બોલ એકી વખતે હોઇ શકે નહી તેમ વિષય અને વિષયી એકી વખતે એકજ હોઇ શકે નહી આપણામાં "હું" એક એવુ તત્વ છે કે, જે મનની સર્વ પ્રકારની પ્રથક્કરણની શકિત, પરીક્ષાની સૂક્ષ્મતા, અવલોકનની બારીકતા અને બુદ્ધિબળના ગૌરવને આધીન થઇ પોતાનુ રૂપ ખુલ્લું કરતું નથી તમે પોતે તમારા પોતાના આગળ તમારૂં સ્વરૂપ જાણવા માટે ગમે તેટલો આગ્રહ અને માગણી કરો તોપણ "હું છું" એ ઉપરાંત કાંઇ ઉત્તર મળશે નહી.

આ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવાનો શુ માર્ગ છે એ એક નિરાળો વિષય છે અને તે કેવા ક્રમથી પ્રાપ્ત કરી શકાય છે તે સબંધે અત્રે વિષયાંતરના ભયથી, કાંઇ વિવેચન કરી શકાય તેમ નથી. અને માત્ર જે ઉલ્લેખ આત્મા સંબધે કરેલો છે તે માત્ર એટલાજ માટે છે કે મનોદ્રવ્યનો ઉપયોગ કરનાર એ "હું" છે અને "હુ છુ" એ શિવાય જે જે ભાવનાઓ છે તે સર્વ આ મનોદ્રવ્યનો આવિષ્કાર અને દ્દશ્ય છે.

જોકે મનના સર્વ વ્યાપારોમાં આત્માનુ તત્વ અનુસ્યુત હોય છે, એટલે કે અધિકરણ તરીકે તે સર્વદા પ્રત્યેક મનોવ્યાપારમાં વિદ્યમાન હોય છે, છતાં એ વ્યાપારોનુ ઉપાદાન તો મનોદ્રવ્યજ હોય છે અને તેના પોતાના વ્યાપારો ઉપર મન પોતાનો પ્રકાશ નાખી શકે છે. મનોદ્રવ્ય એવી વસ્તુ છે કે, તેનો બીજા પદાર્થો સાથે મુકાબલો કરી બતાવાય તેમ નથી. તેનું સ્પષ્ટીકરણ તેના પોતાનાજ કાર્યોથી કરાવી શકાય તેમ છે, મનની પોતાની પ્રવૃત્તિ તરફ મનોમય અંગુલિ નિર્દેશ કરી તેને ઓળખાવી શકાય કે "જુઓ આ મનનું કાર્ય છે" પરંતુ "આ મન છે" એમ બતાવી શકાય નહી. કેમકે સમસ્ત વિશ્વમાં મનના જેવુ બીજું

પરોક્ષ જ્ઞાન જ લભ્યમાન હોઇ એ ભેદો મનના કાર્ય પરત્વે ઘટી શકે તેમ છે. સ્મૃતિ ( memory ) અને પ્રત્યભિજ્ઞાન ( Consciousness fidentity ) વિગેરે ભેદોની વિવેચના કરવા જતાં વિષયાંતર થઇ ન્યાયશાસ્ત્રના પ્રદેશમા ઉતરી પડવાનો ભય રહે છે, તેથી એ વિવેચનાને અત્રે અમે છેડતા નથી. તે ઉપરાંત મન કોઇ પણ સસ્કાર અથવા ભાવના ગ્રહણ કરે તે પ્હેલા તે ગ્રહણના ક્રમ દરમ્યાન જે જે ભૂમિકાઓમાં થઇને મન પસાર થાય છે તેનું પણ વિવેચન જૈન શાસ્ત્રકારોએ કરેલુ છે. જ્ઞાન થવા દરમ્યાન જે જે અવસ્થાઓને મન સ્પર્શે છે, અથવા જે જે સ્થિતિઓમાં થઇને તે પસાર થાય છે તે બતાવેલ છે એક પદાર્થનું મનોમય દ્રવ્ય ગ્રહણ થના પહેલાં મન, વ્યંજનાવગ્રહ (સામાન્ય પ્રતિભાસ રૂપ દર્શન અને તે પછી કાંઇક વિવક્ષિત જ્ઞાન, જેમ કે આ મનુષ્ય જેવુ કાંઇ છે તે અર્થાવગ્રહ તથા) ઇહા ( અવગ્રહથી ઉત્પન્ન થએલ જ્ઞાનની વિશેષરૂપતા જેમ કે આ મનુષ્ય તે દેવદત્ત છે ) હશે કે કેમ ? અપાય, (ઇહાથી ઉત્પન્ન થએલ જ્ઞાનની અધિક સવિશેષતા, જેમ કે આ મનુષ્ય અવશ્ય દેવદત્ત છે, તે સિવાય અન્ય કોઇ નથીજ) અને ધારણા (સંશય રહિત, વિસરી ન શકાય તેવું દૃઢ જ્ઞાન ) એ ભૂમિકાઓમાથી પસાર થાય છે. આ ભૂમિકાઓ તે માત્ર મનના વ્યાપાર દરમ્યાનના સ્પર્શ–કેન્દ્રો છે અર્થાત્ તે તે અવસ્થાઓનો તે માત્ર સ્પર્શજ કરે છે માત્ર તેને મતિજ્ઞાનના ભેદો કહેવામાં આવે છે. આ ભેદો કે જે જ્ઞાન ગ્રહણનો ક્રમ છે; જેમકે ભાવનગરથી વઢવાણ સુધી રેલવે દોડે છે અને તે દોડવા દરમ્યાન રેલવે ટ્રેન ઘણા સ્ટેશનો અને પ્રદેશોને સ્પર્શતી ચાલે છે તેટલાજ કારણથી તે સ્ટેશનો અને પ્રદેશો કાંઇ રેલવેના ભેદો હોવાનું માની શકાય નહિ તેજ પ્રમાણે મન પોતાના અમુક

કેમકે સામાન્ય વિના વિશેષની ઉત્પત્તિ સંભવતી નથી તેમજ અન્ય પક્ષે પૂર્વના શ્રુતજ્ઞાનની સહાય વિના મતિજ્ઞાનનું ગ્રહણ થઇ શકતુ નથી એ ઉભયનો એવો અવિચ્છેદ સંબંધ છે કે તે ઉભયને માત્ર એક વ્યાપાર, એક પ્રવાહ, એક ઘટના રૂપે સ્વીકાર્યા શિવાય ચાલે તેમ નથી.

પ્રથમ ગુણસ્થાનકથી માંડી તેરમે ગુણ સ્થાનકે વિરાજતા પરમયોગી અવસ્થા પર્યંતના ચૈતન્ય-કેન્દ્રો મન દ્વારા પોતાનુ જીવન ભોગવે છે. ખનીજના અણુ ખનીજપણું, કીટનું કીટપણુ વનસ્પતિનુ વનસ્પતિપણું મનુષ્યનુ મનુષ્ય પણુ અને દેવ-ઇશ્વર કોટીના આત્માઓનું દેવ અને ઇશ્વરત્વ આ મનની શકિતને લઇનેજ નિર્માએલું હોય છે મનોદ્રવ્યના અનંત મહાસાગરમાંથી આપણું વ્યકિત-મન જે પ્રમાણમાં ગ્રહણ કરી શકે છે તે પ્રમાણમાં તેની મહત્તાઅથવા લઘુતા હોય છે. નિગૂઢ આત્મિક રહસ્યોનુ ઉદ્દઘાટન કરનાર સર્વ દેશના રૂષિ-મુનિઓ વિશ્વની સંસ્કૃતિને વિશુદ્ધ પરિણમન અર્પનાર સર્વ દેશના પ્રતિભાવાન, અપૂર્વ કલ્પક મહાકવિઓ, અચિંતિત વૈજ્ઞાનિક સત્યોનો આવિષ્કાર કરી અંધકાર મય વિશ્વને ઉજ્વલતા અર્પનાર વિજ્ઞાનવિદો, અને ધર્મ, સમાજ રાજ્યનીતિ આદિ પ્રદેશોમાં પોતાનું વીર્ય સ્ફુરાવી સમસ્ત યુગને ઉત્ક્રાન્તિની શ્રેણીમાં એક પગલું આગળ ભરાવનાર યુગ પ્રવર્તક મહાપુરૂષો પોત પોતાની શકિત આ મનના અનંત સભર નિરવધિ મહાસાગરમાંથી મેળવે છે. જેમ આપણે આપણા શરીર-જીવનને અર્થે આવશ્યક પ્રાણદ્રવ્ય તે દ્રવ્યમાંથી લઇએ છીએ, તેમ આપણા માનસ જીવનને અર્થે આવશ્યક મનોદ્રવ્ય પણ આ મનના અખૂટ દ્રવ્યમાંથી લઇએ છીએ. પરંતુ જેમ યોગીજનો પોતાની પ્રાણા-યામની પ્રક્રિયાથી શરીરને જે સબળ સજીવતા અને પ્રબળ પ્રાણ-મયતા આપી શકે છે તે પદ્ધતિમાં અને આપણી નિર્બળ ઢીલી

ચોતરફ વિંટળાએલો છે તેના વિચારનું સહજ સ્ફુરણ સરખું પણ જડની સહાય વિના બની શકે તેવું નથી

આમ હોઇને આત્મા અત્યારની તેની કર્માવૃત સ્થિતિમાં જે જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે તેના મનરૂપી અંતરનાં સાધન, અને ઇન્દ્રિયોરૂપી બાહ્ય સાધનોદ્વારા પ્રાપ્ત કરે છે. આત્મા જેમ જેમ વિકાસના માર્ગમાં આગળ વધતો ચાલ્યો, તેમ તેમ તેના આ આંતર બાહ્ય કરણો અથવા સાધનો વધારે વધારે ઉપયોગી, કાર્યકર અને સંસ્કારોને ગૃહણ કરવા માટે વધારે યોગ્યતાવાળા બનતા ચાલ્યા. મનુષ્યને અત્યારે જે પાંચ ઇન્દ્રિયોદ્વારા સંસ્કારો ગૃહણ કરવાની લબ્ધી પ્રાપ્ત થએલી છે તેનો વિકાસ થઇ તેને અત્યારની ઉચ્ચ અવસ્થામાં આવતાં સેંકડો યુગ વીતી ગયા છે મનુષ્યના આત્મારૂપે અભિમાન ભોગવતું આપણું વર્તમાન ચૈતન્ય સ્ફુલીંગ જ્યારે એકેન્દ્રિયમાં હતું તે, કાળે બાહ્ય ઇન્દ્રિઓ સંબંધે તેની કેવી અવસ્થા હતી, અને ક્રમે ક્રમે તે કેવી અવસ્થાઓમાં પસાર થતાં થતાં તે હાલની અવસ્થામા આવેલો છે તેનુ સવિસ્તર વિવેચન અત્રે અસ્થાને ગણાય તેથી તે વિષયમાં અમે ઉતરતા નથી. અત્યારે આ વિષયમાં આપણને જે પાંચ ઇન્દ્રિઓ પ્રાપ્ત થએલ છે તે ભૂમિકાથી શરૂ કરીને વિવેચન કરીશું.

બાહ્ય જગતનું સર્વ જ્ઞાન આત્મા ઇન્દ્રિયો દ્વારા ઉપલબ્ધ કરે છે જ્ઞાનને આવવા માટે તે એક પ્રકારના બારણાં છે, આ બારણાંઓ જો પુરેપુરા, તેમની સ્વાભાવિક યોગ્યતા પ્રમાણે, ખુલ્લાં ન રાખવામાં આવે તો, એટલે કે અરધા ખુલ્લા અથવા ન્યુનાધિક બધ કે ખુલ્લા રાખવામાં આવે તો જે સંસ્કારો પ્રાપ્ત થાય તે અપૂર્ણ, સ્વલ્પ અને વિકૃત સ્વરૂપે થવાનાં એ ઉઘાડું છે. આ

ચોતરફ વિટળાએલો છે તેના વિચારનું સહજ સ્ફુરણ સરખું પણ જડની સહાય વિના બની શકે તેવું નથી

આમ હોઇને આત્મા અત્યારની તેની કર્માવૃત સ્થિતિમાં જે જ્ઞાન પ્રાપ્ત કરે છે, તે તેના મનરૂપી અંતરનાં સાધન, અને ઇન્દ્રિયોરૂપી બાહ્ય સાધનોદ્વારા પ્રાપ્ત કરે છે. આત્મા જેમ જેમ વિકાસના માર્ગમાં આગળ વધતો ચાલ્યો, તેમ તેમ તેના આ આંતર બાહ્ય કરણો અથવા સાધનો વધારે વધારે ઉપયોગી, કાર્યકર અને સંસ્કારોને ગ્રહણ કરવા માટે વધારે યોગ્યતાવાળા બનતા ચાલ્યા. મનુષ્યને અત્યારે જે પાંચ ઇન્દ્રિયોદ્વારા સંસ્કારો ગ્રહણ કરવાની લબ્ધી પ્રાપ્ત થએલી છે તેનો વિકાસ થઇ તેને અત્યારની ઉચ્ચ અવસ્થામાં આવતાં સેંકડો યુગ વીતી ગયા છે મનુષ્યના આત્મારૂપે અભિમાન ભોગવતું આપણું વર્તમાન ચૈતન્ય સ્ફુલીંગ જ્યારે એકેન્દ્રિયમાં હતું તે, કાળે બાહ્ય ઇન્દ્રિઓ સંબંધે તેની કેવી અવસ્થા હતી, અને ક્રમે ક્રમે તે કેવી અવસ્થાઓમાં પસાર થતાં થતાં તે હાલની અવસ્થામાં આવેલો છે તેનું સવિસ્તર વિવેચન અત્રે અસ્થાને ગણાય તેથી તે વિષયમાં અમે ઉતરતા નથી. અત્યારે આ વિષયમાં આપણને જે પાંચ ઇન્દ્રિઓ પ્રાપ્ત થએલ છે તે ભૂમિકાથી શરૂ કરીને વિવેચન કરીશું.

બાહ્ય જગતનું સર્વ જ્ઞાન આત્મા ઇન્દ્રિયો દ્વારા ઉપલબ્ધ કરે છે જ્ઞાનને આવવા માટે તે એક પ્રકારના બારણાં છે, આ બારણાંઓ જો પુરેપુરાં, તેમની સ્વાભાવિક યોગ્યતા પ્રમાણે, ખુલ્લાં ન રાખવામા આવે તો, એટલે કે અરધા ખુલ્લા અથવા ન્યુનાધિક બંધ કે ખુલ્લા રાખવામાં આવે તો જે સંસ્કારો પ્રાપ્ત થાય તે અપૂર્ણ, સ્વલ્પ અને વિકૃત સ્વરૂપે થવાનાં એ ઉઘાડું છે. આ

વેત્તાને તે વૃક્ષની સાથે પોતાનો આત્મગત સંબંધ ભાસે છે અને તેમ છતાં તે બધાની ઇન્દ્રિયો માત્ર વૃક્ષ જ જુએ છે. જુદા જુદા પ્રકારના અનુભવોનો ભેદ માત્ર મનના જુદા જુદા પ્રકારની સ્થિતિ અને વિચારપદ્ધતિની વિશિષ્ટતાને લઇને નિર્માએલો હોય છે, એકજ સામાન્ય ભાસતા પ્રસંગમાથી જ્યારે હું કે તમે કાંઇ જ રહસ્ય ખેંચી શકતા નથી ત્યારે તે પ્રસંગને જોઇને એક ઉત્તમ નાટયકાર એક હૃદયંગમ અને મનોજ્ઞ વસ્તુ ઉપજાવી તે પ્રસંગને એક અ-દ્ભૂત રસમયતા અર્પી શકે છે; પરતુ તે માટે જે બાહ્ય સંસ્કારો જોઇએ તે ઇન્દ્રિયોની સહાય વિના મળી શકે નહિ. જેમ શરીરનાં પોષણ અને સરક્ષણ માટે આપણને બાહ્ય અન્નની જરૂર છે તેમ મનને પણ પોષણ માટે જે સંસ્કારો જોઇએ તે ઇન્દ્રિદ્વારા બહારથી જ મેળવી શકાય તેમ છે આપણુ મન અત્યારે જે કાઇ છે તે બહારથી પ્રાપ્ત કરેલા સસ્કારના ગુણોતરે છે સંસ્કારો કાંઇ મન સ્વત. ઉપજાવી શકતું નથી. આપણને ઉપલક દૃષ્ટિએ કદાચ એમ ભાસે કે, ઇન્દ્રિયોની સહાય વગર ઘણા સંસ્કારો આપણે મનોમય રીતે પ્રગટાવી શકીએ છીએ, પરંતુ તેમ માનવામા એક પ્રકારની ભ્રાન્તિ છે. જે સંસ્કાર અથવા ભાવના આપણે આપણાં મનમાં ઇન્દ્રિયોના મદદ વગર મનોમય રીતે ઉપજાવ્યાનુ માનીએ છીએ તે વસ્તુતઃ નવો નથી હોતો, પરંતુ કોઇ અજ્ઞાત ભૂતકાળમાં ઇ-ન્દ્રિયોદ્વારા પ્રાપ્ત કરેલો હોય છે. એ કાળ અત્યારે આપણને સ્મૃ-તિમા નથી, તેથી તે સંસ્કારને આપણે સ્વતઃ ઉદ્‌ભૂત માનીએ છીએ. અનંત સંસ્કારો આપણને ગત અનંતભવો દરમ્યાન મળેલા છે અને તે સર્વ આત્માનો સ્મૃતિના અગાધ, અજ્ઞાત પ્રદેશ ઉપર પડેલા છે. પરંતુ એ સર્વ ઇન્દ્રિયોની સહાયથો એક કાળે મેળવા-એલા હતા એ ધ્રુવ સત્ય છે.

અધિક-યોગ્યતાવાળી અને ઉત્કટ હોય છે. બાળકની ચક્ષુઓ માત્ર ઉપર ટપકેથીજ બધું જુએ છે. મનુષ્યની પાકટ ઇન્દ્રિયો તેમાં વિશેષતાપૂર્વક જુએ છે પરંતુ અત્યારનો સર્વથી બુદ્ધિમાન મનુષ્ય આ વિશ્વમાં જે કાંઇ જોઇ, સાંભળી, સુંઘી ચાખી કે સ્પર્શી શકે છે તેથી આગળ વધીને કાંઇજ જોવા જેવું, સાંભળવા જેવું, સુંઘવા જેવું, ચાખવા જેવું કે સ્પર્શવા જેવું વિશ્વમાં નથી એમ માનવું એ ભુલ છે. જ્યાં આપણી દ્રષ્ટિમાં કાંઇજ આવતુ નથી એવા ભાગમાં કોણ કહી શકે તેમ છે કે કોઇ જુદીજ, નિરાળી, સૃષ્ટિ પોતાનું પૃથક અસ્તિત્વ નહી ભોગવતી હોય ? આપણી દષ્ટિ મર્યાદા ઘણી અલ્પ છે. આપણી ચક્ષુષશકિત ઘણી સ્થૂળ છે અને તેજ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો અત્યારે છે તે કરતાં ઓછી સ્થૂળ હોત અને સ્હેજ વિશેષ મર્મગ્રાહી અને શક્તિસંપન્ન હોત તો આપણા માટે એક નવુંજ વિશ્વ ખુલ્લું થાત. કેમકે અ-અત્યારે આપણે જ્યાં કાંઇ જ નથી જોતા ત્યાં કોઇ નવુંજ જગત અસ્તિત્વ ધરાવતું જોઇ શકતા. પ્રોફેસર મેસને પોતાના ઇન્દ્રિય વિજ્ઞાન સંબંધી એક પુસ્તકમાં લખ્યું છે કે–" If a new sense or two were added to the present normal number in man, that which is now the phenomenal world for all of us might for all that we know, burst into something amazingly different and wider, in cousequence of the additional revelations of these new senses. અર્થાત્:– " મનુષ્યને અત્યારે જે ઇન્દ્રિયો પ્રાપ્ત છે તેમાં એકાદ બે ઇન્દ્રિયોનો વધારો થાય તો તે નવી ઇન્દ્રિયોના પ્રભાવથી આ પ્રતીત થતું

થવા લાગી છે Isaac Taylor (ઐઝાક ટેલર) નામના એક યુરોપીય વિદ્વાનના મનમાં એમ સ્ફુરી આવ્યું છે કે–" It may be that within the field occupied by the visible and ponderable universe there is existing and moving another element fraught with another species of life-corporeal indeed and various in its orders, but not open to cognizance of those who are confined to the conditions of animal organization. Is it to be thought that the eye of man is the measure of the Creator's power? and that He created nothing but that which He has exposed to our present senses? The contrary seems much more than barely possible, ought we not to think it almost certain?" અર્થાત:— " એમ બનવા યોગ્ય છે કે, આ પરિદૃશ્યમાન અને જ્ઞાનગોચર વિશ્વ જે પ્રદેશમાં પોતાનું અસ્તિત્વ ભોગવી રહ્યું છે તેજ પ્રદેશમાં જીવનના કોઇ વિભિન્ન પ્રકારનાં સત્વો વડે વસાએલી સૃષ્ટિ પોતાની નિરાળી સ્થિતિ અને ગતિ ભોગવી રહી હશે. અલબત, એ જીવો પણ ભૌતિક દેહસંપન્ન અને ભિન્ન ભિન્ન જાતિ તેમજ વર્ગના હશે, પરંતુ આપણે કે જેઓ પાશવ બંધારણની મર્યાદાઓવડે પ્રતિબદ્ધ છીએ, તેમની દૃષ્ટિમર્યાદામા એ સૃષ્ટિ આવી શકે નહી. નિસર્ગની નિખિલ શકિતનું માપ શું મનુષ્યની ભૌતિક ચક્ષુઓ કદી પણ કાઢી શકે ખરી ? અને આપણી વર્તમાન ઇન્દ્રિયોને પ્રતીત ન થઇ શકે એવું શું એ મહાન શકિત (કુદરતે) કાંઇજ સરજ્યું

થવા લાગી છે Isaac Taylor (ઐઝાક ટેલર ) નામના એક યુરોપીય વિદ્વાનના મનમાં એમ સ્ફુરી આવ્યું છે કે-" It may be that within the field occupied by the visible and ponderable universe there is existing and moving another element fraught with another species of life-corporeal indeed and various in its orders, but not open to cognizance of those who are confined to the conditions of animal organization. Is it to be thought that the eye of man is the measure of the Creator's power? and that He created nothing but that which He has exposed to our present senses? The contrary seems much more than barely possible, ought we not to think it almost certain ?" અથાત:— " એમ બનવા યોગ્ય છે કે, આ પરિદૃશ્યમાન અને જ્ઞાનગોચર વિશ્વ જે પ્રદેશમાં પોતાનુ અસ્તિત્વ ભોગવી રહ્યું છે તેજ પ્રદેશમાં જીવનના કોઇ વિભિન્ન પ્રકારના સત્વો વડે વસાએલી સૃષ્ટિ પોતાની નિરાળી સ્થિતિ અને ગતિ ભોગવી રહી હશે. અલબત, એ જીવો પણ ભૌતિક દેહસંપન્ન અને ભિન્ન ભિન્ન જાતિ તેમજ વર્ગના હશે, પરંતુ આપણે કે જેઓ પાશવ બંધારણની મર્યાદાઓવડે પ્રતિબદ્ધ છીએ, તેમની દૃષ્ટિમર્યાદામા એ સૃષ્ટિ આવી શકે નહી. નિસર્ગની નિખિલ શકિતનું માપ શુ મનુષ્યની ભૌતિક ચક્ષુઓ કદી પણ કાઢી શકે ખરી ? અને આપણી વર્તમાન ઇન્દ્રિયોને પ્રતીત ન થઇ શકે એવું શું એ મહાન શકિત (કુદરતે) કાંઇજ સરજ્યું

સમૂહ એ બધા મનના અનુચરો છે અને બાહ્ય વિશ્વમાં બનતા બનાવથી માહેતગાર થવા માટે તે દરેકને મન તરફથી અમુક અમુક કાર્ય સોંપવામાં આવ્યું છે.

આપણે નિત્યના પરિચયથી આ ઇન્દ્રિયોનાં કાર્ય સાથે એવા તો ટેવાઇ ગયા છીએ કે, તેમના કાર્યના અવલોકનથી આપણને સ્હેજ પણ નવાઇ ભાસતી નથી જેમ સૂર્યનો ઉદય થવામાં અને અસ્ત થવામાં, ઋતુઓની નિયમિત ગતિમાં, ચંદ્રજ્યોતિના ક્રમપૂર્વક સંવર્ધન અને ક્ષયમાં આપણને હમેશના સહવાસથી કશીજ અદ્દભૂતતા ભાસતી નથી, તેમ આપણી ઇન્દ્રિયોની રોજની કાર્ય પ્રણાલીમાં આપણને તે યન્ત્રોની સૂક્ષ્મતા અને તેની ઘટનાની અદ્દભૂતતાનો કશો આભાસ આવતો નથી આ વિશ્વમા પગલે પગલે પ્રતીત થતા પરમ વિસ્મયકર કૌશલનું જેમને ભાન નથી તેમને ઇન્દ્રિયનાં સ્વરૂપની અદ્દભૂતતાનો ખ્યાલ આવવો અશક્ય છે

સર્વ ઇન્દ્રિયોમા સ્પર્શેન્દ્રિય સહુથી પ્રથમ આત્માને પ્રાપ્ત થએલી છે. એકેન્દ્રિય જીવોને ફક્ત આ સ્પર્શનીજ ઇન્દ્રિય હોય છે આહારગૃહણનું કાર્ય પણ આખાં શરીર મારફત થતુ હોય છે; કેમકે તે માટેનું ખાસ ઇન્દ્રિયમંડળ તેમનામાં વિકસિત થયું હોતુ નથી આત્માને ઇન્દ્રિયોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ આહારગૃહણનું કાર્ય આખા શરીર દ્વારા થતુ ન્યૂન થતું ગયું અને શરીરના અમુક ભાગો તે કરવાને માટે ખાસ યોગ્યતા ધરાવનાર થતા ગયા સ્પર્શેન્દ્રિયનું સ્થાન આખા શરીર ઉપર વિસ્તારિત છે અને ત્વચાના સમસ્ત પ્રદેશ ઉપર જ્ઞાનતંતુઓ ફેલાએલા હોઇને દરેક ઠેકાણેનો રિપોર્ટ મનને પહોચી વળે છે; પરંતુ તેમ છતાં સ્પર્શેન્દ્રિયના અંગે રહેલી શક્તિનો વિકાસ આખા શરીર ઉપર એક સરખો હોતો નથી

હોય છે. કુશળ વૈદ્યો દરદીના શરીરને હાથ અટકાડીને તેમના શરીરની ગરમીનું પ્રમાણ ચોક્કસ રીતે કહી શકે છે. આ અનુમાન પણ ઉપરોકત શકિતવડે જ થાય છે. કેટલાક જાડી પ્રકૃતિ વાળાને વાતાવરણની ગરમી કે ઠંડીનું પ્રમાણ મુદ્દલ સમજાતું નથી ઘણીજ ઠંડી લાગે અથવા ઘણીજ ગરમી પડે ત્યારે તેમને તેવા પ્રકારનું ઝાંખું ભાન થાય છે. પરંતુ તે શીતોષ્ણતાની કળાનું ( degree ) તેમને જરાપણ ભાન હોતું નથી આ ખામી પણ સ્પર્શેન્દ્રિયના વિકાસની જ ખામી સમજવાની છે.

યુરોપના કેટલાક વિદ્વાનો સ્પર્શેન્દ્રિયનું કાર્ય શરીરની સપાટી ઉપર છે એમ માનવા ઉપરાંત એમ પણ માને છે કે, આપણાં શરીરના અંદરના ભાગમાં જે ક્ષુધા અને તૃષાનો અનુભવ થાય છે તે પણ તે ઇન્દ્રિયનો જ કાર્યપ્રદેશ છે. આ માન્યતા એક રીતે વ્યાજબી જણાય છે. ફેર માત્ર એટલો જ છે કે, આપણે માત્ર બહારની ત્વચા મારફત થતા અનુભવોને હીસાબમાં લઇએ છીએ; ત્યારે ઉપરોકત વિદ્વાનો અંતર ત્વચા મારફત થતા સંવેદનોને પણ લક્ષમાં લે છે

સ્પર્શેન્દ્રિયની શકિત આખા શરીર ઉપર ફેલાએલા છતાં અમને એમ જણાય છે કે, આગળાંમાં તેનો ખાસ પ્રભાવ છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો આંગળાંમા એ ઇન્દ્રિયનું ખાસ નિવાસ-સ્થાન અથવા અભિવ્યકિત છે. સારા વૈદ્યો દરદીના શરીર ઉપર આંગળા ફેરવી તેના શરીરાંતર્ગત વ્યાધિનું નિદાન કરી શકે છે, અને વાત, પિત્ત, કફમાં શેનું પ્રાધાન્ય છે તે કહી શકેછે. કોતરકામ કરનાર તેની બનાવટના કામ ઉપર જરા આગળાં ફેરવી [illegible] પૂર્ણતા છે તે ના[illegible]
છે. ઉંચા પ્રકારના રેશમ અને ઉન[illegible] નું સ્વરૂપ

હોય છે કુશળ વૈદ્યો દરદીના શરીરને હાથ અટકાડીને તેમના શરીરની ગરમીનુ પ્રમાણુ ચોક્કસ રીતે કહી શકે છે. આ અનુમાન પણુ ઉપરોક્ત શકિતવડે જ થાય છે. કેટલાક જાડી પ્રકૃતિ વાળાને વાતાવરણુની ગરમી કે ઠડીનું પ્રમાણુ મુદ્દલ સમજાતું નથી ઘણીજ ઠડી લાગે અથવા ઘણીજ ગરમી પડે ત્યારે તેમને તેવા પ્રકારનું ઝાંખુ ભાન થાય છે. પરંતુ તે શીતોષ્ણુતાની કળાનું ( degree ) તેમને જરાપણુ ભાન હોતું નથી. આ ખામી પણુ સ્પર્શેન્દ્રિયના વિકાસની જ ખામી સમજવાની છે.

યુરોપના કેટલાક વિદ્વાનો સ્પર્શેન્દ્રયનુ કાર્ય શરીરની સપાટી ઉપર છે એમ માનવા ઉપરાંત એમ પણ માને છે કે, આપણાં શરીરના અંદરના ભાગમાં જે ક્ષુધા અને તૃષાનો અનુભવ થાય છે તે પણુ તે ઇન્દ્રિયનો જ કાર્યપ્રદેશ છે. આ માન્યતા એક રીતે વ્યાજબી જણાય છે. ફેર માત્ર એટલો જ છે કે, આપણે માત્ર બહારની ત્વચા મારફત થતા અનુભવોને હીસાબમાં લઇએ છીએ; ત્યારે ઉપરોક્ત વિદ્વાનો અંતર ત્વચા મારફત થતા સંવેદનોને પણુ લક્ષમાં લે છે.

સ્પર્શેન્દ્રિયની શકિત આખા શરીર ઉપર ફેલાએલી છતાં અમને એમ જણાય છે કે, આગળાંમાં તેનો ખાસ પ્રભાવ છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો આગળાંમાં એ ઇન્દ્રિયનું ખાસ નિવાસ-સ્થાન અથવા અભિવ્યકિત છે સારા વૈદ્યો દરદીના શરીર ઉપર આંગળા ફેરવી તેના શરીરાંતર્ગત વ્યાધિનું નિદાન કરી શકે છે, અને વાત, પિત્ત, કફમાં શેનું પ્રાધાન્ય છે તે કહી શકેછે. કોતરકામ કરનાર તેની બનાવટના કામ ઉપર જરા આંગળા ફેરવી કયાં અપૂર્ણતા છે તે નક્કી કહી શકે છે. ઉંચા પ્રકારના રેશમ અને ઉનની જાતનાં કપડાંનું સ્વરૂપ બાહોશ પા-

સ્વાદ નથી આવતો તેનું કારણ એ હોય છે કે, ઉપરોકત રસોની નિષ્પત્તિ જીભ પાસેના ગ્રંથી સમૂહમાંથી થતી હોતી નથી.

આ ઇન્દ્રિય પશુ કરતાં મનુષ્યમાં ઘણી પ્રબળપણે ખીલેલી હોય છે, અને મનુષ્ય મનુષ્યમા પણ એ શકિતના વિકાસ પરત્વે ઘણો મહત્વનો ભેદ અનુભવવામાં આવ્યો છે દરેક પ્રકારના ઘઉં, ચોખા, બાજરી વીગેરેમાં એક સરખો સ્વાદ હોતો નથી, છતા જાડી રસનાવૃત્તિવાળાને જમતી વખતે તેવો કાંઇ ભેદ માલુમ પડતો નથી દુધના શોખીનો ઘણી ગાયોમાંહેથી અમુક દુધ અમુક ગાયનું છે એમ ચોક્કસ કહી શકે છે, અને એ ગાયોનું દુધ ભેગું કરેલું હોય છે તો તે પણ દુધના સ્વાદથી જાણી શકે છે. આ ઝીણવટ, રસના શકિતની તીવ્રતા દર્શાવનાર છે, અને તે એક પ્રકારનો ઇન્દ્રિયવિકાસ છે

ઘ્રાણેન્દ્રિય જીહ્વાની સાથે ઘણો નજીકનો સંબંધ ધરાવનારી છે. અને કાર્યમાં પણ ઉભયની સહચારીતા દશ્યમાન થાય છે જીભ ઉપર પદાર્થનો સ્પર્શ થતા જ તેના રજકણો ઉડીને ઘ્રાણેન્દ્રિય આગળ હાજરી આપે છે, અને જીભે તેનો સ્વીકાર કરવો કે કેમ તે બાબતની સલાહ પણ તે ઇન્દ્રિય મોકલે છે આ રજકણો નાકના અંદરના પ્રદેશની અંતત્વંચા ઉપર ચોંટે છે, કેમકે તે ભાગ ભીનાશવાળો અને સ્નિગ્ધ હોવાથી તે દરેક જાતના રજકણોને એકદમ ઝીલી લઇ શકે છે, અને ત્યાં તેની ગંધનું સ્વરૂપ નક્કી થાય છે; અર્થાત્ એ ત્વચા ઉપરના વિશિષ્ટ જ્ઞાનતંતુઓ રજકણોના સ્પર્શથી ઉત્પન્ન થએલા આંદોલનોને મન આગળ મોકલી આપે છે, અને મન તેમાંથી અમુક પ્રકારની ગંધનો અર્થ મેળવી લે છે.

મનુષ્ય કરતાં પશુસૃષ્ટિમા આ ઇન્દ્રિય બહુ બળવત્તર હોય છે, કેમકે પશુના આહારના અન્વેષણનો આધાર ફકત આ ઇન્દ્રિય ઉપર હોય છે. એમના જીવન નિર્વાહ માટે આ ઇન્દ્રિયના શકિતના

આશ્ચર્યકારક હદે વિકસી હોય છે. વાચક તેની કલ્પના કરી શકે તેમ છે તેથી વિવેચનની આવશ્યકતા નથી. પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું કે આ સૂક્ષ્મતા દૂરથી શબ્દો સાંભળી શકવા તેના કરતાં, તદ્દન જુદી જ જાતની છે. અર્થાત્ તે શક્તિ અવાજના ભેદો પારખવાની અને તેનું વર્ગીકરણ કરવાની હોય છે

મનુષ્યનાં શારીરિક બંધારણમાં ચક્ષુ સર્વથી ઉચ્ચમાં ઉચ્ચ અને અત્યંત જટીલ રચનાવાળી જોવામાં આવે છે. બીજી સર્વ ઇન્દ્રિયો કરતાં મન સાથે તે અધિક વ્યવહાર રાખે છે; અર્થાત્ ચક્ષુ અને મન વચ્ચે જાગૃત અવસ્થાના બધા જ કાળમાં સંદેશા ચાલતા જ રહે છે. ઘણે દૂર બનતા વ્યતિકરોને તે પોતાની કક્ષામાં લાવી તેનું ભાન મનને કરાવી શકે છે વિશ્વનો પ્રત્યેક પદાર્થ અમુક પ્રકારના આંદોલનોની ગતિમાં હોય છે. આ આંદોલનો ઉપરના પ્રકાશનાં કીરણો ચક્ષુના પ્રદેશ ઉપર અથડાવાથી તે પ્રદેશના જ્ઞાનતંતુઓમાં એક પ્રકારનો ક્ષોભ ઉત્પન્ન થાય છે. આ ક્ષોભનો અર્થ મન તેના વિકાસ અનુસાર કરીને તે તે પદાર્થનું બાહ્ય સ્વરૂપ નક્કી કરે છે હુ આંહીથી એક વૃક્ષ જોઉં છું તેમાં વસ્તુતઃ હું વૃક્ષને પોતાને સીધી રીતે જોતો નથી. પરંતુ તે વૃક્ષ આંદોલનની જે કળામાં છે તે આંદોલનોને વૃક્ષ ઉપરના પ્રકાશનાં કિરણો મારા ચક્ષુપ્રદેશની મર્યાદામાં લાવી રજુ કરેછે, અને તે કિરણોના ત્યાં અથડાવાથી તે પ્રદેશગત વિશિષ્ટ જ્ઞાનતંતુઓમાં એક પ્રકારનો ક્ષોભ, ગતિ, વિકાર, અથવા સ્પંદન ઉપસ્થિત થાય છે. આ ક્ષોભનો મારા મન વડે જે અર્થ ઉત્પન્ન થયો તે વસ્તુતઃ મારૂં વૃક્ષનું જોવાપણું છે. ખરી રીતે બધી જ ઇન્દ્રિયોના વિષયોની બાબતમાં આપણે બહારની સૃષ્ટિનું અપરોક્ષ સીધું દર્શન કરી શકતા નથી, પરંતુ બાહ્ય વિશ્વનું મન અને ઇન્દ્રિયો મારફત ઉત્પન્ન

ડીયો (violet) સર્વ કરતાં ત્વરિત આંદોલનોવાળો હોય છે પીળો, નારંગી, લીલો, આસમાની વીગેરે મધ્યમ ગતિવાળા હોય છે.

ઉપર પ્રમાણે ઇન્દ્રિયનાં સ્વરૂપની સંક્ષિપ્ત રૂપરેખા છે. આત્માને જ્ઞાનોપાર્જન માટે નિસર્ગશક્તિએ મન અને ઇન્દ્રિયના અદ્ભુત યંત્રો અર્પેલા છે, અને રચનાનું કૌશલ જેમ બારીકાઈથી જોઈએ છીએ તેમ તેમ આશ્ચર્ય અને આનંદમાં અધિક અધિક નિમગ્ન થતા જઈએ છીએ. આપણને જ્ઞાન મેળવવાની ખરી જીજ્ઞાસા હોય તો આ સંચાકામને બને તેટલી ઉતમ સ્થિતિમાં નીભાવવા આપણે સર્વદા તત્પર રહેવુ જોઈએ, એટલુજ નહિ પણ તે સંચાને ખીલવીને તેને બને તેટલો અધિક બળવાન, કાર્યકર, અને આજ્ઞાનુસારી બનાવવો જોઈએ. મન અને ઇન્દ્રિયોને આત્માના વિકાસમા કેવી રીતે સહાયક બનાવવા, તેની ખીલવટ કરીને તે દ્વારા આત્માને પરમ ઉન્નતિના માર્ગે કેવી રીતે વાળવો એ એક જુદાજ લેખનો વિષય થઈ શકે છે. અત્રે અમે મન અને તેનાં બાહ્ય સાધનો–ઇન્દ્રિયોની–અલ્પ વિવેચના પૂર્વક વિરમીએ છીએ.

---

# આત્માની ત્રણ અવસ્થાઓ.

મનુષ્યોની માનસ અને આધ્યાત્મિક જીવનની ત્રણ અવસ્થા હોય છે. આ ત્રણે ભૂમિકામાં તેનું જીવન તે તે ભૂમિકાને અનુરૂપ હોય છે. આપણે આ સ્થળે તેના સંક્ષેપ વિવેચનમાં ઉતરીએ.

પ્રથમ ભૂમિકાને આપણે સંજ્ઞાત્મક ભૂમિકા ( Instinctive Plane ) નામ આપીશું આ ભૂમિકાએ વસનાર આત્મા ઉપર

એ ભાવના પ્રત્યે તે અધિકાધિક જાગૃત થતો જાય છે. એના બાહ્ય મનની સપાટી ઉપર મનના કોઇ ઉચ્ચતર વિભાગમાંથી ઝાંખો પ્રકાશ અને મંદ સ્ફુરણ આવતું હોય એમ તે અનુભવે છે. અને તે દિવ્ય સ્ફુરણના ગહન પ્રભાવથી પોતાના વ્યકિત સ્વાર્થમાજ રચ્યા પચ્યા રહેવામા તેને શરમ લાગે છે. તેને સ્વભાવથી જ કોઇ સ્વાર્પણ પ્રતિ વેગ અનુભવાય છે અને જ્યારે કોઇ નિઃસ્વાર્થ કાર્ય તેના હાથથી બને છે, ત્યારે તેને સ્વાભાવિક આનંદ અને શાંતિનો અનુભવ થાય છે. એમ થવાનું શું કારણ હોવું જોઇએ, તેનું જો કે તેને સ્પષ્ટ ભાન હોતુ નથી. છતાં અસ્ફુટપણે તેના અંતઃકરણમાં એમ રહેતું હોય છે કે, જ્યારે હું કોઇ સ્વાર્થહિન કાર્યમાં ગોજાઉ છું ત્યારે હું ઉન્નતિના માર્ગે વહતો હોઉં છું. પરંતુ બુદ્ધિની ભૂમિકાની પરિસમાપ્તિ આટલેથી જ થતી નથી. "સારૂં" શું અને "નરસું" શું એની શોધમા તે યોજાય છે અમુક "ઠીક" અને અમુક "અઠીક" અમુક "કરવા યોગ્ય" અને અમુક "ન કરવા ગોગ્ય" એ ભાવના બહુજ પ્રબળ અને વેગવાન બનતી જાય છે. આ ભાવનાના પ્રત્યુત્તરરૂપે અનેક ધર્મગુરૂઓ અને ધર્મસંસ્થાઓ ઉદ્ભવે છે અને તેમના તરફથી 'અમુક કાર્ય કરવા સારા છે અને તેમ કરવાથી ઇશ્વર રાજી થશે." એમ જાહેર ઘોષણાઓ થાય છે. તેઓ કહેતા હોય છે કે, અમોએ મુકરર કરેલા માર્ગે (અને તે માર્ગ બહુધા દેવળોના નિભાવનો અને તેમના પોતાના નિર્વાહનોજ હોય છે.) તમારૂં દ્રવ્ય અર્પશો તોજ દેવીસના તમારા ઉપર પ્રસન્ન થશે અને તે સાથે એમ પણ કહેતા હોય છે કે "અમે એ દર્શાવેલી ક્રિયા કરવામાં તમો ગફલત કરશો અથવા અમોએ વિહિત કરેલા દેવળો કે મંદિરમાં નિયમિત હાજરી નહિ આપો તો

દાયો એક સરખી રીતે એમજ જાહેર કરતા હોય છે કે, અમોએ ઇશ્વર તત્વની જે ભાવના રચી છે, તેનાથી વિપરીત માન્યતા ધારણ કરનાર ઇશ્વરના વિરોધીઓ છે અને જરૂર ઇશ્વર તેનો બદલો લે છે અને શિક્ષા કરે છે ઘણીવાર તો એવા "ઇશ્વરના વિરોધી મનુષ્યો" ઉપર વૈર લેવાની અને શિક્ષા કરવાની ફરજથી લોકો પોતાના ઇશ્વરને મુકત કરે છે અને તેઓ પોતેજ ઇશ્વરને કરવાનું કાર્ય પોતાના હાથમા લઇ ઇશ્વરની વતી સજા કરી લે છે; અને વધારે આશ્ચર્ય જેવું તો એ છે કે, તેમ કરવામા તેઓ "ઇશ્વરી ફરજ" બજાવ્યાનું અભિમાન રાખતા હોય છે

આ બીજા વર્ગની ભૂમિકાને શોભાવનારા આત્માઓ બહુ જ ધાખલીઆ અને કાંઇને કાંઇ અખંડ ઉદ્યોગમાં જોડાએલા હોય છે. અમુક વાર, માસ અને તિથીઓને તેઓ "પવિત્ર" જાહેર કરે છે ( જાણે કે તે શિવાયની બીજી વાર તિથિઓ મુકાબલે 'ઓછી પવિત્ર હોય, અને કાળના પણ અમુક અમુક દેશ ઉપર શુભાશુભ અંક મારેલા હોય ) અને અમુક સ્થાનો બીજા તેની આસપાસના સ્થાનો કરતા વધારે પવિત્ર છે. તેઓ એમ માનતા હોય છે કે, અમુક દેશના, અમુક વર્ણવાળા, અમુક કુળમા જન્મેલા જીવાત્માઓ ઉપર તે દૈવી સત્તા વધારે કૃપાની દષ્ટિથી જુએ છે અને બીજા ઉપર અકૃપા અથવા તિરસ્કારની નજરથી નિહાળે છે એમના મનમાં એમ હોય છે કે, પ્રભુના દેશના અધિકારી સજ્જનો અમારા મંડળમા પ્રવેશેલાઓ શિવાય બીજા હોઇ જ શકે નહિ કેમકે એ મહાનગરનો રસ્તો અમારા શિવાય બીજા કોઇ જ જાણતા નથી. તેથી બાજા બધા નર્કમાં અને સંસારમા સદા કાળ તરફડીયા મારવા માટે જ નિર્માએલા છે. આ બીજા વર્ગના દૃષ્ટિબિંદુથી જોતાં નર્ક એ અત્યંત ભયાનક અને ત્રાસદાયક સ્થાન છે. પોતાના પવિત્રપણાની ભાવનામાંથી અને અમો બધું જ સમજી ચુકયા છીએ

રણુ ગયું એટલે બીજું આવરણુ નજરે પડે છે અને તે ખસ્યું એટલે ત્રીજું દ્રષ્ટિમાં આવે છે, અને એમ ઉત્તરોત્તર આવરણરૂપ ભ્રાન્તિઓ એક પછી એક સરી પડતી જાય છે. એક વખતે જેને અત્યંત મહા મૂલ્યવાન રત્નની પેઠે સાચવી રાખી હતી, તે ભાવના એક કાચના કટકાની કિંમતની બનીને આપણાથી દૂર થાય છે અને તેમ કરતી વખતે તે તે પ્રગતિના પંથે ચઢેલો મનુષ્ય પોતાના પૂર્વના બાળ ખ્યાલ ઉપર હસતો હોય છે, અને તેને આજ સુધીની પોતાની મુગ્ધાવસ્થા માટે શરમ આવે છે. વધતી જતી બુદ્ધિ અને તર્કના પ્રકાશમા અંધારામાંજ જેની કિંમતછે એવા ખ્યાલો આ મનમાંથી ચટોચટ ખસતા જાય છે તે એમ જાણે છે કે હું આજ સુધી એકજ બાળક જેવો અજ્ઞ અને મેંઢાની માફક દોરાવાના સ્વભાવ વાળો હતો. પરંતુ હવે બધા વાત મને સ્પષ્ટ થઇ ગઇ છે ઘણી વાર એમ બનતું જોવામા આવે છે કે, આવા મનુષ્યો નાસ્તિક અને શૂન્ય હૃદયવાળા બની જાયછે. તેમને એકે વિષયમાં શ્રદ્ધા હોતી નથી જુની વસ્તુ સ્થિતિને તો તેઓએ ફેંકી દીધી હોય છે, અને તે ખાલી સ્થાનમાં કોઇ નવિન ભાવનાનો અભિષેક થયો હોય છે. આ પણુ આત્માની એક અવસ્થા વિશેષ છે. જુનું ગયા પછી અને નવું આવતા પહેલાં વચગાળાની એક શૂન્ય અવસ્થા હોય છે, તે વખતે હૃદયમા એક પણુ નિશ્ચય આરૂઢ થયેલો હોતો નથી. ઘણા આધ્યાત્મિક પુરૂષોના એક જીવન ચરિત્રમાં તે તે પુરૂષોએ એક વાર આવી અવસ્થા અનુભવ્યાનું આપણે વાંચ્યું છે. સ્વામી વિવેકાનંદની પણુ એકવાર આવીજ સ્થિતિ હતી. વર્તમાન કેળવણી લીધેલા ઘણા યુવકો જેમને આપણા વૃદ્ધ અને ધર્મઘેલા મનુષ્યો નાસ્તિક ગણી કુટી મારે છે તેઓ ખરી રીતે આવીજ અથવા કોઇ આવા પ્રકારવાળી અવસ્થા વેદતા હોય છે.

વચમા અને કેટલાક પાછળ છે. પરંતુ બધાજ રસ્તા ઉપર છે અને અત્યારે એક જ્ઞાની આત્મા જે સ્થિતિમાં છે તેજ સ્થિતિમાં એક કાળે અત્યારનો અજ્ઞાન આત્મા પ્રવેશવા યોગ્ય છે તે પ્રાણી માત્રને ભૂલો ( દુનિઆ જેને પાપ કહે છે તે ) કરતા જુએ છે અને તે સાથે તે ભૂલનું પરિણામ જે કિમતી પાઠ શીખવતો જાય છે તેમાંથી લાભ ઉઠાવતા પણ જુએ છે. દુનિઆ જેને "સારૂ" અને 'નરસુ' કહે છે તે બધું તે જાણતો હોય છે, છતાં જયાં જયાં જેવું તે જુએ છે ત્યાં ત્યાં તેવુ હોવા યોગ્યછે માટે જ છે, એમ તેનો નિશ્ચય હોય છે સર્વનું પરિણામ શુભમાંજ આવવાનું છે એમ તે જાણે છે. "પાપ" ને અવિકસિત મનનું સ્વભાવિક વલણ ગણે છે, અને વખત આવતાં તે બધું રસ્તાસર આવશે એમ તે માને છે. આશ્ચર્ય જેવુ તેને કોઇ પણ સ્થાને લાગતું નથી.

આ ત્રીજી ભૂમિકાવાળો મનુષ્યો બધા ધર્મોની અંદર શુભનુંજ દર્શન કરે છે. તે એટલે સુધી કે, કોઇ એકજ ધર્મની મર્યાદામા ગોંધાઇ રહેવું અને તેની સંકડારામા પડી રહેવુ તેને બહુ કઠીન જણાય છે. ઇશ્વરની વિવિધ ભાવનાઓમાં તે એકજ પરમતત્વની પૂજા અને સ્વિકાર થયેલો જુએ છે એક કાષ્ઠ કે પાષાણની મૂર્તિથી લઇ ઇશ્વરત્વની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનામાં તે એકજ મહાનતત્વ પ્રત્યેનુ મનુષ્યહૃદયનું અર્પણ થતુ નિહાળે છે. અને એ ભાવનાનો ભેદ, માત્ર મનુષ્યઆત્માના વિકાસના તારતમ્યાનુસાર અને અધિકાર ભેદથી નિર્માય છે એમ તે માને છે. તે જાણે છે કે, મનુષ્ય જેમ જેમ પ્રગતિમાન થતો જાય છે તેમ તેમ તેની ઇશ્વરના સ્વરૂપ સમ્બંધેની ભાવના પણ ફરતી જાય છે. મનુષ્યસ્વભાવના એક અવલોકનકારે લખ્યું છે તેમ, મનુષ્યનો ઇશ્વરસમ્બંધેનો ખ્યાલ એ માત્ર પોતાની જ જાતને અનેક ગુણ વિશાળ કલ્પી બાંધેલો ખ્યાલ

ભેદ બંધાય છે. આખા વિશ્વમાં તે એકજ મહાન જીવન અનુભવે છે અને પોતે તે મહાજીવનનો વિભાગ છે એમ જુએ છે એ મહાજીવન તે હુંજ છું અને હું છું તેજ એ મહાજીવન છે એવા પ્રકારની એકતા તે અનુભવતો હોય છે સમસ્ત પ્રકૃતિ સાથે તે સબંધમા હોય છે. તેના વિવિધ રૂપે અને આકારોમાં તે પોતાને જ જુએ છે. ખનીજ, વનસ્પતિ, પશુ, અને મનુષ્ય એ બધામાં જે કાંઇ છે તે પોતામાં છે અને પોતામાં તે તેમ કેનામાં છે એમ અનુભવે છે. તે જાણે છે કે ખનીજના ગુણો, વનસ્પતિના ગુણો, વ્યાઘ્રાદિ પશુના ગુણો અને જંગલી ગણાતા મનુષ્યના ગુણો એ બધા મારામાં રહેલા છે. પણ આથી એમ સમજવાનું નથી કે, આ ત્રીજી ભૂમિકાવાળો મનુષ્ય વાઘના જેવો લોહીનો તરસ્યો, મોરના જેવો ગુમાની, સર્પના જેવો ઝેરી, કે જંગલી મનુષ્ય જેવો વિવેકહીન હોય છે તેથી ઉલટું તે એમ જાણે છે કે, ઉપરોક્ત બધા ગુણો મારામાં રહેલા છે, પરંતુ આત્માના ઉચ્ચતર અંશના આધિપત્ય તળે—આત્માની ઉપરિ બાજુના સ્વામીત્વને આધીન અને તેના શાસનથી નિયમાએલા રહેલા હોય છે. એ બધા તેની ઇચ્છા વિના છટકી જાય તેમ હોતા નથી. તેમ છતાં તેનામા તે રહેલા છે એમ તે જાણે છે, માત્ર તે સ્વામી તરીકે નહિ પણ સેવક રૂપે, અને તેથી આત્માના વિકાસક્રમમાં એક સેવક અથવા સામર્થ્ય રૂપે સહાયક હોય છે, એમ તે જાણે છે. આથી આ ત્રીજી ભૂમિકાવાળા મહાત્માના અંત;કરણમાં આ પશુઓ માટે પણ લાગણી હોય છે કેમકે તેમનું હૃદય, તેમની આંતર સ્થિતિ અને તેમના વિકાસક્રમની હદ તે સમજી શકતો હોય છે. તે ભૂમિકાએ તેવું જ હોય એથી અન્યથા હોઇજ ન શકે, તેમ તે જાણતો હોય છે. આ મહાત્મા પોતાની આસપાસના મનુષ્યો માટે

છે તેને જ્યાં હોય ત્યાં પોતાનું ઘર જેવું જણાય છે વસ્તીમાં જંગલમાં, સ્મશાનમાં, પર્વતમાં, વેરાનમાં તે પોતાનું ઘર માની લે છે, કારણ કે આખું વિશ્વ તેની સાથે સંબંધવાળું તેને અનુભવાય છે તે વિશ્વનો છે, વિશ્વ તેનું છે, એવું ઉંમભાન તેને રહ્યા કરતું હોય છે સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારાગણો, પર્વત, સરિતા, જંગલના હરિણાદિ પશુઓ, તે સર્વમાં પોતે છે, અને પોતામાં સર્વ છે, એવો તેને ઉત્કટ અનુભવ રહ્યા કરે છે, સ્વામી રામતીર્થ પોતાના આ પ્રકારના અનુભવની પદે પદે પોતાના લેખોમાં પ્રતીતિ આપે છે. એક સ્થળે તે અનુભવ કવિત્વરૂપે સ્ફુરી નીકળે છે કે:—

Lo ! The trees of the wood are my next of kin,
And the rocks alive with what beats in me.
The clay is my flesh, and the fox my skin,
I am fierce with the Godfly and sweet with the bee.
The flower is naught but the bloom of my love
And the waters run down in the tune Idream,
The sun is my flower uphung above,
I can not die, though for ever death
Weave back and fro in the the warf of me,
I was never born, yet my births of breath
Are as many as waves, on the sleepless sea

**અર્થાત:**—" આ વનના વૃક્ષો મારા બંધુઓ છે જે વડે હું ચૈતન્યમય છું તે વડે આ ખડકો પણ ચૈતન્યમય છે. માટી મારૂં શરીર છે, આ શિયાળો મારૂં શરીરનું ચર્મ છે ડાંસની રક્તતૃષા તેમ જ મધમાખીનું માધુર્ય મારામાં છે. આ પુષ્પો એ કાંઇ જ નાહ પણ મારી પ્રેમમયતાનોજ ખીલેલો બહાર છે. અને જે ધ્વનિમાં હું

વસ્થામાં અર્થાત્ પ્રથમ નંબરની ભૂમિકામાં હોવાનું માની લે છે કેમકે બીજા નંબરવાળા જ્યાં "પાપ" અને "અનિષ્ટ" ને દીવા જેવું સ્પષ્ટ ભળે છે, ત્યાં આ ત્રીજા નંબરવાળા બધું વ્યાજબી જ છે એમ જોતા હોય છે. પોતાને ખુલ્લી રીતે અનિષ્ટ ભાસતા વ્યતિકરોમાં જ્યારે તે હિતનો જ સંકેત જુએ છે, ત્યારે બીજા નંબરવાળાને આ ત્રીજા નંબરવાળા માટે બહુ હલકો મત બંધાઇ જાય છે અને કહે છે કે "આ લોકોને "શુભ" અને "અશુભ" નું ભાન સરખું પણ હજી ઉદ્‌ભવ્યું નથી, હજી ને જ્ઞાનની બાલ્યાવસ્થા વેદે છે, સમજણની સ્થિતિએ આવવામાં હજી તેમને બહુ વિલંબ છે." આથી આ ત્રીજા નંબરવાળો મનુષ્ય આ બીજા નંબર વાળાઓની સૃષ્ટિમાં એક અજાણ્યા દેશમાં અજાણ્યા મુસાફર જેવો હોય છે. તેથી તેમને અન્યાય મળે અથવા ગેરસમજુતી થવાનું કારણ મળે તો તેમણે મુંઝવણમા પડવું જોઇએ નહિ. ત્રીજી ભૂમિકામા નવાજ પ્રવેશેલા મનુષ્યોની સ્થિતિ ઘણી વાર બહુ કફોડી બની જાય છે. શરૂઆતમાં તે પોતાની આસપાસના મનુષ્યોથી બહુ જ વેગળાપણું અને અજાણ્યાપણું અનુભવે છે અને લોકો તેને અતડો અને એકલ માર્ગી ગણી કાઢે છે. આવું બને ત્યારે તેણે જરી પણ ગભરાવાનું પ્રયોજન નથી. ધીરે ધીરે તે બધું ઠેકાણે પડતું જાય છે. અને પ્રથમ દર્શને દેખાતો વિરોધ શાંત થઇ તેનું ચિત્ત સમાધાન વશ બનતું જાય છે. વળી સહુ કરતાં વિશેષ આનંદની વાત તો એ છે કે, આ ત્રીજા નંબરવાળા માણસોની સંખ્યા હવે વધતા ક્રમ ઉપર છે. આજથી સો કે પચાસ વરસ ઉપર હતા તે કરતાં આજે આ કોટીના મનુષ્યોની સંખ્યા વધારે છે, અને જયારે આ વર્ગના મનુષ્યો એક બીજાને સહજ મળે છે ત્યારે તેમને જોઇને આનંદ થાય છે કે, આવી

અજ્ઞાનજન્ય માની રડવા દેતા નથી, તેમ આ ત્રીજા નંબરવાળા મનુષ્યો પોતાથી ઉતરતી પંક્તિના ( આપણા મનથી ઉતરતી તેમને મનથી તો એકજ સરખી ) મનુષ્યોનું કષ્ટ કાપવા નિત્ય તત્પરજ હોય છે. તેમને તેઓ પોતાના નાના ભાઇ ગણે છે. તેમનામાંથી જુદાઇનું તત્વ સરી પડેલું હોય છે. પ્રથકપણાની દીવાલ તુટી પડવાથા તેમને એકત્વનું ભાન ઉદયમાન રહ્યા કરે છે. બંધુનું દર્દ તે પોતાનુજ દર્દ તે અનુભવે છે તેમના આનદમા તેનો આનદ હેય છે. સર્વની સાથે એક રાગતામા હોય છે.

ઇસ્પીતાળો, વિદ્યાલયો, પુસ્તકશાળાઓ, વિહારસ્થાનો આદિ ઉદાર સસ્થાઓ મનુષ્યના બંધારણના કયા અંશમાંથી ઉદ્ભવે છે ? અન્યનું કષ્ટ જોઇ થતી બેચેની કયાથી આવે છે ? મનુષ્યમા એક એવો દિવ્ય અંશ છે કે, તે જ્યારે જાગૃત થવા માંડે છે, ત્યારે તે આસપાસના વિશ્વ સાથે તેને અધિકાધિક સમિપતામાં લઇ જાય છે, અને તેમના સુખ દુઃખનુ ભાન કરાવે છે. તેમાંથી આવે છે. તેમનુ દુ.ખ ઓછું કરવા તેઓ પ્રયત્નશીલ થાય છે અને તેમ ન કરે ત્યાં સુધી તેમને આરામ મળતો હોતો નથી આ ત્રીજી ભૂમિકામા જેમ જેમ મનુષ્યો પ્રવેશ કરતા જાય છે તેમ તેમ તે વધારે માયાળુ બનતા જાય છે. અને જ્યારે ઘણા મનુષ્યોને એ ભૂમિકા સ્વાભાવિક થઇ જશે ત્યારે અત્યારની વસ્તુસ્થિતિ તેમને અત્યંત જંગલી અને પશુત્વના આધિક્યવાળી જણાશે. આજ ક્ષણે વિશ્વમા મહદ અવસ્થાતરો થાય છે. આપણે તે જાણતા નથી, છતા તે થયા કરે છે, અને જેને આંતરિક નેત્ર ખુલ્યા છે તે એ લક્ષણોને અત્યારથીજ જુએ છે પવન કઇ દિશામાં વાય છે તે જેમ હવામાં ઉડતા ક્ષુદ્ર તરખલાઓ જણાવી શકે છે તેમ જનસમાજની ગતિ કઇ દિશામા છે તેનો નિર્ણય જ્ઞાનીજનો આપણી

થાય છે. જ્યારે તે જાગૃત થઇ પોતાના સ્વરૂપના મહારાજ્યનું સ્વામિત્વ હાથમાં લેછે ત્યારે બાહ્ય અને આંતરવિશ્વના ગુપ્ત રહસ્યો તેને હસ્તામલકવત્ થાય છે. જ્ઞાન માટે પછી તેને યાચના કરવી પડતી નથી, અથવા કુદરતની સામે લડત ચલાવીને તેના રહસ્યો તેની પાસેથી ઝુંટાવવાના હોતાં નથી. આત્માનું આધિપત્ય મન, પ્રાણ અને જડ એ તમામ સૃષ્ટિઓ ઉપર સ્વભાવથીજ છે. પરંતુ આજ સુધી તેણે પોતાનો જન્મ-હક સંભાળવા બેદરકારી રાખી છે તેથી આજે તે સ્વામી નથી પણ મન પ્રાણ અને જડનો ગુલામ બની બેઠો છે. એક નિર્બળ અને નિશાખોર નૃપતિની માફક તે પોતાના પદનું ભાન ગુમાવી પોતાના સેવક વર્ગની સત્તાને આધીન બની ગયો છે. વાસ્તવમાં તે સબળ છે. અને તે શિવાય તેના બધા આગંતુક કારણો નિર્બળ છે પરંતુ એ બધું આ કાળે તો સંભવગર્ભના રૂપેજ છે. આત્મા જ્યારે સવર્ધન પામશે ત્યારેજ એ સામર્થ્યોનો અધિકાર તેને મળવાનો અને ત્યાં સુધી તેના મહા રાજ્યનો કારભાર અત્યારે જેમ ચાલે છે તે મુજબ ચાલવાનો આત્માએ પોતાનુ રાજતંત્ર પાછું મેળવવા કેવો ક્રમ લેવો જોઇએ અને પોતાના વાસ્તવિક "હું" ના ભાનમાં કઇ રીતે તે પ્રવેશી શકે તે સંબંધી કાંઇક મદ રૂપરેખા રજુ કરવા આ લેખનો ઉદ્દેશ રાખ્યો છે.

આ વિશ્વ ઉપર મનુષ્ય પ્રાણી એ આત્મતત્વનો ઉંચામાં ઉંચો આવિષ્કાર ગણાય છે. અર્થાત્ તેનાથી વધારે ઉચ્ચ કોટીનું બુદ્ધિમાન સત્વ નજરે પડતું નથી વર્તમાન મનુષ્યના અખિલ સ્વરૂપના બંધારણની રચનાનું નિરીક્ષણ કરવા જેણે કોઇ દીવસ પ્રયત્ન કર્યો હશે તેને આશ્ચર્ય નિમગ્ન બન્યા વિના નહિજ ચાલ્યું હોય. સાધારણ ઉપલક દ્રષ્ટિથી તેના બંધારણનું સ્વરૂપ તપાસનારને તેના ખરા

પણ તમારામાં એ શકિત હવે બાહ્ય આવિર્ભાવ પામવાને અંદરથી જોર કરી રહી છે તેનાજ પરિણામે વાંચો છો એ દબાણજ તમારામાં એવો વેગ ઉપજાવે છે કે, આ અને આવા પ્રકારના અનુભવે જ્યા જ્યાં અક્ષરાત્મક રૂપ લીધું હોય છે ત્યાં ત્યાં તમને તમે પણ ન જાણો તે રીતે ધસડી જાય છે અને તેમ ન થાય ત્યાં સુધી તમને ચેન પડવાનું જ નહિ.

પરંતુ આ શારીરિક અને માનસિક લક્ષણો મનુષ્યના બંધારણમાં પ્રતીત થાય છે છતાં તે લક્ષણોજ મનુષ્ય પોતે નથી તે તો માત્ર મનુષ્યના કબજાના પદાર્થો છે મનુષ્ય તે પદાર્થોનો પોતાના હથીઆરો અથવા કરણનો એક સ્વામી તરીકે ઉપયોગ કરી શકે તે પહેલા તેણે પોતાના ખરા સ્વરૂપના ભાનમા આવવુ જોઇએ. "હુ" કોણ અને "હુંથી અતિરિકત" કોણ એનો ભેદ બરોબર તેણે ઓળખતા શીખવું જોઇએ. શાસ્ત્રકારોએ "સ્વપર ભેદની ઓળખાણ" ઉપર એટલું બધુ વિવેચન કરેલું છે અને ગમે તે શાસ્ત્રીય ગ્રંથમાં પદે પદે એ વાત ઉપર એટલો બધો ભાર મુકવામાં આવ્યો છે કે, તે પ્રકારના અનુભવની ઉપયોગિતાની કિંમત સમજાવવાની હવે અગત્ય રહી નથી. તેમ છતાં આ જમાનામાં મનુષ્ય એટલો બધો ઉપલકીઆ સ્વભાવનો અનેક્ષણિક વૃત્તિનો બની ગયોછે કે, એની એ વાત હજારો વખત વાંચ્યા અને સાંભળ્યાં છતા તેનું મહત્વ કે રહસ્ય તેના મનમાં ઉતરતું નથી. તેમ છતાં એક વખતે મનુષ્ય તેનું મહત્વ સમજવા શીખશેજ એમાં શંકા નથી કેમકે અંદરથી એક તત્વ તેને તે સમજવા માટે સતત પ્રેરણા કર્યાજ કરે છે અને નિરંતર આર માર્યા કરે છે. ક્ષણિક વૃત્તિનો મનુષ્ય અત્યારે તે અવાજને બહુ મણુકારતો નથી છતાં છેવટે તેને શરણ થયા વિના આરામ મળતો નથી. "હું" કોણ એ પ્રશ્નનું સમાધાન અને સા-

છે. તેમની સ્થિતિ પશુઓથી સ્હેજ ચઢીઆતી કહી શકાય, શરીરની હાજતોની પૂર્તિ, અહાર વિગેરેની રૂચિની તૃપ્તિ, વિકારના વેગનું ભોગ દ્વારા સાંત્વન, અંગિત સુખની પ્રાપ્તિ એ વિગેરે તેમનું "હું" હોય છે. ટુંકામાં તેમની અવસ્થાને સંજ્ઞાત્મક નામથી સંબોધી શકાય. આ માણુસને એમ પુછવામાં આવે કે "તારા વિચારોનું પૃથક્કરણ કરીને કહે કે તું કોણ છું" તો તેનો ઉત્તર તે એમજ આપે કે "હુ સ્થૂળ શરીર છું અને એ શરીરને કેટલીક હાજતો, લાગણીઓ, રૂચિઓ વિગેરે છે." આવા મનુષ્યનો "હું"] એ માત્ર સ્થૂળ–શારીરિક "હુ" હોય છે, અને શરીરના આકાર અને વસ્તુને તે "હુ" નો આકાર ગણે છે. આ મનુષ્યોને કાંઇક વિચાર કરવાની શકિત ખીલેલી હોય છે, પરંતુ તેમનું જીવન મનોમય જીવન હોતું નથી. અર્થાત્ તે તેમની વિચાર શકિતને તેમની લાલસાઓ અને વિકારોની તૃપ્તિ સિવાય અન્ય પ્રકારે યોજી શકતા નથી. તેઓ જે કાંઇ કરે છે તે માત્ર, સંજ્ઞાના બળથીજ કરતા હોય છે આવો માણુસ કદાપી "મારો આત્મા" "મારૂં મન" એમ કહે તોપણુ તે શરીરાદિથી ભિન્નત્વ ભાન પૂર્વક અથવા "હું" એક નિરાળું તત્વ છું એવી જ્ઞપ્તિ પૂર્વક કહેતો હોતો નથી. શરીર એજ તેમનું "હું" હોય છે અને તે ઇન્દ્રિઓ અને ઇન્દ્રિયો દ્વારા જે કાંઇ પ્રાપ્ત થઇ શકે છે તે સાથે અભેદ ભાવથી સંકળાએલું હોય છે. અલબત મનુષ્ય જેમ જેમ કેળવણી અને અનુભવમા આગળ વધે છે, અને પ્રત્યેક વિષયમાં સંવૃદ્ધિ મેળવતો જાય છે, તેમ તેમ તેની ઇન્દ્રિયો અધિક સૂક્ષ્મ અને સંસ્કારી બને છે, અને વધારે ઉંચા પ્રકારના ભોગ દ્વારાજ તૃપ્તિ અનુભવી શકે એવી માર્મિક બનતી જાય છે પ્રથમ જે સ્થૂળ અને ગમે તેવા અણુઘડ રૂપમાં મળેલી ભોગ સામગ્રીથી સંતોષ માનતો તે હવે વધારે સંસ્કારી અને

શારીરિક "હુ" થી તે મનોમય "હુ" ના પ્રદેશમાં પ્રવેશે છે-એક પગલુ આગળ વધે છે.

આ અવસ્થામાં તે પોતાના "હુ" ને એક મનોમય (mental) તત્વ માને છે અને શરીરને એક સોબતીના રૂપમા ગણે છે તે વખતે એને એમ જણાય છે કે, હુ પૂર્વના કરતાં આગગ વધ્યો છું છતા તેનુ નવું "હુ" તેના પ્રશ્નોને સતોષ આપી શકતું હોતુ નથી એકે વાતનો તેને ખુલાસો મળી શકતો નથી તેના ચિત્તની દશા અસમાધાનવાળી અને અતૃપ્ત રહ્યા કરે છે ટુંકામાં તે બહુ દુખી બની જાય છે એવા મનુષ્યો બહુધા નિર્વેદવાદી અર્થાત્ સસારને દુઃખરૂપ માનનારા બની જાય છે અને આ જીવનને તેઓ અનિશ્ચતા, નિરાશા, કલેશ અને સંતાપની પરંપરા માને છે. જીવનમા તેમને લેશ પણ આનદ કે રસ રહેતો નથી તે કારાગ્રહ જેવુ ભીષણ રૂપ ધારણ કરે છે આ મનોમય ભૂમિકા એ દુઃખવાદની ( pessimism ) ની ભૂમિકા છે. આત્મા જ્યારે સંજ્ઞાત્મક જીવન ગાળતો હોય અથવા આધ્યાત્મિક જીવનની ઉચ્ચ કળા અનુભવતો હોય છે ત્યારે તેને સંસાર દુઃખરૂપ જણાતો નથી કેમકે પ્રથમ પ્રકારના જીવનમા વિચારણા-ચિન્તન કે વિવેકનો અવકાશ નથી, અને ઉત્તર પ્રકારના જીવનમા મનને વિષેથી "હુ" પણાની ભ્રાન્ત નીકળી ગયેલી હોય છે આત્મિક જીવન ભોગવનાર આત્મા જાણે છે કે, સર્વ પ્રકારના જ્ઞાનની કુચી તેની પાસે રહેલી છે-અને તે મારા વાસ્તવ "હુ" માં રહેલા છે. તે જાણે છે કે, જાગ્રત થએલા સકલ્પના બળવડે એ મનને કેળવી શકાય છે, વિકસીત બનાવી શકાય છે અને ઇષ્ટમાર્ગમાં "હુ" ના સંકેત અનુસાર યોજી શકાય છે. આ પ્રકારના સાક્ષાત્કારવાળો જ્ઞાની આત્મા કદી નિરાશ બની જતો નથી અને પોતાનું સ્વરૂપ અને સંભાવ્યતાઓ સમજીને, તેમજ પોતાની શકિતના ભાનમાં પ્રવેશીને તે પોતાના જુના નિરાશાપૂર્ણ અને દુઃખમય ખ્યાલો ઉપર હસે

શારીરિક "હુ" થી તે મનોમય "હુ" ના પ્રદેશમાં પ્રવેશે છે—એક પગલું આગળ વધે છે.

આ અવસ્થામાં તે પોતાના "હુ" ને એક મનોમય (mental) તત્વ માને છે અને શરીરને એક સોબતીના રૂપમા ગણે છે તે વખતે એને એમ જણાય છે કે, હુ પૂર્વના કરતાં આગળ વધ્યો છુ છતા તેનુ નવુ "હુ" તેના પ્રશ્નોને સતોષ આપી શકતું હોતુ નથી એક વાતનો તેને ખુલાસો મળી શકતો નથી તેના ચિત્તની દશા અસમાધાનવાળી અને અતૃપ્ત રહ્યા કરે છે ટુંકામાં તે બહુ દુઃખી બની જાય છે આવા મનુષ્યો બહુધા નિર્વેદવાદી અર્થાત્ સસારને દુઃખરૂપ માનનારા બની જાય છે અને આ જીવનને તેઓ અનિષ્ટતા, નિરાશા, ક્લેશ અને સંતાપની પરંપરા માને છે. જીવનમા તેમને લેશ પણ આનદ કે રસ રહેતો નથી તે કારાગ્રહ જેવુ ભીષણ રૂપ ધારણ કરે છે આ મનોમય ભૂમિકા એ દુઃખવાદની ( pessimism ) ની ભૂમિકા છે. આત્મા જ્યારે સંજ્ઞાત્મક જીવન ગાળતો હોય અથવા આધ્યાત્મિક જીવનની ઉચ્ચ કળા અનુભવતો હોય છે ત્યારે તેને સંસાર દુઃખરૂપ જણાતો નથી કેમકે પ્રથમ પ્રકારના જીવનમા વિચારણા-ચિંતવન કે વિવેકનો અવકાશ નથી, અને ઉત્તર પ્રકારના જીવનમા મનને વિષેથી "હુ" પણાની ભ્રાન્ત નીકળી ગયેલી હોય છે આત્મિક જીવન ભોગવનાર આત્મા જાણે છે કે, સર્વ પ્રકારના જ્ઞાનની કુચી તેની પાસે રહેલી છે—અને તે મારા વાસ્તવ "હુ" માં રહેલી છે. તે જાણે છે કે, જાગ્રત થએલા સકલ્પનાં બળવડે એ મનને કેળવી શકાય છે, વિકસીત બનાવી શકાય છે અને ઇષ્ટમાર્ગમાં "હુ" ના સંકેત અનુસાર યોજી શકાય છે. આ પ્રકારના સાક્ષાત્કારવાળો જ્ઞાની આત્મા કદી નિરાશ બની જતો નથી અને પોતાનું સ્વરૂપ અને સંભાવ્યતાઓ સમજીને, તેમજ પોતાની શકિતના ભાનમાં પ્રવેશીને તે પોતાના જુના નિરાશાપૂર્ણ અને દુઃખમય ખ્યાલો ઉપર હસે

તેના વાસ્તવ "હું"ના ભાનમાં પ્રવેશેછે ત્યારે તે અધ્યાત્મ વિદ્યાનો દિક્ષિત બનેલો હોય છે. અને તેથી આગળ વધીને જ્યારે તે સમષ્ટિ આત્મા સાથે પોતાનું અભેદ અનુભવતા શીખે છે અને પોતાના "હુ" ને ખિલવીને વિશ્વના "હુ" માં પલટાવી નાખવું શરૂ કરે છે ત્યારે તે "મહાત્મા બને છે. અર્થાત્ તે અલ્પ મટીને મહાનથાય છે.

આત્મિક વિકાસની ઉપર જણાવી તે બે પ્રકારની કળાઓમાંથી આ સ્થળે માત્ર પ્રથમ કળાને સિધ્ધ કરવા માટે આત્માનું શું કર્તવ્ય છે તે ઉપરજ વિવેચન કરવાનું ધાર્યું છે. "હુ" પણાનું ભાન વિકાસ પામે અને શરીર મન આદિ આંતર બાહ્ય કરણો ઉપર તેનુ આધિપત્ય સ્થપાય એ આપણી પ્રથમ કળાનુ લક્ષ્ય છે. અને તેથી એ વાસ્તવ "હુ" ખીલવવાની મહાજનોએ જે યુકિતઓ શાસ્ત્રમાં દર્શાવી છે અને અનુભવી જનોને સમ્મત્ત થએલી છે તેનું વર્ણન કરીશું, એ યુકિતઓનુ ખંત અને શ્રદ્ધા પૂર્વક અનુસરણ કરવાથી વિકાસ અને સામર્થ્યના અધિક પણાના ભાનવાળી સ્થિતિમાં આત્મા થોડા સમયમા પ્રવેશ કરી શકતો અનુભવાશે. "હુ" પણાનું જાગ્રત થતું ભાન બને તેટલી ઉત્કટતા પૂર્વક અનુભવવું એ શરૂઆતમાં અત્યત અગત્યનું છે. "હું" પણાની ઉચ્ચતર ભુમિકાઓ ધીરે ધીરે અનુભવાતી જશે. એક વખત રસ્તે ચઢ્યા પછી પુનઃ પાછું હઠવાપણું રહેતું નથી. સત્યની અલ્પ સરખી ઝાંખી એક સમય વેદયા પછી તેનો પ્રભાવ કદી પણ નિર્મૂળ થતો નથી, આત્મા સત્યથી કદી ભાગી છુટી શકતોજ નથી, અને સત્ય આત્માથી ભાગી છુટી શકતું નથી. ઉભયનો તાદાત્મ્ય સબંધ છે. અને એકવાર એવું ભાન અનુભવ્યા પછી આત્માનો વિકાસક્રમ ઝડપથી આગળને આગળ વધતો ચાલે છે. મુક્તિ માટે પછી કાળનીજ અપેક્ષા રહે છે, અને કાળ અવધિ રહિત છે. એક વખતનો સત્યનો થએલો પારચય કદી વ્યર્થ જતોનથી. રસ્તે ચાલતાં આત્મા વિ-

તેના સબંધમાં બહુ સ્પષ્ટ ઉહાપોહ કરેલ નથી તેમ છતા અનુભવીજનો શાસ્ત્રોમાં કોઇ કોઇ સ્થળે એ વાતનો માર્મિક સબોધ જોઇ શકયા છે અને જૈન શાસ્ત્રકારે જે હેતુથી એ પ્રાથમીક કળાની પ્રાપ્તિ ઉપરજ પ્રધાન લક્ષ્ય રાખી બીજી કળા પ્રત્યે ઔદાસીન્ય ભાવ રાખ્યો છે તે હેતુ પણ તેઓ કળી શકયા છે. એ હેતુ શું હતો એ બીનાનુ આ સ્થળે વર્ણન કરતાં આપણા મુખ્ય વિષયથી આડા ફાટવા જેવુ થાય છે અને જૈન ધર્મની ઉત્પત્તિ કાળે સમાજની નીતિ અને ધર્મ સંબધી શુ ભાવનાઓ હતી એ વિગેરે ઐતિહાસિક સમાલોચનામાં ઉતર્યા સિવાય એ વાતનો મર્મ સમજાય તેવું નહિ હોઇ કોઇ અન્ય પ્રસંગે તે વિષય હાથમાં લેવાનું રાખાશુ.

પ્રથમ કળા સિધ્ધ થયા પછી આત્મા પોતાની સ્વરૂપભૂત શકિતઓનો જ્ઞાત ઉપયોગપણે ( Consciously ) ઉપયોગ (use) કરી શકે છે. અને પોતાની માનસિક સ્થિતિઓ ઉપર કાબુ રાખી શકે છે. તે પછી તે સામર્થ્યના કેન્દ્ર જેવો બને છે અને સૂર્યના બિંબમાંથી જેમ કિરણાવલી, ચારેદીશાએ સ્ફુરી નિકળે છે તેમ પોતાના વાસ્તવ " હું " ના સ્વરૂપને ઓળખ્યા પછી તે આત્માના પ્રભાવ અને પ્રતાપના એક બિંબ જેવો બની પોતાની અસર આસપાસના સમાજ ઉપર વિસ્તારે છે, અને અનેક નિર્બળ કેન્દ્રોને પોતાની તરફ આકર્ષી તેમના ઉપર પોતાનુ આધિપત્ય સ્થાપી શકે છે.

પોતાના મન અને શરીર તેમજ બાહ્ય વિશ્વ ઉપર પોતાનો પ્રભાવ બેસારવા માટે આત્માએ પ્રથમ પોતાઉપર સ્વામીત્વ પ્રાપ્ત કરવું જોઇએ. સ્વામીત્વ પ્રાપ્ત કરવાનો કોઇ શહેનશાહી રસ્તો હજી સુધી હાથ લાગ્યો નથી. એકજ માર્ગે અને તે પણ પોતાના સ્વપ્રયત્ન વડે તે મળી શકે છે. પ્રત્યેક કદમ તેણે સભાળ, ધૈર્ય, અને ક્રમપૂર્વક ભરવું જોઇએ. નીચે જે યુકિતઓનું વર્ણન આપવામા આવનાર છે તેને અત્યંત ઉપયોગી ગણી તેનું પરિશીલન

ભાવનામાં બહુ મોહ ન રાખતા કોઈ ખરા અર્થમાં શાંતિવાળા સ્થાનમાં પ્રવેશો અલબત, આ ધાન્નલના જમાનામાં એવા લાક્ષણિક શાંતનિકેતનો સુલભ રહ્યા નથી તેથી બને તેટલ. શાંતિવાળા સ્થાનને પ્રસંદ કરો. લક્ષ્યાર્થ એ છે કે, મનને આડે રસ્તે દોરી જનારા સંયોગો ત્યાં ન હોવા જોઈએ અને તમે તમારી પોતાની સાથે સંબધમાં આવો એવું ત્યા નિરૂપાધિક વાતાવરણ હોવું જોઈએ.

ત્યારપછી શરીરને બને તેટલું શિથિલ કરો. તેમ કરવામાં ગમે તે સ્થાને— આરામખુરશી ઉપર અથવા કોચ ઉપર નિરાંતથી બેસો દરેક સ્નાયુને ઢીલું ( related ) બનાવો. અને શરીરના પ્રત્યેક અણુમા આરામ અને શાંતિની લાગણીનો અનુભવ થાય એવા પ્રકારે શરીરને પડી રહેવા દો. શરૂઆતમાં આ પ્રકારની શરીરની સ્થિતિ મેળવતા વખત જાય છે, પરંતુ અભ્યાસ જરા સિદ્ધ થતાં ગમે તે વખતે ઇચ્છા થતાંવેત તેને શાંતિવાળું કરી શકાય છે

મનના પણ આવી જ શિથિલ અવસ્થા બનાવો તેને તંગ અને બાહ્ય પદાર્થો પ્રત્યે ખેચાએલુ ન રાખો તેમ છતાં આટલું સ્મૃતિમાં રાખવાનું છે કે, જ્યારે તમે આ પ્રવૃત્તિમાં જોડાઓ ત્યારે તમારા શરીર અને મન ઉપરથી તમારા સંકલ્પ ( will ) નો કાબુ ખસવો ન જોઈએ ઘણા માણસો આ પ્રકારના ઉદ્યોગમા જોડાતા એક પ્રકારની દિવસે આવતી અર્ધ નિદ્રા જેવી સ્થિતિમાં પડી જાય છે અને અર્ધસ્વપ્ન ( Dreamy ) સ્થિતિને વશ બની જાય છે પછી તેઓ શું કરવાના હેતુથી બેઠા હતા તે પણ ભૂલી જાય છે. અને મન ગમે તે પ્રિય વાસનાના તરંગે ચઢી ઝોલા ખાય છે. આ અવસ્થા સામે બહુ ચેતવાનુ છે. આપણી પ્રત્યેક શારીરિક તેમજ માનસિક સ્થિતિ અને સચલન ઉપર આપણા સંકલ્પનું આધિપત્ય હોવું જોઈએ. સંયમી મનુષ્યો જાગૃત-સ્વપ્ન ( day dreams ) ની અવસ્થામાં પડી ગયેલા તરંગી મનુષ્યો નથી, પરંતુ પોતાના તન અને મનની બધા પ્રકારની અવસ્થા ઉપર સ્વા-

અને વિકાસની ન્યૂનતા જ છે. ધ્યાનકાળે તો તમે મુકાબલો કરવાની બધી ભાંજગડ છોડી દઇ માત્ર તમે પોતે જ્ઞપ્તિના, સામર્થ્યના, પ્રતિભાના, અને વિચારબળના એક મહાન કેન્દ્રરૂપે છો, એમ જુઓ અને સૂર્ય જેમ પોતાની નક્ષેત્ર સૃષ્ટિને પોતાની આસપાસ ફરતી રાખી તેમના ઉપર પોતાનુ આધિપત્ય કાયમ રાખે છે, તેમ તમારા પોતાના વિશ્વને તમારી આસપાસ કાર્ય કરતું રાખી તમે તેનાથી પૃથક્ અને તેના ઉપર સ્વામિત્વવાળા છો, એમ કલ્પો.

ઉપર જણાવ્યા તેવા વસ્તુતઃ તમે છો એવું સાબીત કરવા તમારે તમારી બુદ્ધિના ન્યાયાસન આગળ દલીલો અને પુરાવા ભેગા કરવાની જરૂર નથી. બુદ્ધિને તેવી ખાત્રી કરાવવાની કાંઇ જ જરૂર નથી એવી સાબિતિમાંથી જ્ઞાન-વાસ્તવજ્ઞાન ઉદ્ભવતુ નથી ખરૂં જ્ઞાન એ બુદ્ધિ આગળ એકત્ર થએલો સંસ્કારોનો સમૂહ-નથી. પરંતુ સત્યના સાક્ષાત્કારના ભાનમા ઉપયોગ સહિતપણે પ્રવેશવું તે છે અને તેમ થવા માટે ધ્યાન અને એકાગ્ર ચિંતવનની અપેક્ષા છે તે વડેજ સત્યનું ભાન ઉદિત થવા માડે છે અને એ ભાન આપણી પ્રકૃતિમા એકરસ થઇ આપણા જીવનનો વિભાગ બની જાય છે. શાસ્ત્રો જેને "જ્ઞાની" કહે છે તે આ પ્રકારના છે જ્ઞાનતંતુઓ ઉપર અનંત સંસ્કારોનો બોજો ભેગો કરનારા બહુ તો "બુદ્ધિમાનો" કહેવાય--"જ્ઞાનવાન" નહીં જ આથી તમે "જ્ઞપ્તિ સામર્થ્ય અને પ્રભાવના એક કેન્દ્ર" છો એવો ખ્યાલ તમારા સ્વત્વના અંતસ્તમ પ્રદેશમા લઇ જાઓ આ એક મહાન અર્થ પૂર્ણ આધ્યાત્મિક સત્ય છે, અને જેટલે અંશે આત્માને તેનો સાક્ષાત્કાર થાય છે, તેટલે અંશે તે તે ગુણો તેનામા પ્રસ્ફોટન પામતા જાય છે.

વ્યવહાર પક્ષે તમારી સ્થિતિ ગમે તેવી કફોડી હશે-તમારૂં નશીબ તમને ગમે તેવુ અત્યારે કઠીન અને પ્રતિકુળ વાંકા જણાતા હશે-તમે ગમે તેવા અભણ, અક્કલ વિનાના કે અનાડી હશો-તો પણ તમે

બાળકપણાની અવસ્થામાં જે તત્ત્વ " હું " રૂપે હતું તેજ તત્વ અત્યારે પણ તમારામાં " હું " રૂપે વિરાજે છે. અને ભાવિમાં તમે વિપુલ ધનવાન, જ્ઞાનવાન, શકિતમાન અને ઇશત્વ સંપન્ન થશો તો પણ એજ " હું " ત્યાંનું ત્યાં રહેશે તે દિવ્ય સ્ફુલીંગનો પ્રકાશ કદીજ ઓલાવાનો નથી

આ જમાનાની મોટી જનસંખ્યામાં " હું " પણાની વાસ્તવિકતાનો ખ્યાલ બહુજ મંદ વર્તે છે અલબત તેઓ પોતે છે એમ તેઓ કબુલ કરે છે, અને તેઓ ખાય છે, ઉંઘે છે, જીવે છે, વ્યવહાર ચલાવે છે, એ આદિ રૂપે તેમને પોતાપણાનું ભાન પણ અનુભવાય છે પરંતુ એ ભાન એક પશુ કોટીના જીવાત્માઓના ભાન કરતાં બહુ ઉંચી કોટીનું ગણાય નહિ આત્મા સામર્થ્ય અને પ્રભાવનું એક મહાન કેન્દ્ર છે એ સાક્ષાત્કાર પ્રત્યે હજી સમાજ જાગૃત થયો નથી. એ ભાન ઉદય થતાંની સાથેજ માણસ બદલાઇ જાય છે અને તેનામાં અપૂર્વ વર્ચસ્ પ્રતીત થવા માંડે છે. કેટલાક ઉપયોગ રહિતપણે આ પ્રકારના ભાવનાવાળી સ્થિતિમાં ન્યૂનાધિક અંશે આવેલા છે સામાન્ય જનવર્ગની મર્યાદાઓ ઉલ્લંઘી કોઇ નવી સૃષ્ટિમાં પ્રવેશ્યા હોય એમ તેમને જણાય છે. આવા મનુષ્યો વિશ્વમાં શુભ અથવા અશુભ પ્રકારની મહાન સત્તા ચલાવી શકે છે જે મનુષ્યોને થોડે ઘણે અંશે પણ પોતાનું સ્વત્વ હાથ લાગે છે તેઓ આસપાસના વિશ્વ ઉપર પોતાનો અમલ બેસારી શકે છે. અને દુનિઆને પોતાના સંકલ્પ પ્રમાણે ચલાવી શકે છે આમ થાય છે એ કેટલેક અંશે કમનસીબ ભરેલું છે. પરંતુ " હું " પણાના ભાનમાં પ્રવેશવા સાથે જે પ્રકારનું જ્ઞાન જોઇએ તે જ્ઞાનની ખામી હોય ત્યાં એમજ બને છે.

" હું " નો સાક્ષાત્કાર કરવા ઇચ્છનાર પોતે એક સામર્થ્ય અને પ્રભાવનું કેન્દ્ર છે એમ કબુલ કરવું જોઇએ. અને તે પ્રકારે અનુભવવું જોઇએ. આ તેનો પ્રથમ પાઠ છે. આ અર્થમાં અને આ સમજણ સહિત " હું " શબ્દને તમારા મન ઉપર

બાળકપણાની અવસ્થામાં જે તત્વ "હુ" રૂપે હતું તેજ તત્વ અત્યારે પણ તમારામાં "હું" રૂપે વિરાજે છે. અને ભાવિમાં તમે વિપુલ ધનવાન, જ્ઞાનવાન, શક્તિમાન અને ઇશત્વ સપન્ન થશો તો પણ એજ "હું" ત્યાંનું ત્યા રહેશે તે દિવ્ય સ્ફુલીંગનો પ્રકાશ કદીજ ઓલાવાનો નથી

આ જમાનાની મોટી જનસંખ્યામાં "હું" પણાની વાસ્તવિકતાનો ખ્યાલ બહુજ મંદ વર્તે છે અલબત તેઓ પોતે છે એમ તેઓ કબુલ કરે છે, અને તેઓ ખાય છે, ઉગે છે, જીવે છે, વ્યવહાર ચલાવે છે, એ આદિ રૂપે તેમને પોતાપણાનુ ભાન પણ અનુભવાય છે પરતુ એ ભાન એક પશુ કોટીના જીવાત્માઓના ભાન કરતાં બહુ ઉંચી કોટીનું ગણાય નહિ આત્મા સામર્થ્ય અને પ્રભાવનુ એક મહાન કેન્દ્ર છે એ સાક્ષાત્કાર પ્રત્યે હજી સમાજ જાગૃત થયો નથી. એ ભાન ઉદય થતાંની સાથેજ માણસ બદલાઇ જાય છે અને તેનામા અપૂર્વ વર્ચસ્ પ્રતીત થવા માડે છે. કેટલાક ઉપયોગ રહિતપણે આ પ્રકારના ભાવનાવાળી સ્થિતિમાં ન્યૂનાધિક અંશે આવેલા છે સામાન્ય જનવર્ગની મર્યાદાઓ ઉલ્લઘી કોઇ નવી સૃષ્ટિમા પ્રવેશ્યા હોય એમ તેમને જણાય છે. આવા મનુષ્યો વિશ્વમાં શુભ અથવા અશુભ પ્રકારની મહાન સત્તા ચલાવી શકે છે જે મનુષ્યોને થોડે ઘણે અંશે પણ પોતાનું સ્વત્વ હાથ લગે છે તેઓ આસપાસના વિશ્વ ઉપર પોતાનો અમલ બેસારી શકે છે. અને દુનિઆને પોતાના સંકલ્પ પ્રમાણે ચલાવી શકે છે. આમ થાય છે એ કેટલેક અંશે કમનસીબ ભરેલું છે. પરંતુ "હું" પણાના ભાનમા પ્રવેશવા સાથે જે પ્રકારનુ જ્ઞાન જોઇએ તે જ્ઞાનની ખામી હોય ત્યાં એમજ બને છે.

"હું" નો સાક્ષાત્કાર કરવા ઇચ્છનાર પોતે એક સામર્થ્ય અને પ્રભાવનું કેન્દ્ર છે એમ કબુલ કરવું જોઇએ. અને તે પ્રકારે અનુભવવું જોઇએ. આ તેનો પ્રથમ પાઠ છે. આ અર્થમાં અને આ સમજણુ સહિત "હુ" શબ્દને તમારામન ઉપર

સ્વતંત્ર છે એવા પ્રકારનો નિશ્ચયથતો થાય છે. ઘણા મનુષ્યોને આ પ્રકારનો સાક્ષાત્કાર એક ચમકારાની માફક તુર્તજ થાય છે અને ઘણાને દીર્ઘ અભ્યાસના અંતે થાય છે તે અભ્યાસ આ પ્રમાણે સિદ્ધ કરવો યોગ્ય છે; લુગડાની જોડને જેમ તમારાથી તમે અત્યંત ભિન્ન અને એક ઢાંકણરૂપ માનો છો તેમ શરીર એ તમારા વાસ્તવ "હું" નું ઢાકણ અથવા હથીઆર છે એમ ચિંતવો; શરીરથી તમે છુટા પડો તોપણ તમારૂં "હું" કાયમજ રહેવાનું એમ કલ્પના વડે જોવાનો અભ્યાસ રાખો શરીરથી જાણે છુટા પડી ગયા છો અને એક વસ્ત્રના ઢગલાની જેમ છેટે પડયું છે એમ મનોમયરીતે જુવો અને તે વખતે શરીર એ તમારૂં ખોખું અથવા કોશ હતો અને હાલ તમે એ ફેંકી દીધું છે એમ કલ્પો શરીર તમારા અધિપત્ય તળે તમારા યંત્રરૂપે છે અને તમે તેને ગમે તેવું બનાવવા અને તમારા અનુકૂળ આવેષ્ટનરૂપે વાપરવા મુખત્યાર છો એમ જુવો. દેહ અનેક છુટા અને પરિવર્તનશીલ પરમાણુઓનો સંઘાત છે. અને તે તમારા સંકલ્પ–બળ વડે અથવા તમારા "હું" ની આજ્ઞા વડે એકત્રરૂપે ઉભો છે એમ જુવો. ટુંકમાં તમે થોડા વખત માટે આ દેહને ધારણ કર્યો છે અને તમારી સગવડ સચવાય તેટલા માટે એક ધર્મશાળાની માફક વાપરો છો એમ અનુભવો.

અભ્યાસ સિદ્ધ થયા પછી દેહ સંબંધી ભાવના નડતી બંધ થઇ જશે અને "હું" નો વાસ્તવ આત્મસ્વરૂપ સાથે અભેદ બન્યા પછી દેહ એ "હું" છું એવી વૃતિ વિલય પામી જશે તેમ થયે "મારૂં શરીર" એ વાકય તમે નવાજ અર્થ સાથે બોલી શકશો અત્યારે જેમ તમે મારૂ "પુસ્તક" "મારૂં વસ્ત્ર" આદિ વાકયો બોલતી વખતે જેમ પુસ્તક કે વસ્ત્રમાં પોતાપણાનો આરોપ કરતા નથી તેમ ઉપરોકત અનુભવ થયા પછી દેહ સંબંધે પણ પોતાપણાનો આરોપ થતો બંધ પડવાનો, તેમ છતાં દેહ એ આપણાં વાસ્તવ સ્વરૂપથી પર હોવાના કારણથી, તેની ઉપેક્ષા કરવી ઘટતી નથી આજકાલ સ્વરૂપ પ્રાપ્તિના નામે દેહદમન અને શરીરની પા-

શકવા યોગ્ય નથી છતાં જ્યારે બુદ્ધિથી જ, અને તે પણ પરોક્ષ રીતે, આત્માના અમરત્વની સાબીતી આપવાનુ પ્રાપ્ત થાય છે તો તે નીચે પ્રમાણે છે.—

શાંત ચિત્તે એક નિરૂપદ્રવ સ્થાનમા બેસો અને કલ્પના કરો કે, જાણે તમે મરી ગયા છો. અર્થાત્ જાણે તમારૂ કોઇ રૂપે અસ્તિત્વ જ નથી એવું માનસિક ચિત્ર રચવા પ્રયત્ન કરો. આ વાચતી વખતે તમને એવું ચિત્ર રચવું એ બહુ સરળ અને ધારો તે વખતે એમ કરી શકાય, એવું માનો છો, પરંતુ ખરી રીતે એવી કલ્પના તમારાથી બની શકે જ નહિ, તમે તમારા "હુ" આગળ જ્યારે એવી દરખાસ્ત કરો છો ત્યારે તેનો અમલ કરવાનો તે ચોખ્ખાં ના પાડે છે શા માટે ? કેમકે આત્યંતિક વિનાશ એ તેના સહજ સ્વરૂપથી વિરોધી છે એવી સત્ય વિરોધી કલ્પના કરવી એ તમારાથી બની શકે તેમ નથીજ. તમે આગળ વાચવું પડતું મુકી અત્યારેજ તમને મરેલા ચિતવવાનો અત્યારેજ પ્રયોગ કરી જુઓ તમે એ પ્રમાણે કરો છો એમ અમે ક્ષણભર માનીએ છીએ. મરવાની કલ્પના કરતાં તમે પ્રથમ મનોમય રીતે શું જુઓ છો? જાણે કે તમારો દેહ નિર્જીવ બની છેટે ઢગલાની માફક નિશ્ચેષ્ટ પડયો છે, અને તમે તેના ભણી જોયા કરો છો. હવે તમે જોઇ શકશો કે, કલ્પનામાં પણ તમે પોતે મુવેલા નથી—મરી જવાની કલ્પના પણ કરી, શકતા નથી. માત્ર તમારા શરીરને તમે મુવેલું જુઓ છો. કલ્પનાને ગમે તે રીતે મરડી જુવો, પરંતુ તમે પોતે એ કલ્પનાના દ્રષ્ટા પદેજ રહેવાના; ગમે તેવી કલ્પનામા તમારૂં " હુ " તો જીવંત રહેવાજ આગ્રહ કરે છે કેમકે અમરત્વ એ તેનો સહજ સ્વભાવ છે. મનુષ્ય સત્યની વિરોધી કલ્પના કદી કરી શકતો નથી. જે કાંઇ કલ્પનામાં આવી શકે છે તે સત્યના પાયા ઉપર સ્થિર છે. જે બનવા યોગ્ય નથી. તે કલ્પનામાં પણ નથી હોઇ શકતું, નિદ્રામાં અથવા ગાઢ તંદ્રા ઉપજાવનારી દવાના પ્રયોગ વડે.

ખરૂં છે કે, અત્યારે તો આપણે શરીરના ઉપર થતી અસરોવડે અસરવાળા છીએ, તેમ છતાં આત્મા પોતાના વાસ્તવસ્વરૂપે દેહથી અતિરિકત છે,—તેના ઉપર વાયુ, અગ્નિ, જળ આદિની અસર થતી નથી,—વિશ્વનો કોઇ પદાર્થ તેને લેશપણ સ્વરૂપહાનિ કરી શકતો નથી,—એવા પ્રકારનો આંતરિક અનુભવ જ્ઞાનવિકાસમા (unfoldment of consciousness) પ્રબળ સહાય આપે છે. આપણે દેહ નહી પણ આત્મા છીએ એ અનુભવ આપણા જીવનમાં મહદ્ પરિવર્તન કરી શકે છે. આત્મા અમર, અજેય અને કશાવડે હાની નહિ પામવા યોગ્ય છે એવા ભાનમા જ્યારે મનુષ્ય પ્રવેશે છે ત્યારે જે શકિતનો અનુભવ કરે છે તેનું વર્ણન વાણીની મર્યાદામાં આવી શકે તેમ નથી. કેમકે એવો અનુભવ મેળવવા પ્રત્યે હજી આ યુગના મનુષ્યો જાગ્રત થયા નથી તે અનુભવ થયા પછી ભય એક જીર્ણ વસ્ત્રની માફક સરી પડે છે, અને જાણે નવો જન્મ થયો હોય એવો અનુભવ થાય છે પ્રાણી પદાર્થોવડે હાની પામવાના ખ્યાલથી મુક્ત થવાય છે, અને જે કાંઇ હાની થાય છે, તે મારા શરીરનેજ થાય છે, અને તે પણ, પોતાના અમરત્વના ભાનથી નવા બળમાં પ્રવેશેલા આત્માના પ્રબળ સંકલ્પવડે નિવારી શકાય છે એમ નિશ્ચય થાય છે.

આ પ્રકારનું ભાન મેળવવા પ્રત્યેક સ્વરૂપ જીજ્ઞાસુએ યત્નવાન થવું જોઇએ પ્રગતિ બહુ ધીરી જણાય તો નિરાશ થવાનું નથી એક પગલું આગળ વધ્યા પછી વળી તે ગુમાવી દેવાનો પ્રસંગ આવે તો પણ આશાહીન બનવાની જરૂર નથી. સ્વરૂપ પ્રવેશમાં પ્રયાણનો ઇતિહાસ એવા વ્યતિકરોથી ભરેલોજ હોય છે. મહાજનોના સંબંધે પણ એવા અનેક કરૂણરસ પ્રધાન પ્રસંગો બનેલા આપણે સાંભળીએ છીએ, આથી આશાભગ્ન, કર્તવ્યભીરૂ નહી બનતા આગળ વધવા પ્રયત્ન નિરંતર કરવો એજ મનુષ્યનુ ખરૂ પરાક્રમ છે. વિજય વહેલો મોડો મળવાનો જ એમા શંકા જેવું નથી. શાંતિ.

સ્થૂલભદ્ર—કૃપાનાથ ! હું પણ દીર્ઘકાળથી એ જ ચિંતનમાં છું; પરન્તુ મારા હૃદયનું જે દિશામાં ખેંચાણ છે, ત્યાં નિરસવામાં એક મોટી ખટક નડ્યા કરે છે. તે ખટકને હૃદયમાંથી ખેંચી કાઢવા મથતાં, તે હાથમાંથી લપસી જાય છે;—કોઇ નિશ્ચય ઉપર આવી શકાતું નથી.

સંભૂતિ—તાત ! તારા વિશુદ્ધ હૃદયમાં એક પણ આત્મપ્રતિબંધક ભાવ હોય, એવી શંકા રાખીશ નહીં. તારૂં આત્મનિદાન હું બહુ સંભાળપૂર્વક કરતો આવ્યો છું. તારા જીગરમાં હવે કાંટાવાળા વૃક્ષ ઉગતાં ઘણા સમયથી બંધ પડયાં છે; ત્યાં કલ્પવૃક્ષોનું રમણીય ઉપવન જ વિરાજે છે. છતાં હૃદયમાં કોઇ ખટક અનુભવાતી હોય તો તેમાં કોઇ મહાભાગ્ય આત્માનો અપૂર્વ હિતનો સંકેત જ સંભવે છે. સ્વાર્પણમય હૃદયની ખટક એ ખટક નથી, પણ કોઇ ભવ્ય જીવના અપૂર્વ અદૃષ્ટ વિશેષના અકંપનો પ્રતિધ્વનિ છે. તાત ! તને શું ખુંચે છે ?

સ્થૂલ—પ્રભો ! આપ ધારો છો તેટલો હું સ્વાર્થહીન નથી; અને મને જે કાંઇ ખુંચે છે, તે પણ એ સ્વાર્થનો કાંટો જ. જ્યાં દીલનું ખેંચાણ થાય, ત્યાં શું સ્વાર્થની દુર્ગંધ ન સંભવે?

સંભૂતિ—ભદ્ર ! સ્વાર્થ અને પરાર્થની પ્રાકૃત વ્યાખ્યાઓ તારા આત્માની આ ભૂમિકાએ હવે બદલાઇ જવા યોગ્ય છે. એ જુની ચીજો હવે ફેંકી દે. ચિત્તના જે અંશમાંથી પરાર્થ જન્મે છે, તે જ અંશમાંથી સ્વાર્થ પણ જન્મે છે;—ઉભય એક જ ઘરનાં છે.

સ્થૂલ—કોઇ દિવસ નહીં સાંભળેલી વાણી આજે આપના મુખમાંથી સ્રવે છે. આજે હમેશ કરતાં કાંઇ વિપરીત જ કહેતા હો, એમ મને ભાસે છે. શું સ્વાર્થ અને પરાર્થ, ચિત્તના

ર્માસ વિતાવવા સારૂં દીલ આકર્ષાય છે. એ જુના કાળની સૌ-
ર્દર્ય લિપ્સા તો હવે ક્ષય પામી છે, પરંતુ એક કાળે મને ઇન્દ્રિ
યજન્ય આનંદ આપનાર અને વિષયસુખની પરિસિમા અનુભ-
વાવનાર તે અજ્ઞાત બાળાને તેના પ્રેમનો બદલો આપવા હું ઉ-
ત્સુક છું. હું ત્યાં યાચવા નથી જતો, પરંતુ અર્પવા જ જાઉં
છું, તે સત્ય છે. તથાપિ તે અર્પણ, પૂર્વની સ્થૂલ પ્રીતિના ઉતર
રૂપ હોવાથી, ત્યાં પણ સ્વાર્થની બદબો મને જણાય છે. જગત્
કોશા જેવી સ્ત્રીઓથી ભરેલું છે; તે સર્વના ઉપર અનુગ્રહ
કરવા માટે આ દીલ આકર્ષાતું નથી અને માત્ર કોશા ઉપર
જ ખેંચાય છે, તે શું મારી સ્વાર્પણમયતાની અલ્પ મર્યાદાને
નથી સૂચવતું ?

સંભૂતિ—ભદ્ર ! વિર્યવાન્ આત્માઓ જે સ્થાનમાં એક
વખત પરાજય પામે છે, વિષયના કીચડમાં ગરકી જાય છે, તે
જ સ્થાનમાં વિજય મેળવવાની આકાંક્ષાવાળા હોય છે. અને
જ્યાંસુધી યાચવાની દરેક અભિલાષાનો પરાભવ કરવા જેટલું
પરાક્રમ મેળવી યાચનાના બારેમાં ભારે ખેંચાણના સ્થળ ઉપર
પણ અર્પવા તત્પર ન થાય, ત્યાં સુધી તે આત્મા નિર્બળ અને
સત્વહીન ગણાવા યોગ્ય છે કોશાને ત્યાં ચાતુર્માસ કરવાના
તારા દીલના ખેંચાણને 'સ્વાર્થ'નીસંજ્ઞા ઘટતી નથી. યાચવાના
ઉત્કૃષ્ટ ખેંચાણવાળા સ્થળ ઉપર અર્પવાની કસોટીએ ચઢવાને
તત્પર થએલા તારા આત્માનો એ તનમનાટ છે. તારા જેવાએ
હવે કશો ડર રાખવો યોગ્ય નથી યાચવાની તારી પાત્રતા એ
હવે જુનો ઇતિહાસ થઇ ગયો છે.

સ્થૂલ—પણ મુનિને વેશ્યાના ગૃહમાં ચાતુર્માસ ઘટે ?

કદી હોતો નથી. એક સ્થિતિમાંથી અન્ય સ્થિતિમાં ગતિ કરવાનો નિયમ ક્રમિક ( evolutionary ) હોય છે. કશું એકાએક અને આચકાથી બનતું નથી. કદિ બને તો તે ક્ષણિક અને અસ્થાયી હોય છે. ત્યજેલા વિષયની શક્તિ, અનુકૂળ નિમિત્તના પ્રસંગે સહસ્ત્ર-ગુણા અધિક બળથી સતાવે છે; અને છેવટે આત્માને મૂળ સ્થિતિમાં ધસડી જાય છે. કોઇ પણ વિષય પ્રત્યેની અનાસક્તિ તેની અતિતૃપ્તિમાંથી ઉદ્ભવતી નથી; તૃપ્તિ માત્ર તે તે વિષ-યને પોષણ જ આપે છે. ભદ્ર ! તું શૃંગારમાં ઉછરેલો છે, શૃંગારનો તું એક કાળે કીડો હતો; અને એક જ ક્ષણમાં તું શૃંગારમાંથી વિરાગમાં પ્રવેશ્યો હતો. આ આંચકો કુદરત કેમ સાંખી શકે ? કુદરતની સરણી ઉપર ધીમા ચાલવાથી જ બચાય છે; ઉતાવળા ચાલતાં લપસી જવાય છે; અને કુદકો મારતાં પગ ભાગી જાય છે. તેં પગ ભાગી બેસવા જેવું જ સાહસ કર્યું હતું. પણ તારો પુરૂષાર્થ અને પૂર્વકર્મ અપ-વાદરૂપ હતાં, એટલે તું બચી ગયો છે. તારા સ્થાને બીજો સામાન્ય મનુષ્ય હોત તો, તે પૂર્વના વિષયના વમળમાં પાછો ક્યારનોએ તણાયો હોત. પરંતુ તું ગમે તેટલો પુરૂષાર્થ અને સવીર્ય છે, તોપણ કુદરત છેવટે નાનામાં નાનો પણ બદલો લીધા વિના તને છોડશે નહીં. જ્યાં સુધી તું કોશાનાં દર્શન નહીં કરે, તારા પૂર્વના વિલાસસ્થળો ઉપર દૃષ્ટિ નહીં ફેરવે, ત્યાં સુધી તારો આત્મા જંપશે નહીં; કેમકે હજી એ સંસ્કા-રોને તું ઠેક જ ભુંસીને નથી આવ્યો. વિરાગ ઉત્પન્ન થયા પછી ત્યાં અલ્પકાળ રહીને—પ્રબળ નિમિત્તોની કસોટીએ ચડીને અને તે પૂર્વ સંસ્કારોને ભુંસીને, જો આવ્યો હોત તો, આ

જનક અને કૃષ્ણ કોઇ વિરલા જ હોય છે, ત્યારે ઉપર જણાવ્યા તેવા વિહારીઓના સંખ્યાબંધ ટોળાઓ મળી આવે તેમ છે. કદાપિ તેવા મુનિઓ પોતાનું કલ્યાણ સાધી શકે છે, પરંતુ તેમના અજ્ઞાન બંધુઓને તેઓનું ચારિત્ર ઓછો જ લાભ આપી શકે તેમ છે. જગત તેમના ચારિત્રને જોવા માટે જંગલમાં જતું નથી. અને કદાપિ તેઓ જગતમાં આવે તો, જગતના જેવા બની જવાનો તેમને ભય રહે છે. એટલે જગત ઉપરનો તેમનો ઉપકાર માત્ર પરોક્ષ અને અલ્પ છે. પરંતુ જેઓ જગતની મધ્યમાં ઉભા રહી, જગતના જેવા ન બનતાં તેમની પાસેથી કશું ન યાચતાં, પોતાની પાસે હોય તે ઉત્તમમાં ઉત્તમ સામગ્રી અર્પી દે છે, તે જ જગતનું વાસ્તવિક કલ્યાણ સાધી શકે છે. જેણે સ્વાર્પણમયતાના મહાન્ યજ્ઞમાં પોતાની વાસનાઓ હોમી દીધી છે, જગત તેમને જે દાધ આપી શકે તેમ છે તેને જોઇ જેઓ માત્ર હસે જ છે, તેઓ જ જગતના ખેંચાણના મધ્યબિન્દુમાં વસવા યોગ્ય છે. સંસારના વમળનું ચોપાસથી ખેંચતું ખેંચાણ જેમની સ્થિતિસ્થાપકતાનો ધક્કો મારી શકે તેમ નથી, કાજળની કોટડીમાં રહેવા છતાં જેમની શ્વેતતાને ડાઘ લાગી શકે તેમ નથી, તેઓ જ જગતના આવકારને પાત્ર થાય છે. તાત ! તારૂં અસાધારણ હૃદયબળ તેં ઉઠાવેલા કાર્યને સમાપ્તિએ પહોંચાડે તેવું છે. નિઃશંકથા અને પૂર્વના સ્નેહીઓને ત્વરાથી ભેટ !

સ્થૂલ—પ્રભો ! કોઇ નવિન જ પ્રકાશ મારા આત્મામાં આજે રેડાય છે. આપનાં વચનામૃતની હજી તૃપ્તિ થતી નથી. હજી વધારે કૃપા વરસાવો.

# ગણિકાના આવાસમાં મહાત્માનો નિવાસ.

## કોશા અને સ્થૂલભદ્રનો સંવાદ.

( સ્થળઃ—કોશાની ચિત્રશાળા )

સ્થૂલભદ્રઃ—કોશા ! આજના પ્રભાતથી તમારાં અંતર્ પ્રકંપ સને શંકાશીલ અવસ્થાવાળું જણાય છે. તમારૂં મુખ ફીકું, ચિન્તાગ્રસ્ત અને સવિકાર ભાસે છે. મને આહાર આપતી વખતે પણ તમારા શરીરનો યોગ પરવશ અને મનોબળ વહી ગયેલું જણાતું હતું. તમારા પગનો અંગુઠો ચલાયમાન હતો, ચક્ષુ ઢળેલા અને પુનઃ પુનઃ મારા ભણી ગુપ્ત દૃષ્ટિ ફેંકતા હતાં યોગબળની ક્ષતિ થવાથી એક પણ ક્રિયા આજે તમારાથી ઉપયોગપૂર્વક થતી નથી. કોશા ! આજે તમારો યોગ પ્રકૃતિના કયા પ્રદેશમાં લુબ્ધ બન્યો છે ? કઇ કર્મપ્રકૃતિના ઉદયપ્રવાહમાં આજે આમ નિર્બળપણે વહો છો. ?

કોશાઃ—ગત અનંતકાલના સંસ્કારબળથી આજે મારો યોગ, પ્રભો ! અત્યંત અવનત પરિણામને આધિન છે. આજે હું અનેક કર્મપ્રકૃતિના સંયુક્ત પરાક્રમથી પરાજીત બની વિકાર—ઉદયના પ્રચંડ—અવિરત પૂરમાં તણાઉં છું. બહુ બહુ પ્રયત્ન કરવા છતાં પણ, ઉદયના પ્રવાહ સામે તરવાને આવશ્યક શક્તિ આવિર્ભૂત થઇ શકતી નથી. ઘણા કાળથી પરાભવ અવસ્થાને ભોગવતી કર્મપ્રકૃતિઓ જાણે વૈર લેવાના હેતુથી એકત્ર બનીને આવી હોય તેમ મને નાના પ્રકારે કષ્ટ આપી પોતાનો વિજય મારે મોઢે કબુલ કરાવતી હોય તેમ જણાય છે. મારા પરિણામ આજે અત્યંત અસ્તવ્યસ્ત દશામાં છે, આપનો ઉપદેશ પ્રભાવ

ઉદિત પ્રકૃતિપર વિજય મેળવવાનું ગુપ્ત રહસ્ય છે. ઉદય ભાવને પામેલી પ્રકૃતિમાં રંજન ભાવનું સેવન તે મૃત એવા વિકાર દેહમાં અમૃત સીંચી તેને સજીવન કરવા તુલ્ય છે. કોશા હું તમને જે વસ્તુરહસ્ય ઘણા કાલથી સમજાવવા પ્રયત્ન કરતો હતો, છતાં જે તમારી બુદ્ધિમાં પ્રવેશી શકતું નહોતું, તે રહસ્ય આ કાળે તમને, શાન્તિથી વિચારતાં મૂર્તિમાન થવા યોગ્ય છે. આ સ્થળ, આ કાળ, આ યોગ, અને આ સવિકાર સ્થિતિનો અનુભવ તમને એક અદ્ભૂત મર્મજ્ઞાન આપવા માટે જ આવ્યો છે, એમ જાણી તે પ્રસંગમાંથી શ્રેયભૂત વસ્તુને ગ્રહી લેશો તો ઘણા કષ્ટવડે પ્રાપ્ત થવા યોગ્ય જ્ઞાન તમને અલ્પ કાળમાં અનાયાસે થશે. વિકારના પ્રબળ દળને કેમ હઠાવવું તેની યુક્તિનું શોધન વિકારના ઉદયકાળે જ થવા યોગ્ય છે.

**કોશા:**—પ્રભો! મને એમ ભાસે છે કે, જે પ્રકૃતિનો ઉદય થાય તેને અનુરૂપ વસ્તુનો ભોગ આપવાથી તે પ્રકૃતિ શાંત થવા યોગ્ય છે પૂર્વે ઘણીવાર મેં અનુભવ્યું છે કે રસેન્દ્રિયને અનુકૂળ ભોજનની ઇચ્છા પ્રગટ થયે તેને ઉપશમાવવાનો પ્રયત્ન કરતાં તે અધિકાધિક પ્રજ્વલિત થાય છે અને જ્યાં સુધી તે ઇન્દ્રિયને અનુરૂપ સામગ્રી પૂરી પાડવામાં ન આવે ત્યાં સુધી તેના ઉદયનો અગ્નિ ઓલવાતો નથી અત્યારની મારી સવિકાર સ્થિતિ મારા મુખેથી આ શબ્દો બોલાવતી હોય અથવા વસ્તુતઃ તે ઉપાય સત્ય હોય, તે તો આપ જાણો; પરંતુ મને તો આ યુક્તિ અધિક સરલ અને સ્પષ્ટ જણાય છે અને પૂર્વના સંસ્કારની નિવૃત્તિ મેં કહેલા ઉપાય સિવાય થવી મને તો અશક્ય ભાસે છે. આપની સાથેના પૂર્વકાળના વિલાસ ચિત્રો આજે પુનઃ મારા સ્મૃતિપ્રદેશમાં મૂર્તિમંત થયા છે અને

છે. ઉભયના વેદનમાં માત્ર પ્રકારફેર છે. હું તમને ઉપદેશ આપું છું તેનો આશય પરિણામને આપ્યા પહેલાં ઉદયબળ વિલય થઇ જવા યોગ્ય છે તેવો નથી, કિન્તુ તે ઉદય આત્મબળથી જ અંકનપણે વેદી લેવો એ છે. કોશા! તમને ઉદયભૂત થયેલી કર્મપ્રકૃતિ પણ જાણીઓ જે પ્રકારે તે વેદે છે તે રસ્તે વેદવી એવો મારો ઉપદેશ છે.

કોશાઃ—પરંતુ ઉદયસંમુખ થયેલી પ્રકૃતિ પોતાનું ફળ આપ્યા વિના રહે જ કેમ, તે હજી મને બુદ્ધમાં ઉતરતું નથી.

સ્થૂલભદ્રઃ—ઉદયસન્મુખ થયેલ પ્રકૃતિનો અને આત્માનો સંબંધ તો નિમિત્ત-નૈમિત્તિક જ છે. ઉદયમાન કર્મ કાંઇ આપણને બળાત્કારે ભોગ્ય વસ્તુમાં અથવા અન્ય વિકારવિશેષ રૂપ કાર્યમાં જોડતું નથી; તે તો માત્ર તે તે પ્રકારે વિકારભૂત થવામાં માત્ર નિમિત્ત રૂપ જ છે. નિમિત્ત ફક્ત સરલતા કરી આપે છે, પણ જોડાવું અથવા ન જોડાવું તે તો આત્માની સ્વતંત્ર વાત છે. જો તેટલી સ્વતંત્રતા ન હોય તો આત્માને મોક્ષમાં જવાનો અવકાશ સંભવતો જ નથી.

કોશાઃ—ચંદ્ર ઉદય થતાં જેમ સમુદ્રને ઉછળવું જ જોઇએ તેમ કર્મ પ્રકૃતિનો ઉદય થતાં આત્માને તે પ્રકૃતિને અનુરૂપ ભોગ્ય વસ્તુમાં જોડાવું જ જોઇએ એમ હું માનું છું.

સ્થૂલભદ્રઃ—તે ઉદાહરણમાં પ્રસ્તુત વિષયને કશું સાદૃશ્ય નથી. જડ સૃષ્ટિના ઉદાહરણને ચૈતન્ય સૃષ્ટિના પ્રદેશમાં ઘટાવવું ઉપયુક્ત પણ નથી. ચક્રવાક અને ચક્રવાકીનો સંયોગ કરવામાં જેમ સૂર્ય નિમિત્ત છે, પરંતુ સૂર્ય કાંઇ તેમને બળાત્કારે તેમાં જોડતો નથી, તેમ ઉદયમાન કર્મ પણ તેને અનુરૂપ ભોગ્ય વસ્તુમાં બળાત્કારથી જોડતા નથી; પરંતુ તે તે વસ્તુમાં જોડાવા

ઉપયોગ સામર્થ્ય અજોય હોય છે, અને હૃદયનું બળ તેમના પર ફાવી શકતું નથી. એક વખત હૃદયબળનો પરાભવ થયે પુનઃ તે તેટલા બળથી હુમલો કરી શકતું નથી. સામાન્ય જીવો મહાત્માના પદને ઇચ્છવા છતાં, તે પદની પ્રાપ્તિ માટે આવશ્યક ઉપયોગબળ તેઓ પ્રકટાવી શકતા નથી અને તેટલા જ માટે તેઓ તેમની હાલની સ્થિતિથી એક પગલું પણ આગળ વધી શકતા નથી. તેઓને સહજ પણ નિમિત્તનો ઉદય થતાં તુરત જ તેમાં રંગાઇ જઇ પોતાના ઉપર કર્મબળનું પ્રાધાન્ય સ્વીકારે છે, હસવાનું નિમિત્ત પ્રાપ્ત થતાં હસે છે, રડવાનું નિમિત્ત પ્રાપ્ત થતાં રડે છે, વેદોદય થતાં તે કર્મમાં પ્રવૃત્ત થાય છે અને જુગુપ્સિત પદાર્થનું દર્શન થતાં ગ્લાનીવશ થાય છે; ટુંકામાં જેવું જેવું નિમિત્ત મળે તેવા તેવા કાર્યમાં તુરત જ પ્રવૃત્તિ કરે છે પરન્તુ જ્ઞાની જીવો નિમિત્તથી તદ્દન સ્વતંત્ર રહે છે. નિમિત્તની સત્તાને તેઓ સ્વીકારતા નથી તેઓ જાણે છે કે જડ કરતાં ચૈતન્યની સત્તા અનંતગુણી અધિક બલવાન છે. કેશા ! તમારા હાલના વિકાર-ઉદયને તટસ્થપણે સાક્ષીભાવે જોયા કરો અને તેમાં રંગાયા વિના થોડો કાળ ધૈર્યપૂર્વક વિતાવો.

કેશાઃ—પ્રભો ! આપના આ ઉપદેશથી મારા અંતરમાં કોઇ અદ્ભુત રહસ્યનો ઉદય થયો છે અને તે સાથે સદ્ગુરૂના સાન્નિધ્યનો મહિમા પણ આજે મને અનુભવગોચર થયો છે. આપ મૂર્તિમાન ઉપદેશ છો—ચારિત્ર્ય છો—પ્રભુત્વ છો મારા આપને અનંત વંદન છે. કર્મની સત્તા ઉપર વિજય મેળવવાના રહસ્યનું આજે મને સ્હેજે પ્રદાન કરવાના બદલામાં હું રંક કાંઇ પણ આપવા અસમર્થ છું. પ્રભો ! તેમ છતાં મારા હર્ષના સમુદ્રમાંથી નેત્રદ્વારા સરી આવતી આ મોતીની માળા સ્વીકારો.

રહેત છે. બત્રીસ સ્ત્રીઓ મ્હારી આજ્ઞાને વશ રહી મ્હારા ચિત્તની પ્રસન્નતા જાળવવા સતત પ્રયત્ન કરી રહી છે. લક્ષ્મી સંબંધી કોઇ પણ વિતર્કને તો આ જીવનભરમાં અવકાશ જ નથી. જે વેદના ગઇ કાલથી આ મર્મમાં ઉપજી આવી છે ત્હેને, માજી ! ત્હમે સ્પર્શી શકો તેમ નથી. તેટલી ઉંચાઇએ ચ્હડી મ્હારા હૃદયનું દર્શન કરવા ત્હમારામાં શક્તિ નથી. ક્ષમા કરજો અવિનય થતો હોય તો, માતા, ! પરન્તુ જે નિમિત્તથી અન્યના હૃદયમાં હર્ષનો ઉન્મેષ થવો જોઇએ તે જ નિમિત્તે મ્હારા હૃદયમાં સખ્ત ફટકો મારી મ્હારી ખરી સ્થિતિ પ્રત્યે મ્હારી આંખો ઉઘાડી દીધી છે. વળી એ વેદના અધિક માર્મિક તો એથી બની છે કે, આપને ત્હેના ખરા સ્વરૂપથી પરિચિત કરતાં આપનું મમતાળુ હૈયું દુખિત થશે, અને માતાના પ્રેમાળ હૃદયને એવો ક્રૂર આઘાત આપવો એ મારા પક્ષે ઘણું નિષ્ઠુર છે. મ્હારી વેદના સમજ્યા પછી, અને હવે શું કરવા માટે હું તત્પર થતો જાઉં છું તે જાણ્યા પછી, આપને શું શું થશે તે વિચાર મ્હારા હૃદયમાં તીવ્ર કંટકની જેમ ખુંચે છે. માજી ! મ્હને વચન આપો કે આપ સરખાં હિતચિંતક કાંઇ પણ વિક્ષોભ વિના મ્હારા દર્દની કથા સાંભળશો, અને તે સાથે મ્હને એક ગુમાવી દેવાની હદ સુધી આપના હૃદયને તૈયાર રાખશો.

ભદ્રા:—આ હૈયું ફાટી જતું નથી, એટલીજ ખામી છે. બેટા ! ત્હારા દુઃખનો એક અંશ પણ ન્યુન થાય તે માટે હું હજારો વાર દેહ ધારણ કરી ત્હેને હોમી દેવા તૈયાર છું મ્હારા પ્રેમના—આશાના આશ્રયસ્થાન ! ત્હારી વેદના ગમે તે પ્રકારની હશે તો પણ હું ત્હેમાં ભાગ લઇશ, અને ત્હારી ઇચ્છાનુ-

પણ લાંબા સમયથી દીલ એયેનીને વશ હતું, અને જરા સ્હમજતા શિખ્યો ત્યારથી જ કાંઇક 'અધુરૂં અધુરૂં' ભાસતુ હતુ. લગ્ને મ્હને બત્રીશ 'પુતળીઓ' આપી, પણ ત્હેમાં એકેમાં આ હૃદયનો વિરામ નહોતો. જ્હાં અંતરનો સ્નેહ નહિ ત્હાં હૃદય કેમ વિરમે ? આપે તો મ્હને સુખી કરવા માટે સુદરમાં સુંદર અને ખીશોર જેવી રમણીય સુંદરીઓ મ્હને સોંપી હતી, પરંતુ 'સૌંદર્ય' અને 'સ્નેહ' એ જૂદી જ ભાવનાઓ છે, એની આપને તેમજ મ્હને ખબર નહોતી. સૌંદર્ય એ ઇન્દ્રિયલિપ્સાને તૃપ્તિ આપી શકે છે. પણ હૃદયનો સ્નેહ ઢોળાવામાં એ એક જ હેતુ નથી. ટુંકામાં એ બત્રીશમાંથી એકમાં હું સ્નેહ અને શાન્તિ મેળવી શક્યો નહિ. પરન્તુ ત્હેમાં તેઓનો દોષ નહોતો. બિચારી અબળાઓ તો મ્હને સુખી કરવા તલસ્યા જ કરતા હતી, અને શું ઊપાયે આ હૃદય રિઝે ત્હેનો જ અભ્યાસ અહોનિશ કરતી હતી. પણ બાજી ! શું કહું ? મ્હારી દૃષ્ટિ એ સૌંદર્યમાં માત્ર રક્ત, માંસ અને ચર્મનું જ દર્શન કરતી હતી. એ બત્રીશેમાં મ્હારી ઇન્દ્રિયોને ખેંચવાનું બળ હતું, પણ આ હૃદયને પોતામાં ભેળવી લે એવી શક્તિ એકકેમાં નહોતી. છતાં ત્હાંયે પણ અધુરી શાન્તિ અને અધુરો આરામ અનુભવાતો હતો કેમકે ત્યાં સુધી આ જીગર ઉપર એકકે સખ્ત ફટકો લાગ્યો નહોતો, અને કાળ સરળપણે ત્હેનું કાર્ય કર્યે જતો હતો. આજથી બે વર્ષ ઊપર એક 'ધકકો' અનુભવ્યો હતો, અને તે પ્રસંગે મ્હારી દૃષ્ટિને કાંઇક વિશાળ અને સત્યગ્રાહી બનાવી હતી. મ્હને તે વખતે સ્હમજાયુ કે હૃદય ઉપર જે ધક્કા લાગે છે તે કાંઇક ને કાંઇક આવરણ ખસેડી આત્માને અંદરના ઉંડા ભાગમાં દોરી જાય છે.

ભદ્રા:—પણ, બેટા! પદ્મા તો પછી સાજી થઈ ત્હારી સેવામાં પુનઃ હાજર થઈ શકી હતી; અને તેથી ત્હારો શોક દૂર થવો જોઈતો હતો. માંદગીના પ્રપંચો તો દુનિયામાં સૌ સ્થાને સાધારણ છે; ત્હેમાં ત્હને આટલું બધું દુઃખ ઉપજી આવ્યું એ જોઈ ત્હારા હૃદયની કોમળતા માટે મ્હને બહુ લાગી આવે છે.

શાલિભદ્ર:—તે પુનઃ મ્હને ભેટી શકી એ જ વ્યતિકર આ હૃદયને ધક્કો આપી પુરાં ઢાંકણ ખોલવામાં મ્હોટામાં મ્હોટું નિમિત્ત હતું. પદ્માએ મ્હને કહ્યું. "નાથ! ત્હમે મ્હને મ્હારી અનારોગ્ય સ્થિતિમાં દૂર કરી સાસુજી પાસે મોકલી દીધી એ ઠીક કર્યું. કેમકે માંદગી એ અર્ધ મૃત્યુની અવસ્થા છે, અને મૃત્યુ જેમ દુઃખના હેતુરૂપ છે તેમ માંદગી પણ કાંઈક તેથી ન્યૂન અંશે નિર્વેદના હેતુરૂપ છે. હું મંદભાગીપણે આપને થોડો કાળ એવો નિર્વેદ ઉપજાવી દુઃખી કર્યા અને મ્હારા શરીરના ઉષ્ણ સ્પર્શથી આપના સુકુમાર હસ્તને તાપ ઉપજાવ્યો તેથી મ્હને બહુ લાગી આવ્યું છે. હું તો તે કાળે બેભાન જેવી હતી. મ્હને તો આપનો હસ્તસ્પર્શ મનોજ્ઞ લાગતો, પણ આપને એ કાળના મ્હારા ઉષ્ણ અને શુષ્ક સ્પર્શથી કષ્ટ ઉપજ્યું હશે એ વિચાર હવે મ્હને બહુ ખુંચે છે. પ્રભુ! આ અપરાધ ઉપર ક્ષમાની દૃષ્ટિથી જોશો." ત્હેની આવી વાણીથી મ્હને મ્હારા સ્વાર્થીપણા માટે બહુ લાગી આવ્યું; આ પામર હૃદય કાંઈક સ્થૂલતાની હદ ઓળંગી સૂક્ષ્મતાના પ્રદેશમાં આવ્યું. મ્હને વિચાર થયો કે "અરેરે! જે બાળા મ્હને આવા સાચા જીગરથી ચાહે છે ત્હેના બદલામાં હું કશું જ ન કરી શક્યો? હું તો ત્હેની સુંદર આકૃતિ, ઉગતી વય અને તાજા ગાલોનો જ શોખીન હતો." માજી, મ્હને તે કાળે મહજ એટલું ભાન હતું. રૂપ પુરતો અને સૌ-

કાળે શ્રેણીક આગળ જ ! મ્હને તે વખતે મ્હારૂં પુણ્ય બહુ અધુરૂં અને શ્રેણીકનું પુણ્ય મહદ્ ભાસ્યું. માજી, પુણ્યની મ્હારી જુની વ્યાખ્યા તે કાળે છુટી ગઇ ! ત્હમને જેમાં મ્હારા પુણ્યનો પ્રકર્ષ ભાસ્યો ત્હેમાં મ્હને તે કાળે મહાન દુઃખનો હેતુ ભાસ્યો. જે કાંઇ પોતાના સુખાનુભવનું નિમિત્ત છે તે જ પુણ્ય હોવા યોગ્ય છે. આપને તે પ્રસંગ ગમે તેટલો સુખરૂપ ભાસ્યો હોય, પણ મ્હને તો તે બહુ દુઃખનો હેતુ હતો; કેમકે મ્હારૂં સુખનું અભિમાન તે વખતે છેકજ ગળી ગયું. આપે તે વખતે મ્હને કહ્યું કેઃ "બેટા ! આ આપણા માલીક છે. આપણે ત્હેમનાં બાળક અને આશ્રિત છીએ." એ શબ્દોથી મ્હારા હૃદયમાં સખ્ત ફટકો લાગ્યો ! અને મ્હારૂં પુણ્ય સોસાઇ ગયેલું લાગ્યું. બીજાઓ જે માને તે કાંઇ પુણ્યોદયનું ખરૂં ધોરણ નથી, પણ ભોક્તા જે માને તે જ સાચું ધોરણ છે. જે અન્યની નજરમાં 'પુણ્ય' રૂપ ભાસે છે તે ભોક્તાને ઘણીવાર 'પાપ'ના ઉદયરૂપ ભાસે છે જે નિમિત્ત વડે હૃદય સુખની લાગણી અનુભવે—પછી ભલે તે અન્યની નજરમાં ગમે તેમ જણાતું હોય—તે પુણ્યોદય છે. તેથી ઉલટું જે નિમિત્ત વડે હૃદય દુઃખાનુભવ કરે છે, તે અન્યની દૃષ્ટિએ ગમે તેટલું ઉત્તમ ભાસતું હોય તો પણ અનુભવ કરનારે તો 'પાપ'ના જ ઉદયને સૂચતો હોય છે.

ભદ્રાઃ—ત્હારા આ અનુભવમાંથી મ્હને પણ બહુબહુ શિખવાનું મળે છે. વ્હાલા ! સ્વપ્ને પણ નહિ ધાર્યું હતું કે સુખ અને આરામના ખોળામાં કાળ નિર્ગમતો મ્હારો તનુજ આવા આવા અવસ્થાંતરો પામતો હશે. હું તો ત્હને માત્ર મોજશોખની મૂર્ત્તિ જ માનતી હતી !

કાળે શ્રેણીક આગળ જ ! મ્હને તે વખતે મ્હારૂં પુણ્ય બહુ અધુરૂં અને શ્રેણીકનું પુણ્ય અહદ ભાસ્યું. માજી, પુણ્યની મ્હારી જુની વ્યાખ્યા તે કાળે છુટી ગઇ ! ત્હમને જેમાં મ્હારા પુણ્યનો પ્રકર્ષ ભાસ્યો ત્હેમાં મ્હને તે કાળે મ્હાન દુઃખનો હેતુ ભાસ્યો. જે કાંઇ પોતાના સુખાનુભવનું નિમિત્ત છે તે જ પુણ્ય હોવા યોગ્ય છે. આપને તે પ્રસંગ ગમે તેટલો સુખરૂપ ભાસ્યો હોય, પણ મ્હને તો તે બહુ દુઃખનો હેતુ હતો; કેમકે મ્હારૂં સુખનું અભિમાન તે વખતે છેકજ ગળી ગયું. આપે તે વખતે મ્હને કહ્યું કેઃ "બેટા ! આ આપણા માલીક છે. આપણે ત્હેમનાં બાળક અને આશ્રિત છીએ." એ શબ્દોથી મ્હારા હૃદયમાં સખ્ત ફટકો લાગ્યો ! અને મ્હારૂં પુણ્ય સોસાઇ ગયેલું લાગ્યું. બીજાઓ જે માને તે કાંઇ પુણ્યોદયનું ખરૂં ધોરણ નથી, પણ ભોક્તા જે માને તે જ સાચું ધોરણ છે. જે અન્યની નજરમાં 'પુણ્ય' રૂપ ભાસે છે તે ભોક્તાને ઘણીવાર 'પાપ'ના ઉદયરૂપ ભાસે છે જે નિમિત્ત વડે હૃદય સુખની લાગણી અનુભવે—પછી ભલે તે અન્યની નજરમાં ગમે તેમ જણાતું હોય—તે પુણ્યોદય છે. તેથી ઉલટું જે નિમિત્ત વડે હૃદય દુઃખાનુભવ કરે છે, તે અન્યની દૃષ્ટિએ ગમે તેટલું ઉત્તમ ભાસતું હોય તો પણ અનુભવ કરનારે તો 'પાપ'ના જ ઉદયને વેદતો હોય છે.

ભદ્રાઃ—ત્હારા આ અનુભવમાંથી મ્હને પણ બહુ બહુ શિખવાનું મળે છે. વ્હાલા ! સ્વપ્ને પણ નહિ ધાર્યું હતું કે સુખ અને આરામના ખોળામાં કાળ નિર્ગમતો મ્હારો તનુજ આવા આવા અવસ્થાંતરો પામતો હશે. હું તો ત્હને માત્ર મોજશોખની મૂર્ત્તિ જ માનતી હતી !

કરી તે ઘા તાજો જ રાખવો, અને તે દર્દના જોસથી આત્મા-
ને આગળ ને આગળ વધારવો. એ ધક્કાઓનો હેતુ માત્ર
દુ:ખ દેવાનો નથી, સત્યનું અને સંસારનું સાચું સ્વરૂ-
પ સમજાવવાનો પણ હોય છે. પામર મનુષ્યોને ગમે તેવા
સખ્ત ધક્કાથી પણ કશી અસર થતી નથી, ત્યારે સુજ્ઞ મનુષ્યો
એક સ્ફુરણમાંથી પણ અલૌકિક ફળ સિદ્ધ કરી શકે છે,—એક
સહજ માત્ર નિમિત પણ હેમના હૃદયચક્ષુઓ ઉઘાડી શકે છે.
હું બાલક હતો ત્યારે આપે જ કહેલી તે સંબધની એક વાત
મ્હને અત્યારે સ્મરણમાં આવે છે;–પૂર્વે એક બીમાર રાજાને
માટે હેની અનેક સ્ત્રીઓ ભેગી મળી ચંદન ઘસતી હતી, તે
વખતે હેમના હાથના કંકણોના એકત્ર થયેલા ધ્વનિએ રાજાના
કર્ણમાં અરૂચિકર ભાવ ઉપજાવ્યો. પટ્ટરાણીએ સર્વ રાણીઓને
એક હાથમાં માત્ર એકેક જ કંકણ રાખી બાકીનાં દૂર કરવા
કહ્યું. તેઓએ તેમ કર્યું એટલે તુર્ત જ તે કંટાળાભર્યો ધ્વનિ
બંધ થયો. આટલા સહજ નિમિત્તે રાજાને તે કંટાળો બંધ
થવાના હેતુઓનો વિચાર કરવા પ્રેરણા કરી. આખરે તેણે અ-
નુભવ્યું કે એકત્વ એ જ શાન્તિ છે. તુરત જ તેણે તે એકત્વ
સિદ્ધ કરવા ભણી પોતાનું વીર્ય સ્ફુરાવ્યું, અને એ દિવ્ય સ્ફુ
રણામાંથી પોતાનું પરમ કલ્યાણ સિદ્ધ કર્યું. હું પામરને તો
એવા અનેક પ્રસંગો આવ્યા હશે, પણ તેમાંથી કશી પણ ફળ
સિદ્ધિ કરવાને બદલે આજ દિવસ સુધી ઉંડો ને ઉંડો પુદ્ગ-
લ કર્મમાં ડુબતો જતો હતો. માજી ! મનુષ્ય જ્યારે ન્હાના ધક્કા-
ઓમાંથી કશું તારણ કહાડતો નથી ત્યારે હેને મ્હોટા ધક્કા
એક પછી એક આવતા જાય છે. પણ લોલુપી આત્મા તે
ધક્કાને દુ:ખના ઉદયરૂપે જોઇ હેના નિરમવાની રાહ જોઇ

આમ આવી રહ્યા કરે છે. હેમની દ્રષ્ટિ ભાવીના ધુમ્મસને ભેદી અંતિમ અવસ્થાનો અનુભવ તત્ક્ષણ લઇ શકે છે. અને તે સર્વનો સાર નીચોવી કર્તવ્યના ખરા માર્ગે વળે છે

**ભદ્રા:**—પણ તાત ! પુણ્ય, પુણ્યને ખેંચી લાવે છે. દ્રવ્યનો હને ટોટો નથી ઇચ્છા હોય તેટલું દ્રવ્ય દાનાદિક શુભકાર્યમાં યોજ ! શુભ ક્ષેત્રોમાં વવાય તેટલું વાવ ! ભવેભવ પુણ્યનો જ ઉપભોગ બની રહે તેવી યોજના કરવાનું હને જોઈએ જોઈએ તેવી અનુકૂળતા છે.

**શાલિભદ્ર:**—પણ માજી ! એવી જ ફેર ફૂટમાં રહું તો પછી ભોગનો સમય ક્યારે રહે ? ખુટી રહેવાની ‘બીક’ એ જ મ્હોટામાં મ્હોટી પંચાત છે. વળી ભોગની લાલસાથી થયેલો પુણ્યસંચય પુણ્યને હલકી પંક્તિનું કરી નાખે છે. ભવોભવ ભોગ માટે જ જન્મવું અને મરવું એ સ્વર્ગ મેળવવા માટે ઝંપાપાત ખાવા જેવું છે માજી ! ભોગમાં કશી મીઠાશ જ હવે ભાસતી નથી,—મુદ્દલ શાન્તિ મળતી નથી. હવે તો આ આત્મા ‘પુણ્ય’ અને ‘પાપ’ બન્નેની પોટલીને એકત્ર કરી હેમાં આગ લગાડવા તત્પર થયો છે. મ્હારા હિસાબે તો મ્હારૂં પુણ્ય–પાપ સુકાઈ જ ગયું છે, છતાં અવશેષ રહેલા સુકા છોલાને આપના દેખતાં હું ભસ્મીભૂત કરીશ તે વિના હવે આરામ નથી. ઉભયમાં મ્હને એક સરખો કંટાળો છે જેમાં અનંત નિમિત્તોથી હાનિ–વૃદ્ધિ થયા જ કરે હેની ચીવટ રાખવી પાલવે તેમ નથી. મ્હારા પુણ્યમાં જેને રસ ભાસતો હોય હેને એ વ્હેંચી દેજો; મ્હને તો હેમાં કશી જ ‘મઝા’ રહી નથી.

**ભદ્રા:**—તાત ! આ કંટાળો એ કાંઈ વિરાગ નથી; કંઈ

અધઃપાત કયહાં અટકશે તે હું કલ્પી શકતો નથી. અત્યારે જે ભોગલાલસાની નિવૃત્તિ હું અનુભવું છું તે મંગળ પ્રસંગ ભાવીમાં મળશે કે નહિ તે શું કહી શકાશે ? વળી **વર્ત્તમાનમાંથી જે મનુષ્ય સાર નીચોવી શકતો નથી તે ભાવીમાંથી શું નીચોવી શકવાનો હતો?** ભાવીમાં કરીશ—અથવા પ્રસંગ આવ્યે ત્યાગી શકીશ, એ પ્રકારનો 'વાયદો' જ મનુષ્યોને ડુબાવે છે, અને જ્યારે તે એમ માનતો હોય છે ત્યારે તે વધારે ને વધારે બળહીન બનતો જતો હોય છે. માજી ! ભોગની તૃપ્તિ કદી બની શકી છે ? આત્મા એ લાલસાથી કોઇ કોઇ અપૂર્વ ક્ષણે જ નિવૃત્ત થઇ શકે છે, અને એનો લાભ તુરત જ જો તે નથી લેતો તો તે સુવર્ણની તક ગુમાવી દે છે; એટલું જ નહિ પણ તે સાથે તેવી તકોનું પુનઃ આવવું દુર્ઘટ કરી મુકે છે.

**ભદ્રાઃ**—પણ તાત ! મ્હને જે સૌથી મ્હોટો ડર છે તે ત્હારા સુંદર દેહના અદર્શનનો નથી, પણ ત્હારા પુનઃ પતનનો છે. ભોગલાલસાનો ત્યાગ આત્મા **એક જ ક્ષણમાં** સાધી શકતો નથી. તેણે બહુ ધૈર્યથી પોતાના રાગદ્વેષનું શોધન કરી પછી ઘટતો માર્ગ લેવા જોઇએ.

**શાલિભદ્ર—પતન એ પણ વિજય છે.** કોઇ શુભ પ્રવૃત્તિમાં અડધેથી હારી પાછા હઠવું એ, મનુષ્યો ધારે છે તેમ હાર નથી, પણ આખી જીતને બદલે અડધી જીત છે. **હારના ભયથી પ્રવૃત્તિ જ ન કરવી એ આખી હાર છે.** અને આખી હાર કરતાં અડધી જીત અને અડધીહાર એ શું ખોટી છે ? એક રૂપીયો કમાવા માટે પ્રવૃત્તિ કરનાર કદી અડધો રૂપીયો ગરવા છેટે એક પાઇ પણ મેળવીને આવે તો તે, બીલકુલ ન કમાનાર કરતાં હજારગણું ઉત્તમ છે; કેમકે તે ૧૯

શા માટે જોઇએ ? આ દેહના પરમાણુઓની આપને સુંદર ભાસતી ઘટના આદિ તેમજ અંતમાં નથી—માત્ર મધ્યમાં જ છે. આજે નહિ તો અમુક કાળ પછી એ ઘટના વિખરાવાનું નિર્માણ તો અવશ્ય છે જ.

ભદ્રાઃ—બેટા ! એ તો અનંતકાળની જુની ટેવનું બળ. જ્ઞાન કરતાં લાગણીનું સામર્થ્ય સ્ત્રીઓમાં જરા વધારે હોય છે. પણ તાત ! હજી એક વાત કહેવાની બાકી રહે છે, અને તે સૌથી અધિક અગત્યની છે.

શાલિભદ્રઃ—કહો માજી !

ભદ્રાઃ—એ જ કે, 'પ્રભુના રાજ્ય'માં પગ મુકતાં પહેલાં તે પગ ત્હાં સ્થિર રહી શકે તેવી તૈયારી આ 'મર્ત્ય રાજ્ય'માંથી કરીને જ જવાની જરૂર છે. આત્મા જ્યહારે ભોગના શરીરમાં પણ પોતાના યોગ સાચવવા સમર્થ થાય છે ત્યહારે જ તે ખરો યોગી બની શકે છે. એકાદ માસ ગૃહસ્થાવાસમાં રહો અને આ ચળકાટ જો સુવર્ણનો જ હશે તો તે તેટલા કાળની કસોટી પછી પણ કાયમ જ રહેશે; પણ જો માત્ર ઢોળ જ હશે તો તે તેટલા કાળના ઘસારામાં ખવાઇ જશે. અને ઢોળ પાછળ છુપાયેલી કાટવાળી ધાતુ ખુલ્લી થશે. બેટા, ઘણા પ્રસંગે એવું બને છે કે મનુષ્ય પોતાની વૃત્તિનું ખરૂં સ્વરૂપ સમજી શકતો નથી અને ન કરવાનું કરી બેસે છે. આખરે કાંઇ નહિ તો પણ જગતને એક ભ્રષ્ટતાનું દૃષ્ટાંત પુરૂં પાડી તેમને શ્રદ્ધાહીન બનાવે છે અને પોતે પણ બને છે. મ્હારા આ અનુભવમાં વિશ્વાસ આણો અને એકાદ માસ અહીં સ્થિતિ કરો. વળી, મનુષ્યસ્વભાવ આંચકાને સહી શકતો નથી. જ્યહારે કોઇ કાર્ય આવેગવશ અને તાત્કાલિક થાય છે ત્યહારે તે આંચકાનું બળ

## સમ્યક્‌દ્રષ્ટિ નૃપતિ અને અનાથયોગીનો સંવાદ.

નૃપતિ—મહાનુભાવ ! વંદન કરૂં છું.

અનાથયોગી—ધર્મ લાભ, રાજન ? આજે આ તરફ આકર્ષાયા તે જોઈ આનંદ થયો. ભોગની વિપુલ સામગ્રીમાં રહેતા છતાં પણ અમારા જેવા અકિંચન મનુષ્યો તરફ આપનું હૃદય ખેંચાય તે હર્ષનો વિષય છે, વારૂ ! અત્રે આપના આગમનમાં કાંઈ ખાસ હેતુ તો નથી ને ?

નૃપતિ—તેવું કશુંજ નથી મહારાજ. પરન્તુ, આપના આ પરિવેષમાં આ હૃદયનો કાંઈક પક્ષપાત છે અને તેથી મારા હૃદયનું સ્વાભાવિક રીતેજ ત્યાં ઢોળાવું થાય છે. વળી, તે ખેંચાણમાં વિશેષ વૃધ્ધિ તો એથી થઇ કે આપની મુખાકૃતી પ્રભાવયુક્ત અને ગતકાળના પુણ્યોપભોગથી અંકિત છે. આવા સુકુમાર અંગે ધારણ કરેલો આ ત્યાગ સૂચક વેષ કયા દીલને દ્રવી ભૂત ન કરે ? પુણ્યના ઉદયની સામગ્રી સાથે બાહ્યાંતર ત્યાગનો મનુષ્ય હૃદયમાં જ્યારે સંયોગ થાય છે, ત્યારે વિશ્વ તે તરફ બમણા આદર અને આશ્ચર્યથી જુએ છે. મહારાજ ! આપને કઇ સંજ્ઞાથી જગત્ ઓળખે છે ?

અનાથયોગી—આ દેહ પૂર્વ કાળમાં જે સંજ્ઞાથી ઓળખાતો હતો તેની સ્મૃતિ પણ હવે મને કષ્ટકર થાય છે. જે કાળે હું ભોગનો એક કીડો હતો, તે કાળના નામથી હવે હું ઓળખાવા માગતો નથી. કેમકે તેના ઉચ્ચારણ માત્રથી તે દર્પ ભર્યો જુનો ઇતિહાસ પાછો કલ્પનાએ ચઢી આવી મને સતાવશે ! નરેંદ્ર ! મારા પૂર્વાશ્રમનો ઇતિહાસ બહુ દુઃખમયો છે. પરંતુ તે બધી બીના ભૂતકાળની છે. હવે તો હું નવા જન્મમાં આવ્યો છું.

જણાય એવી વિભવ-સંપત્તિનો તૂટો નહોતો. રાજન્ ! આપ કદી એમ માનતા હશો કે હું એકાએક દ્રવ્યહીન બની ગયો હોઇશ અથવા કોઇ પ્રબળ પ્રેમાવલંબના વિયોગથી હું દુઃખિઓ હઇશ. પણ તેવું કશું જ નથી. મારૂં દુઃખ માર્મિક છે. સંસારના વિકટ અનુભવોથી આ દીલ બહુ ભયાકુળ બન્યું છે. મારૂં દુઃખ-મારૂં અનાથત્વ તમારાથી નિવારી શકાય તેમ નથી. તમે મારાથી અધિક અનાથ અને ભયયુક્ત છો. હજી એ વિકટ પ્રસંગ નથી આવ્યો ત્યાંસુધી તમે મારી હૃદયસ્થિતિ કલ્પી શકો તેમ નથી. પ્રાણીમાત્ર અનાથ-શરણહીન-અને ભયગ્રસ્ત છે. રક્ષણ ક્યાં હશે તેનો માર્ગ મને જડતો નથી. આ બેચેનીથી મારી આંતર વ્યથા અધિકાધિક-પ્રદિપ્ત થાય છે. તમો મને સનાથ બનાવી શકો એવું તમારામાં દૈવત નથી. હુ એજ શોધું છું કે શું હોય તો મનુષ્ય સનાથ થાય ?

નૃપતિ—મહાનુભાવ ! શ્રી મહાવીર પ્રભુની ઉપાસનાના પ્રભાવથી, દ્રવ્યાદિક બાહ્ય સાધનોમાં સનાથત્વ નિહાળવાની આ આત્માની અનંતકાળની બુરી ટેવ તો ઘણા કાળ પહેલા ભૂલાઇ ગઇ છે એને તે ભોગોપભોગની સામગ્રીમાં કશુંજ મહત્વ સમજાય એ હવે પ્રભુના પ્રકાશમાં આવ્યા પછી કદી પણ નહીં બનવા જોગ છે પર પદાર્થ ઉપર આધાર હોવો એજ મોટામાં મોટી પરાધીનતા અને અનાથતા છે, એમ કૃપાળુ પ્રભુએ મને શીખવ્યું છે. આ વિભવરક્ત પરિવેશ ઉપરથી મારી આંતરસ્થિતિનું માપ કાઢવામાં આપ ઠગાઓ છો. પ્રભુના શરણમાં આવ્યા પછી મનુષ્ય જ્યાં જે સ્થિતિમાં હોય ત્યાં તે સ્થિતિમાં તેને પરમ શાંતિ અને સમાધિજ વર્તે છે. બાહ્ય વેશ તેના આંતર સ્વરૂપને લેશ પણ હાની કરી શકતો નથી. અલ્પમાં હું

કોઈ મર્યાદા અને અવધિ સહિત છે, તે પ્રભુનું હોય શકે જ નહીં તે અમૃત સર્વ સ્થાનમાં, યોગીની ગુહામાં કે ભોગીની રંગભૂમિમાં એક સરખું વર્ષી રહ્યું છે. મનુષ્ય પોતાના હૃદયનું પાત્ર સવળું રાખે તો તે અમીધારા યોગીની કફની કે ભોગીના રત્નજડિત અલંકારોને ભેદી ત્યાં રેડાય છે. મહાનુભાવ ! આપનો યોગ સૂચક બાહ્ય વેશ અને મારા રત્નના અલંકારો એ એક જ પુદ્ગલના વિકારો છે. જે વૃક્ષ આપના શિરે છાંયા કરી રહ્યું છે તેનાં, અને મારા શિરે રહેલા આ મૂલ્યવાન આતપત્રમાં કશો જ તફાવત નથી. બાળકોની દ્રષ્ટિ જ એવા ભેદ જોતી ફરે છે. સહુ એક જ પ્રકારની પુદ્ગલ પરમાણુઓની રચના વિશેષ છે. પ્રભુએ પ્રકટાવેલા મારા આંતર પ્રદિપને એ જડ સૃષ્ટિ હવે હોલવી નાંખી શકે તેમ નથી. પ્રભુની કૃપા ચોક્કસ બાહ્ય લીંગમાં જ ઢોળાય છે, એવું અભિમાન એ પ્રભુની તરફ પીઠ રાખવા જેવું છે. વળી આપ જે સમજ્યાના અભિમાનનું મારામાં આરોપણ કરો છો તે પણ આપ મહાનુભાવની ભૂલ છે. અભિમાનની જે વ્યાખ્યા બાળકો બાંધે છે તે હવે આપે વિસરી જવી જોઇએ. જ્યાં યોગ્ય છે ત્યાં પોતાની ખરી સ્થિતિ છુપાવવી તેજ ખોટામાં મોટી પ્રવંચના છે. "હું સમજું છું" એમ માનવું એ જો અભિમાન છે તો પછી "હું સમજ્યા પછી છુપાવું છું" એમ માનવું તે શું બેવડું અભિમાન નથી ? અને જ્યારે મનુષ્ય પોતાનું ક્ષુદ્ર જીવત્વ છોડી પ્રભુના શરણ તળે આવે છે, ત્યારે તેની મસ્તી છુપાવી શકાય તેવી તેની આનંદલહરી નિર્બળ હોતી નથી. જે અભિમાનનું અવલંબન પદાર્થમાં, પુદ્ગલમાં છે તે અભિમાન ત્યજવા યોગ્ય છે, કેમકે તે ખોટું અને ક્ષણિક

રહ્યા છે, એવી શાસ્ત્રોની હ્રદયભેદી ગર્જના અને સંસારથી કંટાળી ગયેલા મનુષ્યોનો પુકાર એ શું વાસ્તવિક નથી ? હું મારો પોતાનો અનુભવ આપને કહું છું, તે સાંભળી જરૂર આપને પ્રતીતિ થશે કે મારું દર્દ કાલ્પનિક નહીં પણ ખરું છે.

નૃપતિ—કહો મહારાજ !

અનાથ—મારી બાળવયમાં મને આંખની દુઃસહ વેદના થઇ આવી હતી. અને તેને લીધે આખા દેહે ઉગ્ર દાહ થવા લાગ્યો હતો. મારી આંખોમાં અને રૂવે રૂવે જાણે તીક્ષ્ણ તીર ભોંકતા હોય તેવું પ્રબળ કષ્ટ થવા લાગ્યું–શરીરનો પ્રત્યેક રોમ નિશ્ચેષ્ટ બની ગયો. સહુએ મારા જીવનની આશા છોડી દીધી હતી. રાજન ! તે કાળે મારા માતા–પીતા–બંધુ–ભગિની–સ્ત્રી અને સ્વજનો માત્ર અશ્રુપાત સિવાય મારા દર્દમાં ભાગ લઇ શક્યા નહીં. મેં તેમને કરૂણ સ્વરે આજીજી કરી કે તમે મારા હો તો આરૂં કષ્ટ ઓછું કરો. પરંતુ તે કાળે મને પહેલી જ વાર સમજાયું કે દુનિયા દુઃખમાં ભાગ લઇ શકતી નથી. જેમ જેમ હું તેમને કહેવા લાગ્યો કે મારું દુઃખ હવે મને અસહ્ય જણાય છે તેમ તેમ તેઓ વિશેષ આક્રંદ કરવા લાગ્યા છતાં મારી વેદનાનો એક અંશ પણ તેમનાથી ઓછો થઇ શક્યો નહીં. મારા બધા બંધુઓમાં હું સૌથી અધિક પ્રિય લેખાતો હતો, અને ત્યાં સુધી મેં સંસારની માત્ર શ્વેત બાજુજ જોઇ હતી. મને શ્રદ્ધા હતી. કે મારા સ્વજનો વડે હું સનાથ છું, છતાં મારા દર્દની સ્થિતિમાં મને જણાયું કે સ્વાર્થી જગત્ દુઃખમાં ભાગ લઇ શકતું નથી. આ નિશ્ચયે મને તે ક્ષણથી જ અનાથ બનાવ્યો આજ પર્યંત હું અનાથ જ રહ્યો છું, મારા સ્વજનોને હું પોતાના

એનાથી રીસાઇ નીકળવું તે સંસારમુક્તિ નથી. જગત અધમ છે, જીવ છે, સ્વાર્થી છે, એવા સંકુચિત ખ્યાલથી પ્રેરાઇ તેનો પરિહાર કરવાથી તે ઉલટો આખા જગતનો દુશ્મન બને છે. કેમકે જ્યાં જેવી ભાવના રખાય ત્યાંથી તેવો પ્રતિધ્વનિ ઉઠે એ સ્વાભાવિક જ છે. જગતને એવા હલકા ઉપનામોનો હાર આરોપનારને જગત કદી માફ કરતું નથી. આગળ વધવા માટે મનુષ્યે ઉદાર બનવું જોઇએ દોષ જ્યાં સ્પષ્ટપણે હોય ત્યાં તેણે ગુણને જ જોવા જોઇએ. અને વિશ્વમાં કોઇ કોઇ સ્થળ-કાળમાં જણાતી વક્રતા-જડતા પ્રત્યે તેણે ઔદાર્ય દાખવવું જો એ મહારાજ ! આપના સ્વજનો આપના પ્રત્યે જે ઔદાર્ય બતાવી શક્યા. અને ચિત્તની જે વિકસિત ભાવનામાંથી આંસુ આપી શક્યા તેમાંનું અંશ તેમના પ્રત્યે કશું જ કરી શક્યા નથી. આંસુ સ્રવતાં પહેલાં હૃદયને કેટલી સ્થિતિઓમાંથી પસાર થવું પડે છે ? છતાં આપને તેની કશી જ કિંમત નથી, એજ આપનું મોટામાં મોટું અનાથત્વ છે. માફ કરજો મહારાજ ! આપના અંતઃકરણમાં આ વાતથી આઘાત તો થશે, પરંતુ નવા સત્યને દાખલ કરવા માટે જુના વ્હેમને મારી હાંકી કાઢયા સિવાય ચાલે તેમ નથી.

અનાથ—નહીં રાજર્ષી ! મારૂં હૃદય લેશ પણ આઘાત પામ્યું નથી. અંધારામાંથી અજવાળામાં આવતાં પહેલ વહેલાં ચક્ષુને જરા ઝાંખપ તો લાગે, પણ તે તો ક્ષણિક. જેનું ફળ નિત્યનો પ્રકાશ છે તે મેળવવા માટે ગમે તેટલું સહન કરવા તૈયાર છું

નૃપતિ—મહાનુભાવ ! કર્મનો મહા નિયમ-જ્યારે ફળ

આપે છે. આપની બધી ભૂલોમાં માત્ર અજ્ઞાન જ હેતુરૂપ હતું. સદ્‌ભાગ્યે અભિમાનને સ્થાન નહોતું, નહીંતર આ પ્રશ્નને અ-વકાશ જ ન હોત.

**અનાથ**—પણ દેવ! જે વડે જ્ઞાનીઓ દુઃખના બંધનથી દૂર રહી શકે છે, તે ક્રમ દર્શાવવાની કૃપા કરશો. મારું ધૈર્ય હવે રહેતું નથી.

**નૃપતિ**—હવે હું એ જલદીથી કહીશ પણ જે કાંઈ અ-ત્યંત સરલ છે તે મૂલ્ય રહિત છે એમ માનવાની ભૂલ ન કરો તે માટે આપના હૃદયને હું તૈયાર કરું છું.

**અનાથ**—નહીં. હવે હું સમજ્યો છું કે પ્રભુનો માર્ગ સીધો અને સરલ છે. જ્યાં સરલતા નથી ત્યાં પ્રભુના પગ નથી.

**નૃપતિ**—ખરું છે, મહાનુભાવ! જેને જે બહુ પ્રયત્નવડે સમજાય છે તે તેટલે અંશે તેના માટે ન્યુન સત્ય છે. આત્મામાં જે સીધું પ્રવેશી શકે છે તેજ તેના માટે પરમ સત્ય છે. હવે કહેવાનું છે તે અલ્પમાં ત્વરાથી કહું છું. સુખ અને દુઃખ એ ઉભય લાગણીઓ એક પ્રકારની વ્યાકુળતાની સ્થિતિઓ છે. અને તે વ્યાકુળતાનું તારતમ્ય મોહનીય કર્મ ઉપર આધાર રાખે છે. પ્રબળ મોહી આત્માને એક તુચ્છ કષ્ટ પણ અત્યંત દુઃસહ જણાય છે. ત્યારે નિર્મોહી આત્માને ગમે તેવું વિકટ કષ્ટ પણ તૃણવત્ જણાય છે. સુખ અને દુઃખનો અનુભવ કરાવનાર તત્ત્વ અને વેદનીય કર્મ એ ઉભય ભિન્ન છે સુખ-દુઃખનું વેદન મો-હનીય કર્મના પ્રમાણાનુસાર ન્યુનાધિક હોય છે, જ્ઞાનીઓ વેદની-કર્મની સત્તા સ્વીકારતા નથી. કેમકે તેઓને ખબર છે કે તેનાથી અસ્પષ્ટતા જગને પોતાનામાં પ્રવેશવા દેવું કે નહીં તે પોતાનો સ્વ-

આપે છે. આપની ભૂલો-ભૂલોમાં માત્ર અજ્ઞાન જ હેતુરૂપ હતું. સદ્ભાગ્યે અભિમાનને સ્થાન નહોતું, નહીંતર આ પ્રશ્નને અવકાશ જ ન હોત.

અનાથ—પણ દેવ ! જે વડે જ્ઞાનીઓ દુઃખના બંધનથી દૂર રહી શકે છે, તે ક્રમ દર્શાવવાની કૃપા કરશો. મારું ધૈર્ય હવે રહેતું નથી.

નૃપતિ—હવે હું એ જલદીથી કહીશ પણ જે કોઈ અત્યંત સરલ છે તે મૂલ્ય રહિત છે એમ માનવાની ભૂલ ન કરો તે માટે આપના હૃદયને હું તૈયાર કરું છું.

અનાથ—નહીં. હવે હું સમજ્યો છું કે પ્રભુનો માર્ગ સીધો અને સરલ છે. જ્યાં સરલતા નથી ત્યાં પ્રભુના પગ નથી.

નૃપતિ—ખરું છે, મહાનુભાવ! જેને જે મહા પ્રયત્નવડે સમજાય છે તે તેટલે અંશે તેના માટે ન્યુન સત્ય છે. આત્મામાં જે સીધું પ્રવેશી શકે છે તેજ તેના માટે પરમ સત્ય છે. હવે કહેવાનું છે તે અલ્પમાં ત્વરાથી કહું છું. સુખ અને દુઃખ એ હૃદય લાગણીઓ એક પ્રકારની વ્યાકુળતાની સ્થિતિઓ છે. અને તે વ્યાકુળતાનું તારતમ્ય મોહનીય કર્મ ઉપર આધાર રાખે છે. પ્રબળ મોહી આત્માને એક તુચ્છ કષ્ટ પણ અત્યંત દુઃસહ જણાય છે. ત્યારે નિર્મોહી આત્માને મોટું તેનું વિકટ કષ્ટ પણ તૃણવત્ જણાય છે. સુખ અને દુઃખનો અનુભવ કરાવનાર તત્ત્વ અને વેદનીય કર્મ એ ઉભય ભિન્ન છે. સુખ—દુઃખનું વેદન મોહનીય કર્મના પ્રમાણાનુસાર ન્યુનાધિક હોય છે, જ્ઞાનીઓ વેદનીય કર્મની સત્તા સ્વીકારતા નથી. કેમકે તેઓને ખબર છે કે તેનાથી અપરતા જગતને પોતાનામાં પ્રવેશવા દેવું કે નહીં તે પોતાની સ્વ-

નૃપતિ—પણ મહાનુભાવ, આખર તો આત્માના ધીર અનુભવ માટે જંગલ એજ નિર્માણ છે. આપે સંસારમાં પાછા જવું કે નહિં તે વિચારવાનું કર્ત્તવ્ય આપનું છે. મારો કહેવાનો આશય તો એટલોજ છે કે, ત્યાગના ખરાપણા કે બનાવટીપણાનો આધાર તે જે ભાવનામાંથી જન્મ્યો હોય છે તેના ઉપર હોય છે. અને મનુષ્ય જ્યારે સમજણના પ્રકાશમાં આવે છે ત્યારે તેને જે કાંઇ કરવાનું હોય છે તે માત્ર તેની ભાવનાઓને યોગ્ય બનાવવાનું છે. ખોટી ભાવનામાંથી વિસ્તરેલી કાર્ય પરંપરા જ્યારે તે ભાવનાઓને ફેરવીને યોગ્ય બનાવવામાં આવે છે, ત્યારે વિશુદ્ધ બને છે. કૃતિના સારા-ખોટાપણાનું ધોરણ તેની પાછળ રહેલી ભાવનામાં છે, અને તે જ્યારે સુધારવામાં આવે છે ત્યારે આખી કાર્ય પરંપરા સ્વયં સુધરી જાય છે. હવે આપની દ્રષ્ટિ જો અહીં બેઠા જ બદલાઇ શકે તેમ હોય તો ક્યાંય પણ જવાની અગત્ય નથી. આત્માના ઔદાર્યને ક્યાં રહીને કેળવી શકો તેમ છો, તે વિચારવાનું કર્ત્તવ્ય, મહાનુભાવ! આપનું પોતાનું છે. હું તો માત્ર પ્રભુની રાહદારી કરનાર જગતનો શિષ્ય છું. આપને આજ્ઞા આપનાર હું કોણ?

અનાથ—નહીં. એમ ન બોલો અત્યારે તો મારા નાવને તોફાની દરીયામાંથી વાળનાર તમેજ છો. આપે પાયેલું અમૃત જ કાળ ક્રમે આ આત્માને શાંતિ આપી શકશે, એવી શ્રદ્ધા છે. રાજર્ષિ! આપનો મારા પ્રત્યે અનંત ઉપકાર છે.

નૃપતિ—આપના હૃદયનું ઔદાર્ય અહીંથી જ શરૂ થયું અનુભવું છું. પ્રભુ આપનું કલ્યાણ કરો.



માટીના શરીર અને માટીના આભલામાં પડતા તેના પ્રતિબિંબમાં એ કૈવલ્ય-સ્વરૂપનું નિદાન શોધવું એ વ્યર્થ છે. તેમ છતાં ભરતેશ્વર ચક્રવર્તીના આદર્શભૂવનનું કૈવલ્ય એ છેક જ ગૂઢ નથી. સૂક્ષ્મ ભૂમિકા ઉપર એ બનાવ અત્યંત અર્થપૂર્ણ અને રહસ્યગર્ભ છે અમે આજે હજારો યુગની એ જુની વાત ઉપર એક ઝાંખુ અને નિર્બળ કીરણ ફેંકવાનો યત્ન કરીશું.

મનુષ્યની આવી અશ્રાંત-અસ્ખલિત પ્રવૃત્તિનું લક્ષ્ય કંઈ ભાવનાની સિદ્ધિ અર્થે હશે? સુખ આનંદ, તૃપ્તિ, શાંતિ, રસ-પર્યાપ્તિ માટે પણ તે સુખ શામાં છે? આનંદ ક્યાં છે? અ-એ કહીએ છીએ કે મનુષ્ય જે જે સ્થળમાં આનંદ માને છે-જ્યાં ત્યાં તે આનંદના સ્થાનને લેઇને અથવા વસ્તુને લેઇને નથી માનતો. પણ પોતાના પોતાપણાને-જાતને લેઇને માને છે. પુત્રે ઉપર જે નિરવધિ સ્નેહભાવ અનુભવાય છે તેનું નિદાન તે સ્ત્રી-પુત્રાદિના શરીર હોતા નથી પરંતુ તે તે વ્યક્તિ સાધ્ય આપણી પોતાની તૃપ્તિ છે. સ્ત્રી-પુત્રાદિના વિયોગથી જે કષ્ટ થાય છે તે શોક, તેમની અવિદ્યમાનતામાંથી પ્રગટેલો હોતો નથી, પણ આપણી તૃપ્તિની ભાવનાને પહોંચેલા આઘાતથી થાય છે. જે રસ તેમના તરફથી આપણને મળતો હતો તે સંકોચાઇ જાય છે. જે સુખ તેમના સહવાસમાંથી આવે છે તે તેમના ઉદ્દેશથી નથી; પણ આપણા જ ઉદ્દેશથી છે. તે જ પ્રકારે પદાર્થમાત્રમાં જે રસ અનુભવાય છે, તે આપણી પોતાની તૃપ્તિને માટે છે, તે પદાર્થને અર્થે નહીં આનંદનું સ્થાન આપણે છીએ, તૃપ્તિનું નિદાન પણ "આપણેજ" છીએ. વ્યક્તિ અથવા પદાર્થ નથી. આનંદ, રસ, સુખ, જે કહો તે સર્વનું સ્થાન પોતેજ છીએ. મનુષ્ય જ્યારે જ્યારે તે ભાવનાઓને સિદ્ધ કરવા પાછળ

નટ પોતાની ચેષ્ટાથી પોતે તૃપ્તિ અનુભવતો નથી, તેમ મન પોતે પોતાના રૂપના પરિવર્ત્તનોથી અને અવસ્થાંતરોથી કોઇ તૃપ્તિ અનુભવતું નથી, તે તૃપ્તિ તો મનથી અન્ય એવા તેના જોનારની છે. શરીર, ઇન્દ્રિયો અને મનના રૂપાંતરોનો દ્રષ્ટા તૃપ્તિને અનુભવે છે, તે તૃપ્તિનો પ્રદેશ સંભ્રમથી શરીરાદિમાં સમજાય છે. પરંતુ વાસ્તવમાં તેમ નથી. "આપણું સુખ" "આપણી તૃપ્તિ" એમાં આપણી એ જે અંશનું ઉદ્બોધક છે તે ઉપરોક્ત એક પ્રદેશમાં ઠરતો નથી તે જે અ‍ંશમાં ઠરે છે તેજ ખરા "આપણે" છીએ. એ "આપણે" નો અનુભવ કરનાર તેનાથી ઇતર કોઇ નથી. અનુભવ માત્ર ત્યાં આવીને વિરમે છે. તેનો વિષય કરનાર તેની પાર રહેલો કોઇ અન્ય વિષયી નથી, તેને વેદનાર પોતેજ છે. સ્વવડેજ સંવેદ્ય છે. Subjective—Ultimate Subjective, અને સંપૂર્ણ વિશ્રાંતિનું સ્થાન છે. સુખનું, તૃપ્તિનું, આનંદનું, રસનું, પ્રેમનું અંતિમ અધિષ્ઠાન તે છે. જ્ઞાન, દર્શન ચારિત્ર, સુખ, વીર્ય, તપ, ભોગ ઉપભોગનું ઉપાદાન તેજ છે. તે સંપૂર્ણ તૃપ્તિના સ્થાનને પ્રાપ્ત કર્યા પછી કશું જ પ્રાપ્તવ્ય અવશેષ નથી. સાચું અને ખરેખર "આપણું" તે સ્વરૂપ છે. 'આપણે' શબ્દથી જેનું વ્યંજન થાય છે, જેનું ઉદ્બોધન થાય છે, તે એ અંશ છે. અનંત પર્યાયો, અનંત વિકારો, રાગદ્વેષ, કામ-ક્રોધ-લોભાદિ વાસનાઓ, ભૂત, વર્ત્તમાન અને ભવિષ્ય આદિ કાળના પરિચ્છેદો એ સર્વના અનુભવોને સાંકળનાર, તેને એક સૂત્રમાં અનુસંધાન કરનાર જે રસમય સૂત્ર છે, જે ઋષી મહર્ષીઓની સ્તુતિનો વિષય છે, જો અનંત યુગો અને અનંત રૂપાંતરોમાં થઇને હજી જેવો ને તેવો સમાનજ છે તે જ્ઞાતા-દ્રષ્ટા 'આપણું' શબ્દથી વાચ્ય છે તે 'આપણું' ની પૂ-

## રાજેમતી અને રથનેમીનો સંવાદ.

### સ્થળ—ગિરનારની એકાંત-શાંત ગુફા.

**રાજેમતી**—દીયરજી ! ખેદ ન કરતાં તમારા હૃદયમાં જે ક્ષણે ક્ષણે ખટકયા કરે છે તેને દૂર કરવા પ્રયત્ન કરો. જે વાસનાઓને બળાત્કારથી કે લજ્જાથી ઉપશાંત કરવામાં આવે છે તે બળહીન થતી નથી. તેતો આત્માના નિગૂઢ પ્રદેશોમાં ગુપ્તપણે રહીને પોતાના પરાજયનું વેર લેવાની સામગ્રી એકત્ર કરે છે. અને સમય આવ્યે તે ગુપ્તપણે પોષાયેલી વાસના, જ્ઞાનીજનોને પણ શાંતિ લેવા દેતી નથી તેઓ વસ્તીમાં હોય તો ત્યાં તેઓના હૃદયને તપાવ્યા કરે છે, અને જંગલમાં જાય તો ત્યાં એ જવાળા જંગલને પણ ભસ્મીભૂત કરે છે. વાઘ કે વરુની વસ્તીવાળા બીયાબાથી એ વાસના ડરીને આત્માનો પીછો કદી છોડતી નથી. અરે ! કદી પ્રભુ નેમીનાથ સ્વયં તમને પોતાના શરણમાં રાખશે, તોપણ જ્યાંસુધી એ હૃદયનો ભેદ ભાંગ્યો નથી અને એ અવ્યક્ત વાસનાનું રાજ્ય તમારામાં ગુપ્તપણે પ્રવર્તે છે ત્યાં સુધી તમે શાંતિને કદી અનુભવી શકશો નહી.

**રથનેમી**—સુંદરી ! તમે મારી હૃદય-ચિકિત્સા બરાબર કરી શકયા છો તમારા સૌંદર્યના ઉપભોગની લાલસા હજી મારા મનમાં પ્રજ્વલ્યાજ કરે છે. પરંતુ 'એક કાળે મારા વડીલ બંધુ નેમીનાથના કહેવાયેલા સૌંદર્યનો ઉપભોગ મારાથી કેમ થાય' એ લજ્જાએ જ મારી વાસનાઓને બળાત્કારથી દબાવી રાખી છે. લજ્જાએ અને લોકનિંદાના ભયે અત્યારે તો પરમ મિત્રનું કર્તવ્ય મારી પ્રત્યે બજાવ્યું છે. પરંતુ તેની સાથે સાથે તેજ મિત્રોએ મને મારા ઉપભોગની સામગ્રીથી વિમુખ રાખ્યો છે, એમ મારૂં હૃદય ઉંડેથી પોકારી રહ્યુ છે

પ્રકાર બુદ્ધિ, વિવેક કે ન્યાયશક્તિના વ્યાપારોની સહાય લીધા વિના માત્ર આવેગ, કે લાગણીથી દોરાઈને આપણા આંતરિક બંધારણમાં જે વિચારો દાખલ થવા દઈએ છીએ તે છે દલીલ, તુલના અથવા ન્યાયશાસ્ત્ર સંમત નિરૂપણથી આપણા મન ઉપર જે અસર થાય છે તે બુદ્ધિગત નિર્ણય છે. આપણી વિચાર અને મનનશક્તિના વ્યાપારને તે નિર્ણય બાંધવામાં ન્યૂનાધિકપણે અવકાશ રહે છે, અને આપણી ન્યાયવૃત્તિની મંજુરીથી તે નિર્ણય પોતાનું જીવન ભોગવે છે, એથી ઉલટું આપણી લાગણી અથવા આવેગ દ્વારા આપણા મન ઉપર જે સંસ્કારો પડે છે તેમાં આપણા પૂર્વના અનુભવ અથવા વિવેકની કસોટીનો મુદ્દલ અવકાશ રહેતો નથી. આ પ્રકારે જે સસ્કારો મનુષ્યના અંતઃકરણમાં સંસ્થાપિત થાય છે તેને માનસદ્યોતન કહેવામા આવે છે, એટલે કે તેમાં જે સંસ્કારો આપણી બુદ્ધિના દ્વારથી આપણા મનમા પ્રવેશ પામવા જોઈએ તે સંસ્કારો તે દ્વારથી પ્રવેશ ન પામતા, લાગણી અથવા હૃદયના દ્વારથી પ્રવેશ પામે છે. જૈન શાસ્ત્રની પરિભાષામાં આ માનસદ્યોતનને ઓઘસંજ્ઞાના નામથી ઓળખવામાં આવી છે.

આ દ્યોતન અથવા ઓઘસંજ્ઞા અને આપણા બુદ્ધિગત નિર્ણયો એ બે વચ્ચે આપણે ઘણીવાર કશો પ્રભેદ જોઈ શકતા નથી; જે વિચારો આપણે ઓઘસંજ્ઞાથી નિભાવતા આવ્યા છીએ તેને પણ આપણે બહુધા આપણા બુદ્ધિગત વિચારોરૂપે માની લઈએ છીએ, કેમકે એક વિચાર એક વખત આપણા અંતઃકરણમાં દાખલ થઈ ગયા પછી ( ભલે તે વિચાર ન્યાયશક્તિના પ્રવર્તન દ્વારા કે માત્ર ઓઘસંજ્ઞાથી દાખલ થઈ ગયો હોય ) ફરીથી તે આપણા ભાનના પ્રદેશમા આવે છે, ત્યારે તેને આપણે આપણો સ્વતંત્ર અને આપણી મુખત્યારીથી બાંધેલા વિચારરૂપે સ્વીકારીએ છીએ.

દ્યોતનોને ગ્રહ્યા કરતું એક સંયોગોનું ક્ષુદ્ર પ્રાણી છે જે મનુષ્ય જેટલે દરજ્જે વ્યકિતત્વહીન છે તે મનુષ્ય તેટલે દરજ્જે પોતાના વિચારો બાંધવાનું કામ બીજાને સોંપે છે, અને તે બીજા શખ્સે બાંધીને તૈયાર કરી આપેલા વિચારોને સત્ય અને સિદ્ધ માની લઇ પોતાના અંતઃકરણમાં તેને આરૂઢ થવા દે છે, વખત જતાં જ્યારે તે વિચારો પુનઃ તેના ભાનની મર્યાદાના ક્ષેત્રમાં આવેછે ત્યારે તે વિચારોને તે પોતાના સ્વતંત્ર વિચારો તરીકે માની લેવાની ભૂલ કરે છે મનુષ્યની ન્યાયશકિત જેટલે અંશે ન્યૂન હોય છે તેટલે અંશે તેનુ સ્વત્ત્ર અ-થવા વ્યકિતત્વ પણ કમી હોય છે, અને તે ન્યૂનતાના પ્રમાણમાં આસપાસના પ્રાણી પદાર્થોમાંથી દ્યોતનો ગ્રહણ કરવાની તેની પાત્રતા વધારે હોય છે.

બહુજ અલ્પ મનુષ્યો જાતે સ્વતંત્ર વિચારો બાંધતા હોય છે. તેઓ જેમ અન્યકાર્ય પોતાના ઘરના માણસો અથવા નોકરોને સોંપે છે તેમ વિચારો બાંધવાનું કામ પણ બીજાને સોંપે છે. અને પછી તે બધાઇને નકકી થયેલા વિચારોને પોતે બાંધેલા તરીકે માની લઇ પોતાના અભિમાનને નિભાવે છે એ વિચારો બાંધનાર, જો તે વિચારો ધર્મ, આચાર કે પારલૌકિક વિષયને લગતા હોય છે તો તે શખ્સ એક મહાન પુરૂષ રૂપે મનાય છે, આવા પુરૂષો પોતાના વિષયને લગતા જે નિર્ણય ઉપર આવ્યા હોય છે તે નિર્ણયને અંગે તેમણે જે મનોવ્યાપાર સેવ્યા હોય છે, તે બધા મનોવ્યાપારનું સ્વરૂપ તેઓ પોતાના વિચારના ગ્રાહકોને જણાવી શકતા નથી. કેમકે તે ગ્રહણ કરવા જેટલું તેમનામાં વ્યકિતત્વ સ્ફુટ થએલું હોતું નથી. આથી તેઓ માત્ર સિદ્ધાંતરૂપે, પોતાના છેવટના નિર્ણયને રજુ કરે છે. આસપાસના લોકો તે નિર્ણયને પકડી લે છે અને તેને પોતાના હૃદયમાં ઉંડા જામવાની પરવાનગી આપે છે. આમ થાય એ એક

કે તેના દ્યોતનની અસર બીજી બધી રીતે ડાહ્યા અને બુધ્ધિમાન ગણાતા મનુષ્યો ઉપર પણ થાય છે. આવા મનુષ્યો જે કાંઇ કહે છે તે યથાર્થ છે કે કેમ તે સંબંધી કાંઇ પણ પ્રશ્ન થયા વિના તેની વાતનો સ્વીકાર થાય છે. ઘટતો આડંબર, ગંભીરતા અને પોતાવડે પ્રતિપાદિત થતા વિષયના મહત્વનો દેખાવ, એટલા વાના હોય તો પ્રાકૃત સમુદાય તે મનુષ્યના ગમે તેવા કથનને સ્વીકારી લે છે આ વિશ્વમાં ધર્મના બ્હાને જેટલા ખોટા તુતો ચાલ્યા છે તેનો ઇતિહાસ તે ફકત આ પ્રકારના પ્રમાણભૂતપણાના દ્યોતનનોજ ઇતિહાસ છે. આજે પણ એવા અનેક પ્રપંચનાઓ અને સ્વાર્થપૂર્ણ ઘટનાઓ દરેક ધર્મમા આ પ્રકારના દ્યોતનના બળથી ચાલી રહેલીછે.

જે સમુદાય કે સંપ્રદાયમાં તેના અંગભૂત મનુષ્યોની ન્યાય-બુધ્ધિનો પ્રવાહ જેટલા દરજ્જે મદ અને છીંછરો હોય છે તેટલા દરજ્જે તે સમુદાય આવા પ્રકારના "ધાર્મિક" દ્યોતનોને આધીન રહે છે આવા સમાજમા જો એક ન્યૂનાધિક પ્રતાપયુકત વ્યકિત આવી કહે કેઃ–"ભાઇઓ ! આપણા પ્રભુએ અમુક સ્થાને આ પ્રકારે કહ્યુ છે માટે તમે અમુક અમુક કાર્ય કરો" તો તુર્તજ તે સમાજ તે કથનને પોતાની ન્યાયની કસોટીએ ચઢાવ્યા વિના ગ્રહણ કરી લેશે અને પોતાના પરસેવાથી એકત્ર કરેલા દ્રવ્યનો કોઇ કાલ્પનિક હેતુની સિધ્ધિ માટે આંધળો વ્યય કરી નાખશે તદ્દન ખોટા અને પાયા વગરના તુતો અનેક મૂર્ખ મનુષ્યોદ્વારા ચાલે છે અને તે ભલા પ્રકારે નભ્યે જાય છે તેનુ કારણ એટલુજ છે કે, એ મૂર્ખ જેવા મનુષ્યો અમુક પ્રકારના ઢોંગ અને વર્તનના ઘાટીના પ્રભાવથી અમુક પ્રકારનુ દ્યોતન આસપાસના સમુદાય ઉપર ઉપ-જાવી શકે છે જેઓએ પોતાની ન્યાયબુધ્ધિને ઘરાણે મુકી છે તેઓ

મૂલ્ય જ તેમને માન્ય હોય છે.

જીવનની પ્રત્યેક શાખામાં, દુનિયામાં તમે જ્યાં જોશો ત્યાં, આવા 'પ્રમાણભૂત' ગણાતા અમુક મનુષ્યો હોય છે. અને તેઓ ઉપર કહ્યા તેવા દ્યોતનના પ્રભાવથી પોતાના અભિપ્રાયો વિશ્વના અંતઃકરણમાં ઠસાવીને ગેરવ્યાજબી લાભ મેળવી જાય છે. એ લાભ ફક્ત ભૌતિક દ્રવ્યનોજ હોય છે એમ નથી દ્રવ્ય ઉપરાંત કીર્તિ, માન આબરૂ, ખ્યાતિ, માહાત્મ્ય, પયગમ્બરપણું, આદિ પણ તેઓ દુનિયા પાસેથી મેળવી શકે છે. મનુષ્યો જો પોતાની ન્યાયબુદ્ધિનો ઉપયોગ કરે, અને પોતાના વ્યક્તિત્વને સામાના પ્રભાવમા અંજાઇ જવા ન દે તો એ દ્યોત્તનની તેમના ઉપર અયોગ્ય છાપ પડતી નથી. જે પુરૂષોને પોતાના વાસ્તવ સ્વરૂપનું ભાન કોઇ અંશે પ્રાપ્ત થયું છે તેઓનું વ્યક્તિત્વ સબળ થએલું હોય છે. કોઇ પ્રકારના અસત્યથી, ઢોંગથી કે બાહ્યાડંબરથી તેઓ ઠગાતા નથી.

આ વિશ્વમાં કોઇપણ શુભ, અશુભના કોઇ અંશે મિશ્રણ વિનાનું હોતુ નથી એ અમે ભૂલી જતા નથી, છતાં જે કારણોને લીધે આપણી વ્યક્તિત્વની અભિવ્યક્તિ પ્રતિબંધપણાને પામેલી છે, અને આપણે માત્ર અન્યના અભિપ્રાયો અને અન્ય જનોએ ઠસાવેલા ઉપદેશોનું સંગ્રહસ્થાન થઇ પડેલા છીએ તે કારણોથી ઉત્પન્ન થએલો જુજ લાભ તેની પરિણામિક હાનિઓ આગળ કાંઇ હીસાબમાં નથી, એમ તો સ્વીકારવુંજ પડે છે.

બીજાના દ્યોતનને આધીન થવું એ એક પ્રકારની નબળાઇ છે એ પ્રકારે આધિન બનવામાં તમારી ન્યાય શકિતનો હ્રાસ થાય છે. તમે પોતે એક પુતલા જેવા બનો છો અને બીજા જેમ આવી ફેરવે એમ તમારી તનમનની ગતિ નિર્માય છે.

અનુસરતા આંદોલનો પ્રગટાવે છે અને તે પ્રમાણે ભાવના અથવા કૃતિનું સ્વરૂપ રચાવે છે દુનિયામાં ચાલતી બધી પ્રકારની ફેશનો, રીતભાતો, પધ્ધતિઓ આદિ આવા પ્રકારની અનુકરણ સંજ્ઞાથી નિર્માયેલુ જોવામાં આવે છે. બીજા કરે તેમ આપણે કરવા પ્રેરાઇએ છીએ. શામાટે તેમ કરવુ એનો ખુલાસો આપણે આપણા હૃદય સમક્ષ કરી શકતા નથી. અનુકરણનો ચેપ નબળા મનના મનુષ્યોને તુર્તજ લાગુ પડે છે. રસ્તા ઉપર પાંચ માણસ ભેગા થાય તો તુર્તજ તે ટોળામા જતા આવતા મનુષ્યો ઉભા રહી ભળતા જાય છે. અને એમ કરતા કરતા ટોળુ એટલું મોટું થઇ જાય છે કે આખરે પોલીસને આવી વીખેરી નાખવુ પડે છે. મોટા શહેરોમાં આવા દ્રશ્યો અનેકના અનુભવમાં આવ્યા હશે. એક જણ ટોળામા ભળ્યો એટલે તેની પાછવાડેનો બીજો પણ ભળે છે, અને તેમ કરતાં તેની સખ્યામા વધારો થતો જાય છે બાહ્ય વર્તન ઉપરાંત લાગણી સંબંધે પણ આવો અનુકરણ સજ્ઞાનો ચેપ ઘણીવાર અનુભવવામાં આવે છે. ચાલતી ટ્રેનમા એકજણ એમ કહે છે કે ટાડી ઘણી સખ્ત છે અને તે સાથે જરા ધ્રુજવા લાગે તો તમામને ટાઢનો આવેગ આવવા માંડે છે અને ઘણાખરા પોતાના ઓઢવાના વસ્ત્રો કાઢવા મંડી જાય છે એકજણે અમુક સુરમાં ગાવાનું શરૂ કર્યું કે તુર્તજ ઘણાખરા એ સુરના તાનને વશ બની પોતે ગાવા મંડી જાય છે. એકજણને દુષ્કાળ પ્લેગ કે લઢાઇની બીક લાગવા માંડી કે બધાને તેમ થવાનું શરૂ થાય છે એકજણ આનદ, ઉત્સાહ કે હાસ્યનો અનુભવ કરે તો આસપાસના મનુષ્યો પણ તેમા ભળવા માડે છે. આ પ્રભાવ આપણામાં રહેલી અનુકરણ સજ્ઞાનો છે વ્યાપાર ઉદ્યોગમાં, વ્યવહારિક વર્તનોમાં, સામાજીક રિતરિવાજોમા અને ધાર્મિક અનુષ્ઠાનોમાં પણ આ અનુકરણ સંજ્ઞાના જોરથી જનસમાજનો

વિગેરે લક્ષ્યમા લઇ તમારા આચરણનું સ્વરૂપ ઘડો, તમારા પોતાના સંબધે વિચારવાનું, ન્યાય આપવાનુ અને નિર્ણય કરવાનું તમે પોતેજ હાથમાં રાખો.

ઘોતનનું ત્રીજું સ્વરૂપ આપણા અ:તકરણમા ઘણા કાળ પૂર્વેથી ચાલ્યા આવતા વળગણોનુ (associations) છે. આપણા માંહેના ઘણા ખરાએ એમ માના લીધું હોય છે કે, અમુક પ્રકારના પોશાક સાથે અમુક પ્રકારના ગુણો હોવાનું માની લેવામા આવે છે. આવા પ્રકારના ઘોતનથી દુનિયામા અનેક પ્રવચના અને ઠગ-બાજીઓ નભી રહેલી જોવામાં આવે છે. આવા ઘોતનના પ્રચારનો લાભ લઇને ઘણા ધૂર્ત મનુષ્યો એવા પ્રકારના બાહ્ય આચરણો, પરિવેશો ધારણ કરે છે, અને ભોળા લોકો તે બનાવટી સુદાને સાચી વસ્તુ રૂપે માની લેવાની ભૂલ કરે છે, ઉપરના દેખાવને અને અભ્યતર કિંમતને કશો ધાતુગત સબધ નથી પણ ઘણા કાળથી અમુક બાહ્ય દેખાવ સાથે આપણે અમુક આંતરિક કિમતને કલ્પેલી હોવાથી તેના પ્રભાવથી આપણે છેતરાઇએ છીએ પદાર્થ અને પડછાયા વચ્ચેનો ભેદ પારખી શકતા નથી બાહ્ય રૂપક અથવા ચિહ્નને ખરી વસ્તુ માની તેવા રૂપે નીભાવીએ છીએ તે સાથે અમુક પ્રકારની ચેષ્ટાઓ, હાવભાવ, શબ્દો, સ્વગ વિગેરે સાથે અમુક પ્રકારની લાગણીઓને સબધ હોય છે વકતાઓ અને ઉપદેશકોમા જનમડળ ઉપર અસર ઉપજાવવાની શકિતનું ગુપ્ત રહસ્ય એમાં રહેલુ છે. શ્રોતૃવર્ગમાં જે લાગણી ઉપજાવવાની તેમની ઇચ્છા હોય છે તે લાગણી તેઓ કેવા પ્રકારની ચેષ્ટાઓથી, શબ્દોથી અને સ્વરભંગીથી ઉપજાવી શકશે તે તેઓ જાણતા હોય છે, અને ઘોતનને વશ બનેલા સમાજના અંતકરણ ઉપર તેઓ ધારેલી લાગણી ઉપજાવી શકે છે, આપણા મનોમય બંધારણ રૂપી

નિયમ સમજ્યા પછી તમે તમારી આસપાસ તમારા આત્મ-વિકાસને અનુકૂળ દ્યોતનોના નિમિત્તો રાખી શકશો, અને તે દ્વારા તમારામાં જે કાંઇ ઉત્તમોત્તમ વિશિષ્ટતા રહેલા છે તેને બહાર લાવી શકશો. હંમેશાં સ્મૃતિમાં રહેવું જોઇએ કે પ્રત્યેક નિયમ બે ધારવાળી તલવાર જેવો છે સારી અને માઠી બન્ને અસર તે ઉપજાવી શકે છે. પરંતુ નિયમના સ્વરૂપને સમજ્યા પછી તેની વિપરીત અસર સામે આપણે આપણું રક્ષણ કરી શકવા ઉપરાત, તેમાંથી લાભદાયક તત્ત્વનો આપણા સંબંધે ઉપયોગ કરી શકીએ છીએ.

દ્યોતનનો ચોથો પ્રકાર પુનરાવર્તનનો છે એક ને એક વાત પુનઃ પુનઃ સાંભળવાથી, જોવાથી કે અનુભવવાથી તેને ખરી માન્યા સિવાય ચાલતુજ નથી પુનરીકરણ થવાથી એ દ્યોતનમાં નવું બળ આવતુ જાય છે તમારા અથવા પારકા સંબંધે તમે એક જુઠી વાત ઘણા માણસોને હમેશ કહેતા રહેશો તો કેટલાક કાળે તે વાત જુઠી હોવાનું તમે પોતે પણ ભૂલી જશો અને તેને સાચા રૂપે માનવા લાગશો આપણું આંતર મન સસ્કારોને ગ્રહણ કરવા હમેશા તત્પર રહે છે અને એક વખત ને ગ્રહણ થયા પછી પુનઃ પુન તેના તે સસ્કારનું સિંચન થાય તો તે સસ્કાર ઘણો ગાઢ અને પ્રબળ બનતો જાય છે પોતપોતાના સપ્રદાયના સિદ્ધાંતોનુ સાચાપણું પ્રત્યેક સપ્રદાયના અનુયાયી વર્ગને સચોટપણે ભાસે છે, તેનું કારણ એજ હોય છે, કે તેમણે તે સિદ્ધાંતોનું પુનઃ પુન. એટલી બધી વાર શ્રવણ કર્યું હોય છે. જાહેરખબર ફેલાવનારાઓ આ દ્યોતનના સ્વરૂપને સારી રીતે સમજતા હોય છે તેથી તેઓ એકની એક હકીકત જુદા જુદા રૂપે હમેશ આપણી દ્રષ્ટિ તળે લાવે છે, અને હમેશના પરિચયથી એ જાહેરખબરની હકીકતનું ખરાપણું આપણા અંતઃકરણ

# જૈન દ્રષ્ટિએ મનોવિજ્ઞાન, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન.

## પ્રકરણ ૧ લું.

આ વિશ્વમાં ચોતરફ દૃશ્યમાન થતી જે અનંત પ્રકારની ભૌતિક અને પાર્થિક સંપત્તિઓ આત્માને પ્રાપ્ત થાય છે. તે આત્માએ ઉપાર્જેલા કર્મોના ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમજન્ય હોતી નથી. પરંતુ કર્મોના આગમનમાંથી એટલે ઓદયિક ભાવે ઉત્પન્ન થયેલી હોય છે માત્ર આત્માની જે સંપત્તિ સ્વભાવજન્ય, પ્રકૃતિ પ્રાપ્ત અથવા ધાતુગત હોય છે તેજ આત્માના કર્મોના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમના પરિણામ રૂપે ઉદ્દ્ભવવા યોગ્ય છે. શાસ્ત્રકારોએ વર્ણવેલા આત્માના સ્વભાવજનિત ગુણો અથવા લક્ષણોમાં જ્ઞાન એ મુખ્ય ગુણ છે. જૈન શાસ્ત્રો આ જ્ઞાનના પાંચ ભેદ પાડી તેની વિવેચના કરે છે. તેમાં ઇન્દ્રિયો અને મનની સહાયતાથી જે જ્ઞાન થાય છે તેને મતિજ્ઞાન કહેવામાં આવેલું છે અને તે મતિજ્ઞાનાવરણાદિ કર્મના ક્ષયોપશમથી પ્રગટે છે.

આપણા શાસ્ત્રીય ગ્રંથોમાં મતિજ્ઞાન સંબંધે જે વિવેક કરેલો જોવામાં આવે છે તે મુખ્યત્વે કરીને તેના ભેદો, ઉપભેદો અને વર્ગો પાડીને કરેલો છે આ ભેદો સાધારણ જનસમાજના માટે બહુ અર્થ સાધક હોય એમ અમે સ્વીકારતા નથી. કેમકે જ્યાંસુધી મુખ્ય શબ્દને અંગે જે ભાવનાઓ સંકળાએલી હોય છે તેનો સ્હેજ અંશ પણ તેમને અવગત થએલો હોતો નથી, ત્યાંસુધી માત્ર તેના ભેદો

ભેદોપભેદો કરતાં મન શું અને ઇન્દ્રિયો શું છે તેનુ સ્વરૂપ બતાવવાનો સવિશેષ પ્રયત્ન કરશું.

આકાશ પ્રદેશમાં જેવી રીતે ઇથર, (ether) વિજ્ઞાને સ્વીકારેલો જડ દ્રવ્યનો સૂક્ષ્મતમ અંશ–અવિભાજ્ય પરમાણું, વાયુ, પ્રાણ દ્રવ્ય વિગેરે સભરપણે વ્યાપક છે, તેવીજ રીતે મનો દ્રવ્ય પણ વ્યાપક છે આપણી આસપાસ જે પ્રાણ વાયુ ભરેલો છે તેમાંથી આપણે આપણી શકિત અનુસાર જોઇતા પ્રમાણમા લઇને વાપરીએ છીએ, તેવીજ રીતે આ મનોદ્રવ્યના ભરપુર મહાસાગરમાથી આપણી શકિત અને યોગ્યતાને અનુસાર લઇને તેનો ઉપયોગ કરીએ છીએ. આપણે ઉપયોગમા લીધેલું આ મનોદ્રવ્ય, આકાશમાં રહેલા સર્વવ્યાપી મનોદ્રવ્ય સાથે નિરતર સબધમા હોય છે, અને તેની સાથે અભેદ ભાવે રહેલુ હોય છે. આપણી સકર્મ અવસ્થામાં જો કે આપણને પૃથક મન પ્રાપ્ત થએલું હોય છે, પરંતુ સર્વવ્યાપી મનોદ્રવ્યથી તેનો ભેદ નહિ જેવો છે. જેમ આપણો શરીરગત વાયુ એ બહારના વાયુ દ્રવ્ય સાથે સબંધ વાળો છે, અને તેમ છતા પણ આપણા શરીરગત વાયુનું બધારણ પ્રથક્ ગણી શકાય, તેવીજ રીતે બહારના વિશ્વમાં વ્યાપેલા મનોદ્રવ્યની આપણા અંતર્ગત માનસ–બધારણ સાથે એકતા હોવા છતાં, આપણી વર્તમાન જીવ ભાવ વાળી અવસ્થામાં તે પ્રથક્ પણ ગણી શકાય તેમ છે–છતાં આત્માને તે મનોદ્રવ્ય ઔપાધિક ભાવે પ્રાપ્ત થયેલું છે. અને એ દ્રવ્ય, આત્માના વિકાસક્રમની ભૂમિકાના તારતમ્ય અનુસાર, આત્માને તેના માનસ વ્યાપારોમાં ન્યૂનાધિક સહાયભૂત થાય છે.

મનોદ્રવ્ય તેની મૂળ સ્થિતિમાં આપણને ભાસ્યમાન અથવા જ્ઞાન ગોચર થઇ શકે તેમ નથી. તેમ તેની કલ્પના પણ આપણા-

કાળે કરી શકેજ નહી કેમકે મનની પ્રવૃત્તિઓ ઉપર પ્રકાશ નાખનાર ઉપર મન સામો પ્રકાશ નાખી શકે નહિ. જેમ વિશ્વ પોતાના પ્રકાશથી સૂર્યને જોઇ શકે નહી કેમકે વિશ્વને પોતાનો પ્રકાશ જ નથી—જે પ્રકાશ છે તે માત્ર સૂર્યનો છે,—તેમ મન પોતાના પ્રકાશથી આત્માના સ્વરૂપને પ્રકાશી શકે નહી. કેમકે મનને પોતાનો સ્વય પ્રકાશ જ નથી. આપણે પોતે આપણા "હું" ને પુછીએ કે "તું કોણ છે" તો તેને ઉત્તર કાંઇજ મળશે નહી. માત્ર એટલુજ વધારામાં નીકળશે કે "હુ" "અસ્તિત્વમાન" છુ. એથી વિશેષ પૃચ્છા કરશો તો માત્ર મનના ધર્મોનું પરિસ્ફોટન થયા કરશે મનવડે આત્મા અથવા "હું" ના ધર્મોની પરીક્ષા થઇ શકે નહી. પરીક્ષા અથવા પૃચ્છા માટે કાંઇ વિષય (object) હોવો આવશ્યક છે અને જો આપણે આપણા "હું" ને એ વિષય (object) કરવા જઇએ તો પછી પરીક્ષા કરનાર, વિષય–જ્ઞાતા (subject) રૂપે કોને સ્થાપીશું ? કલ્પનાથી પણ આપણે આપણા "હું" અથવા આત્માને અનુભવી શકવા અસમર્થ છીએ. કલ્પનાથી આપણે આપણા શરીરને, આપણી માનસિક અવસ્થાઓને, વિચારોને, લાગણીઓને, સંસ્કારોને, ભાવનાઓને, અને તે ઉપરાંત મનના વિવિધ કાર્યોને જોઇ શકીએ, પરંતુ તે બધા ઉપરાંત જ્યારે આપણે પોતાને જોવા જઇએ, ત્યારે ખરી રીતે આપણે અપણુને પોતાને જોતા હોતા નથી પરંતુ આપણાપણાનો પરિવેશ ધારણ કરનાર કોઇ મનની સ્થિતિ વિશેષને જોતા હોઇએ છીએ આપણે આપણુને જોઇએ તે પહેલા આપણે આપણામાંથી બહાર કુદી પડી આપણા 'હું' ને વિષય (object) કરવો જોઇએ. પરંતુ તે તો બને તેમ નથી. આપણી વર્તમાન કાર્મિક અવસ્થામાં આપણે વિષય અને વિષયી, જ્ઞાતા અને જ્ઞેય ઉભય એક સાથે હોઇ શકીએ નહિ. જેમ એકજ પદાર્થ એટ

દ્રવ્ય નથી કે જેની સાથે મનોદ્રવ્યની ઉપમા અથવા તુલના કરી તેના સ્વરૂપનો ખ્યાલ આપી શકાય. મનના કાર્યને ઓળખવા માટે મને પોતે પ્રયત્ન કરવો જોઇએ. અને તેપણુ, ઉપર કહી ગયા તેમ મનોદ્રવ્ય તેની મૂળ અવસ્થામાં પ્રતીત થતું નથી પરંતુ તેની કાર્ય-મય અવસ્થામાં, વૃત્તિરૂપે, તરંગીત સ્થિતિમાં અનુભવ ગોચર થાય છે મન તો શું, પરતુ વિશ્વનું એક પણ દ્રવ્ય તેના મૂળ સ્વરૂપે, કારણુ રૂપે, કોઇ કાળે સમજી શકાતું નથી, પ્રત્યેક દ્રવ્ય કાર્ય રૂપે, કોઇ આકાર વિશેષ રૂપે, કોઇપણ અર્થસુચક આકૃતિ સ્વરૂપે, દૃસ્યમાન થાય છે મન અને આત્મામાં આ સંબંધે ભેદ એટલોજ છે કે, જ્યારે આત્મા મૂળ રૂપે કે કાર્ય રૂપે આત્માને પોતાને અથવા મનને પ્રતીત થતો નથી ( માત્ર "હું છું" એ રૂપે જ થાય છે ) ત્યારે મન તેની કાર્યમય અવસ્થામાં મનવડે જાણી શકાય છે. કોઇ પણ અવસ્થા વિશેષ રહિત મન એ માત્ર એક નિરાળી ભાવના ( abstraction ) શિવાય અન્ય કશુજ નથી. "વિશુધ્ધ, મૂળ સ્થિતિ વાળુ મનોદ્રવ્ય" એ વાક્યના ઉચ્ચાર સાથે એ વાક્યને અનુરૂપ કોઇ પણ ભાવના કે કલ્પના તમારા મનમાં કદી ઉદયમાન થઇ શકવાની નહીં. વિચાર, સંકલ્પ, સંવેદન, આવેગ, વૃત્તિ, વાસના વિગેરે મનોદ્રવ્યના પર્યાયો છે અને તેમ છતાં એ દ્રવ્યનુ અસ્તિત્વ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. કેમકે જ્યાં પર્યાય, વિકાર, કાર્ય આદિ હોય છે ત્યાં તેનું ઉપાદાન અવશ્ય હોવું ઘટે છે.

જૈન દર્શનકારોએ આ મનના કાર્યના અનેક ભેદોપભેદો દર્શાવેલા છે સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક અને અનુમાન એ પરોક્ષ જ્ઞાનના ભેદો હોઇ, અને ઇન્દ્રિયોની સહાયતાવાળા મનવડે માત્ર

પ્રકારના વ્યાપારમાં જે જે ક્રમમાંથી પસાર થાય તે તે ક્રમ અથવા અવસ્થાઓ તે " જ્ઞાન ગ્રહણનો ક્રમ " (stages of assimilation of ideas ) ગણી શકાય કે જેને શાસ્ત્રકાર મહારાજે ભેદો કહેલા છે

મન અને ઇન્દ્રિયોની સહાયતાથી એક વિશેષ મનો વ્યાપારને 'શ્રુતજ્ઞાન' ની સંજ્ઞા આપવામાં આવી છે આ શ્રુતજ્ઞાન એ માત્ર મતિજ્ઞાનવડે ગ્રહાએલા પદાર્થને અધિકપણે જાણવું તે છે. ઉભયમાં મન અને ઇન્દ્રિયો એકજ પ્રકારે પ્રવર્તે છે. માત્ર મતિજ્ઞાન એ સામાન્ય અને શ્રુતજ્ઞાન એ વિશેષ રૂપે છે, એટલોજ તફાવત છે. મતિજ્ઞાનનો પ્રદેશ અમુક ભાવનાનો સંબોધ અથવા ધારણા થાતા પર્યંત છે અને તે પછીના મનો વ્યાપારો એ શ્રુતજ્ઞાનના પ્રવૃત્તિ પ્રદેશ તરીકે જૈન શાસ્ત્રકારોએ સ્વીકારેલા છે. દષ્ટાંતથી એ વાતને જણાવીયે. આહાર આહાર ગ્રહણની ક્રિયામાં, અન્નગ્રાસને હાથમાં ગ્રહી, મુખમા લઇ, ગળે ઉતારી તેને હોજરીમા ઉતારવા સુધીના બનાવો આવી જાય છે. હવે તેમા સામાન્ય વિશેષના ભેદો પાડીએ તો હાથમાં અન્નનો ગ્રાસ લઇ મુખમાં તે લેતા સુધીને સામાન્ય આહાર ગ્રહણ, અને મુખમાંથી તે હોજરીમાં જતા સુધીના વ્યાપારોને વિશેષ આહાર ગ્રહણ કહીએ તો ચાલે પરંતુ એ ઉભય, સામાન્ય વિશેષોમાં ભેદ તે માત્ર કાલ્પનિકજ છે અખીલ ક્રિયા એ માત્ર એક સીધી લીંટી જેવી, એક આખા બનાવ જેવી છે તેજ પ્રમાણે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ પણ એક સીધી લીંટી જેવા છે, માત્ર તેમાં સામાન્ય વિશેષનો તફાવત છે. અને તે ભેદ પણ ઉપરના આહાર ગ્રહણના ભેદો જેવો માત્ર ભાવના રૂપેજ છે, જ્યાં મતિ જ્ઞાનનો અભાવ છે ત્યાં શ્રુતજ્ઞાનનો પણ અભાવ હોય છે.

અને યુક્તિ રહિત પ્રાણ-ગ્રહણ પદ્ધતિમાં ઘણો મહાન તફાવત છે. તેમ આપણા અને મહા પુરૂષોમાં મનોદ્રવ્યના ગ્રહણ અને ઉપયોગ પરત્વે પણ તેટલોજ તફાવત છે. જેમ પ્રાણ સંચય એ એક મહાન વિદ્યા છે તેમ મનોદ્રવ્યમાંથી પણ આપણે જોઇતું તત્વ આકર્ષી લેવું એ પણ એક મહાન વિદ્યા છે આ વિદ્યાને આપણે "સંયમ" શબ્દથી સંબોધીએ છીએ. પરંતુ આ કાળમાં જેમ અનેક જીવંત અને અર્થપૂર્ણ શબ્દોમાંથી ચૈતન્ય ઉડી ગયું છે તેમ ' શંયમ " શબ્દ પણ અર્થ શુન્ય અને અને અમુક પ્રકારની વિધિઓનો હાલમા વાચક થઇ પડયો છે. પરંતુ એ સંબંધી ખેદ કરવાનું આ યોગ્ય સ્થાન નથી

કેટલાક મનુષ્યો આપણા ભેજામાં રહેલા જ્ઞાન તતુના સફેદ દ્રવ્યને મનોદ્રવ્ય માનવાની ભૂલ કરે છે વસ્તુતઃ એ દ્રવ્ય મન નથી. પરંતુ મનના કાર્ય સાથે ઘણો નિકટ સંબધ રાખનાર તેના પ્રત્યેક સ્ફુરણ સાથે સહાનુભૂતિ રાખનાર અને તેની પ્રત્યેક ચેષ્ટા સાથે અનુકપા ધરાવનાર એક જડ દ્રવ્યનો તે સમૂહ છે અને એક પ્રકારે મનનુ ભૌતિક અવલંબન છે.

---

# મતિજ્ઞાન--પાંચ ઇન્દ્રિયોનું સ્વરૂપ.

## પ્રકરણ ૨ જુ.

સંસાર-પરિભ્રમણ શીલઆત્મા જ્યાં સુધી પરમાત્મ અવસ્થાને ન પ્રાપ્ત કરે ત્યાં સુધી તેનો ક્રમિક વિકાસ જડ પદર્થોના સાધનો દ્વારા થવા નિર્માયો છે, અત્યારે આત્મા જડ પદાર્થોના ગર્ભમાં

દ્વારોના માર્ગમાં જેટલે અંશે કચરો, અશુધ્ધિ કે અંતરાયો હશે તેટલે અંશે તે દ્વારા પ્રાપ્ત થતા સંસ્કારો મળયુક્ત, અશુધ્ધ અને ભાગ્યા તુટયા સ્વરૂપમાં આવે છે. આપણું સંસાર-જીવનની ઉતમતા અથવા અધમતા ઇન્દ્રિયોની ઉત્તમતા અથવા કનિષ્ટતા ઉપર અવલંબીને રહેલી છે તેની બાહ્ય પ્રકૃતિનાં સ્વરૂપ ઉપરજ તેનું સર્વસ્વ નિર્ભર છે.

ઇન્દ્રિયો વિનાનું એકલું મન ગમે તેટલું ઉત્તમ કોટિનું હોય તોપણ તે આત્માને કશા ઉપયોગનું નથી. પાંચે ઇન્દ્રિયોદ્વારા ઉપલબ્ધ થતા સર્વ સંસ્કારોને આપણે આપણા જીવનમાંથી બાદ કરી આપણા સ્વરૂપને કલ્પીએ, તો તે સ્થિતિ એક નિદ્રા જેવી જણાય છે. જેમ જમીનમાં પડેલું, પરતુ ઉગવાની યોગ્યતા વિનાનુ બીજક નિષ્ફળ છે તેમ ઇન્દ્રિયોની સહાય વિનાનુ એકલું મન પણ નિષ્ફળ છે, એકલું મન ચોતરફથી મજબુત પથ્થરોથી ચણી લીધેલ ઓરડા જેવું છે. તેમા કાંઇ પણ પ્રકાશ જઇ શકતો નથી

ઇન્દ્રિયોદ્વારા મનમા આવતા સંસ્કારોને મન પોતાની ઉચ્ચતા અને વિકસિતપણાની કળાના પ્રમાણમા ગોઠવી શકે છે એકજ પ્રકારના ઇન્દ્રિયપ્રાપ્ત સંસ્કારોને જુદી જુદી યોગ્યતાવાળા મનો જુદા જુદા પ્રકારે ગોઠવી જુદા જુદા પ્રકારનો ભાવ અનુભવે છે એકજ વૃક્ષને અવલોકીને એક વનસ્પતિવેત્તા તેના વનસ્પતિ-વિભાગની કોટિનો નિર્ણય કરે છે, એક વૈદ્ય તેનાવડે શરીરમાં પ્રગટવા યોગ્ય શુભાશુભ અસરો નક્કી કરે છે, એક સુતાર તેના કાષ્ટની ગૃહ-નિર્માણ માટેની યોગ્યતાના વિચાર બાંધે છે, ચૈતન્ય વિજ્ઞાનશાસ્ત્રી તેનાં પત્ર, પુષ્પ, ફળ, ફુલ વિગેરેના સૂક્ષ્મ વિભાગોનું અવલોકન કરી તેની સજીવતા સિદ્ધ કરે છે, એક કવિ કળાભિજ્ઞ, કે કુદરત-

ઇન્દ્રિયોની સંખ્યા અને ગૃહણશક્તિના પ્રમાણમાં આપણે બાહ્ય વિશ્વમાંથી સંસ્કારો મેળવી સકીએ છીએ. બહારના જગતનું સ્વરૂપ આપણે આપણી ઇન્દ્રિયો દ્વારા નક્કી કરીએ છીએ. વસ્તુતઃ આ વિશ્વ કેવું હશે તે હું કે તમે કોઇ જાણુતા નથી, કેમકે ઇન્દ્રિઓ જે સંસ્કારો ગૃહણ કરી મનને આપે, અને મન જે પ્રમાણે તેનો ઘાટ ઘડી નક્કી કરે તે સ્વરૂપે આપણે વિશ્વ અને તેના પદાર્થોને માનીએ છીએ ધારો કે આપણુને સર્વેને એકજ ઇન્દ્રિય છે, તેમ હોય તો આ જગત આપણે માટે અત્યારે છે તેના કરતા પાંચમા ભાગના રહસ્યવાળું રહેવાનુ કેમકે બાકીની ચાર ઇન્દ્રિયોવડે ભાનમાં આવતો વિશ્વનો હિસ્સો આપણે માટે નહીં હોવા તુલ્ય બની ગયેલો હોય છે તે પછી એક ઇન્દ્રિય વધીને બે ઇન્દ્રિય થાય તો વિશ્વ પ્રથમ કરતાં બેવડા રહસ્ય કે મર્મયુકત થાય છે; કેમકે આપણું જ્ઞાન તેટલે દરજ્જે વધ્યુ. તેજ પ્રમાણે ઇન્દ્રિયોની સંખ્યા વધતી જાય તેમ તેમ વિશ્વમાં સ્વરૂપનો પ્રકાર પણ વધતો જવાનો અને તે અધિક અધિક રહસ્યપૂર્ણ બનતુ જવાનુ; કેમકે આપણું મન વધતી જતી ઇન્દ્રિયો સાથે વધતું વધતું વિશ્વનું રહસ્ય જોઇ શકે છે, વસ્તુત· વિશ્વમાં કશી વધઘટ થતી નથી. જે કાંઇ ન્યૌન્યાંધિકય થાય છે તે માત્ર આપણી સસ્કારગ્રહણની શકિત અને દ્વારોનું છે.

તેજ પ્રમાણે એક પશુ બાળક, સામાન્ક મતિવાળો મનુષ્ય અને વિદ્વાન, એ સર્વેને એક સરખી પાંચ ઇન્દ્રિયો હોવા છતાં બધાનું વિશ્વ એક સરખું હોતું નથી. પશુની સ્વાદેન્દ્રિય ઘણી સ્થૂળ, સ્વાદોની સૂક્ષ્મતાના ભેદોથી અજ્ઞાત, અને જાડ્યતાવાળી હોય છે પશુ કરતા મનુષ્યોની ઇન્દ્રયો ભેદોને પારખવાની

ઇન્દ્રિયોની સંખ્યા અને ગૃહણશકિતના પ્રમાણમાં આપણે બાહ્ય વિશ્વમાંથી સંસ્કારો મેળવી સકીએ છીએ. બહારના જગતનું સ્વરૂપ આપણે આપણી ઇન્દ્રિયો દ્વારા નક્કી કરીએ છીએ. વસ્તુતઃ આ વિશ્વ કેવું હશે તે હું કે તમે કોઇ જાણુતા નથી; કેમકે ઇન્દ્રિઓ જે સંસ્કારો ગૃહણ કરી મનને આપે, અને મન જે પ્રમાણે તેનો ઘાટ ઘડી નક્કી કરે તે સ્વરૂપે આપણે વિશ્વ અને તેના પદાર્થોને માનીએ છીએ ધારો કે આપણને સર્વેને એકજ ઇન્દ્રિય છે, તેમ હોય તો આ જગત આપણે માટે અત્યારે છે તેના કરતાં પાંચમા ભાગના રહસ્યવાળું રહેવાનુ કેમકે બાકીની ચાર ઇન્દ્રિયોવડે ભાનમાં આવતો વિશ્વનો હિસ્સો આપણે માટે નહીં હોવા તુલ્ય બની ગયેલો હોય છે. તે પછી એક ઇન્દ્રિય વધીને બે ઇન્દ્રિય થાય તો વિશ્વ પ્રથમ કરતાં બેવડા રહસ્ય કે મર્મયુકત થાય છે, કેમકે આપણું જ્ઞાન તેટલે દરજ્જે વધ્યું. તેજ પ્રમાણે ઇન્દ્રિયોની સંખ્યા વધતી જાય તેમ તેમ વિશ્વમાં સ્વરૂપનો પ્રકાર પણ વધતો જવાનો અને તે અધિક અધિક રહસ્યપૂર્ણ બનતું જવાનુ; કેમકે આપણું મન વધતી જતી ઇન્દ્રિયો સાથે વધતું વધતું વિશ્વનું રહસ્ય જોઇ શકે છે, વસ્તુત વિશ્વમા કશી વધઘટ થતી નથી. જે કાંઇ ન્યૌન્યાંધિકય થાય છે તે માત્ર આપણી સસ્કારગ્રહણની શકિત અને દ્વારોનું છે.

તેજ પ્રમાણે એક પશુ બાળક, સામાન્ક મતિવાળો મનુષ્ય અને વિદ્વાન, એ સર્વેને એક સરખી પાંચ ઇન્દ્રિયો હોવા છતાં બધાનું વિશ્વ એક સરખું હોતું નથી. પશુની સ્વાદેન્દ્રિય ઘણી સ્થૂળ, સ્વાદોની સૂક્ષ્મતાના ભેદોથી અજ્ઞાત, અને જાડ્યતાવાળી હોય છે. પશુ કરતાં મનુષ્યોની ઇન્દ્રયો ભેદોને પારખવાની

વિશ્વ ફીટીને તે સ્થાને એક જુદાજ પ્રકારનું, વિસ્મયકારક, વિશાળતર વિશ્વ પ્રેગટી આવે. ”

આધ્યાત્મવિદ્યાના મહાનુભાવ પુરૂષો એમ જણાવે છે કે, એકજ આકાશના ખંડમાં પ્રકૃતિતત્વના ભિન્ન ભિન્ન આંદોલનોવાળીને અનેક પ્રકારની સૃષ્ટિઓ પોતાનું નિરાળું નિરાળું અસ્તિત્વ ભોગવી રહી હોયછે અને તે આંદોલનોવડે ઉપસ્થિતિ થતી પ્રકૃતિ તત્વની ભિન્નતાને લઈને એક પ્રકારની સૃષ્ટિ અન્ય પ્રકારની સૃષ્ટિને અવકાશ આપવા સંબંધી કાંઇ પણ પ્રતિબંધ કરી શકતી નથી. આ જુદી જુદી સૃષ્ટિમાં વસતા આત્માઓનુ ઇન્દ્રિયવિષયક બંધારણ એવા પ્રકારનું હોય છે કે, તે તે આત્માઓ પોતાનીજ સૃષ્ટિનો અનુભવ કરી શકે અને પોતાની સૃષ્ટિ સિવાય અન્ય સષ્ટિનાં અસ્તિત્વની પણ તેમને કાંઇ ખબર ન હોય. આ દેહમાં છતાં પણ ઘણા યોગીજનો પોતાની સ્થૂળ અને આપણી આ સૃષ્ટિ સાથે સંબંધ ધરાવતી ઇન્દ્રિયોનાં કાર્યને ઉપશમાવીને કોઇ ઉચ્ચતર સૃષ્ટિના જીવનનો અનુભવ કરી શકે છે, વસ્તુતઃ આ ઉચ્ચતર સૃષ્ટિ એ આપણાં શાસ્ત્રોમાં કથેલી દેવલોકાદિ સૃષ્ટિઓ છે આપણે અત્યારની સ્થિતિમાં એ સૃષ્ટિનો કાંઇ અનુભવ કરી શકતા નથી તેનું કારણ ફકત એજ છે કે, આપણી વર્તમાન ઇન્દ્રિયો આ સૃષ્ટિ સાથેજ સંબંધ ધરાવનારી છે અને ઉચ્ચતર સૃષ્ટિના આંદોલનો સાથે સંવાદ અથવા એકરાગતામાં આવી શકે તેમ કેળવાએલી હોતી નથી.

આકાશના એકજ પ્રદેશમાં આવી ભિન્ન ભિન્ન સૃષ્ટિઓનાં અ-સ્તિત્વ સંબંધી હવે આગળ વધેલા વૈજ્ઞાનિકોનાં હૃદયમાં પણ આ-ભાસ થવા લાગ્યો છે અને જે અનુભવ આપણા પ્રાચીન મહાપુરૂષોને સેંકડો વરસો પહેલા થયો હતો તે અનુભવની સ્હેજ ઝાંખી તેમને

નહી હોય ? નહિ, નહિ. વસ્તુસ્થિતિ એવી ઉલટીજ હોવી સંભવે છે અમને તો એમ ભાસેછે કે, વસ્તુતઃ ચોક્કસપણે એમ ઉલટીજ છે.''

આપણી વર્તમાન ઇન્દ્રિયોની મર્યાદિત સ્થિતિનો ખ્યાલ કરાવી હવે ઇન્દ્રિયોના કાર્યનાં વિવેચનમા ઉતરીશું.

ઇન્દ્રિયોનુ શું કાર્ય છે એ સંબંધે સુવિખ્યાત મનોવિદ્યાભિજ્ઞ પ્રોફેસર બેન કહે છે કે–" A sensation is the mental impression, feeling or conscious state, resulting from the action of external things on some part of the body " અર્થાત–શરીરના કોઇ પણ ભાગ ઉપર બાહ્યારના પદાર્થોની ક્રિયાથી ઉદ્‌ભવતી મનોમય અસર, લાગણી અ-થવા ભાનવાળી અવસ્થા એનું નામ ઇન્દ્રિયસંવેદન છે. પ્રત્યેક ઇન્દ્રિય મંડળની રચના એવા પ્રકારની હોય છે કે, અમુક જ પ્રકારના બાહ્ય વસ્તુના સંનિકર્ષથી અમુક પ્રકારના આંદોલનો તેમા પ્રગટે છે અને તે આંદોલનો મન આગળ રજુ થતાં મન તેમાંથી અમુક પ્રકારનો અર્થ ઉપજાવે છે. દરેક ઇન્દ્રિય પોતાના વિષયો લગતાજ પદાર્થોનું ગ્રહણ કરે છે ચક્ષુ માત્ર પ્રકાશના તરંગોનું ગ્રહણ કરે છે, અને તેવડે ઉપજતા જ્ઞાનતંતુગત સ્પંદન મન આગળ પહોંચાડી દે છે. તેજ પ્રમાણે કર્ણેન્દ્રિય સ્વરના તરંગોનુ ગ્રહણ કરે છે; પરંતુ સ્વરતરંગો ગ્રહવાનું કાર્ય ચક્ષુ અને પ્રકાશના તરંગો ગ્રહણ કરવાનું કાર્ય કર્ણપ્રદેશ કદી જ કરતો નથી. આવા પ્રકારની આપણી વર્તમાન ક્ષયોપશમજન્ય અવસ્થા છે. અર્થાત્ પ્રત્યેક ઇન્દ્રિય પોતાને નિયત થયેલા સંવેદનોજ નોંધે છે. પોતાના નિયત પ્રદેશથી બહારના સંવેદનોને તે પોતાનાં રજી-સ્ટર ઉપર ચઢાવતી નથી. પાંચે ઇન્દ્રિયો અને જ્ઞાનતંતુઓનો

કપડાંની સફાઇ અથવા ખડબચડાપણાનો ખ્યાલ હાથનાં આંગળાંથી આવે છે તેટલો તે કપડું શરીરના બીજા ભાગ ઉપર લગાડવાથી નથી આવતો. ટાઢીની અસર આંખને નહીં જેવીજ થાય છે; ત્યારે ઝીણા રજકણનો સ્પર્શ, જેની અસર શરીરના બીજા ભાગને મુદ્દલ થતી નથી. તે આંખ ઉપર સખ્ત અસર પ્રગટાવી શકે છે

પશુઓ અને મનુષ્યોની સ્પર્શેન્દ્રિયની શક્તિ ઉપલક નજરથી એક સરખી ભાસે છે; પરતુ વસ્તુત. તેમ નથી. મનુષ્ય અને પશુને જે ખાસ ભેદ છે તે મનના વિકાસને બાદ કરતાં સ્પર્શેન્દ્રિયની શક્તિનોજ બહુધા છે. સ્પર્શેન્દ્રિય સિવાયની બીજી ચક્ષુ, ઘ્રાણ, કર્ણ, રસનાની ઇન્દ્રિયો પશુઓને મનુષ્યના જેવાજ બલ્કે વધારે જોરદાર અને તીક્ષ્ણ હોય છે, પરતુ સ્પર્શેન્દ્રિયની બાબતમાં પશુ કરતાં મનુષ્ય ઘણો આગળ વધેલો છે. હાથ અને આગળાથી મનુષ્ય જે સવેદન અનુભવી શકે છે તે પશુને મુદ્દલ હોતું નથી. Anaxagoras નામનો વિદ્વાન તો એટલે સુધી કહે છે કે If animals had hands and fingers, they should be like men અર્થાત્ જો પશુને હાથ અને આંગળા હત તો તેઓ મનુષ્યના જેવાજ ગણાત

વજન પારખવું એ પણ સ્પર્શેન્દ્રિયનું કામ છે એ બહુ થોડા મનુષ્યો જાણે છે. પદાર્થોનાં વજન નક્કી કરવામા કેટલાક માણસોની આંગળીઓ એવી આબાદ હોય છે કે, તેમના અનુમાનમા એક રતી પણ ફેર પડતો નથી; ત્યારે કેટલાક બીન અનુભવીને, વજન હાથ ઉટાકયા પછી પણ, દશ શેર હશે કે અધમણ તે પણ સમજાતુ હોતું નથી. આ ખામી સ્પર્શેન્દ્રિયની શક્તિની છે. તે ઉપરાંત ગરમી અને ઠંડીનું માપ કાઢવામા પણ આ શક્તિનો ઉપયોગ

કપડાંની સફાઇ અથવા ખડબચડાપણાનો ખ્યાલ હાથનાં આંગળાંથી આવે છે તેટલો તે કપડું શરીરના બીજા ભાગ ઉપર લગાડવાથી નથી આવતો. ઠંડીની અસર આંખને નહીં જેવીજ થાય છે, ત્યારે ઝીણા રજકણનો સ્પર્શ, જેની અસર શરીરના બીજા ભાગને મુદ્દલ થતી નથી. તે આંખ ઉપર સખ્ત અસર પ્રગટાવી શકે છે

પશુઓ અને મનુષ્યોની સ્પર્શેન્દ્રિયની શકિત ઉપલક નજરથી એક સરખી ભાસે છે; પરતુ વસ્તુત. તેમ નથી મનુષ્ય અને પશુને જે ખાપ ભેદ છે તે મનના વિકાસને બાદ કરતાં સ્પર્શેન્દ્રિયની શકિતનોજ બહુધા છે. સ્પર્શેન્દ્રિય સિવાયની બીજી ચક્ષુ, ઘ્રાણ, કર્ણ, રસનાની ઇન્દ્રિયો પશુઓને મનુષ્યના જેવાજ બલ્કે વધારે જોરદાર અને તીક્ષ્ણ હોય છે, પરતુ સ્પર્શેન્દ્રિયની બાબતમાં પશુ કરતાં મનુષ્ય ઘણો આગળ વધેલો છે. હાથ અને આગળાંથી મનુષ્ય જે સવેદન અનુભવી શકે છે તે પશુને મુદ્દલ હોતું નથી. Anaxagoras નામનો વિદ્વાન તો એટલે સુધી કહે છે કે If animals had hands and fingers, they should be like men. અર્થાત્ જો પશુને હાથ અને આંગળાં હત તો તેઓ મનુષ્યના જેવાજ ગણાત

વજન પારખવું એ પણ સ્પર્શેન્દ્રિયનું કામ છે એ બહુ થોડા મનુષ્યો જાણે છે. પદાર્થોના વજન નક્કી કરવામાં કેટલાક માણસોની આંગળીઓ એવી આબાદ હોય છે કે, તેમના અનુમાનમા એક રતી પણ ફેર પડતો નથી; ત્યારે કેટલાક બીન અનુભવીને, વજન હાથ ઉટાકયા પછી પણ, દશ શેર હશે કે અધમણ તે પણ સમજાતું હોતું નથી. આ ખામી સ્પર્શેન્દ્રિયની શકિતની છે. તે ઉપરાત ગરમી અને ઠંડીનું માપ કાઢવામાં પણ આ શકિતનો ઉપયોગ

રખદારો આંગળાંથી આંકી તેની કિંમત નક્કી કરે છે.અને જે શાલ આ-પણે પચીશ રૂપીઆની માનતા હોઇએ છીએ તે હુશીઆર ધ ધાદારીઓ પોતાની આંગળીના સ્પર્શથી હજારો રૂપીઆની હોવાનું ચોક્કસ કહી શકે છે ઉન, રેશમ અને કપાસના વડ પાડનારાઓની બાહોશી પણ આ સ્પર્શેન્દ્રિયની શકિત ઉપર અવલંબીને રહેલી હોય છે. કેટલાક અતિ ઉત્કટ સ્પર્શશકિતવાળા મનુષ્યો આંખથી જોયા વિના હાથ ફેરવીને તે ચીજનો રંગ પણ કહી શકે છે; કેમકે દરેક રંગને પણ અમુક પ્રકારનો સ્પર્શ હોય છે.

સ્વાદેન્દ્રિય સ્પર્શેન્દ્રિયનો એક અતિ વિકાસ છે. ઘણા નામાંકિત વિદ્વાનો સ્વાદેન્દ્રિયને જુદી ઇન્દ્રિય તરીકે સ્વીકારતા નથી. કેમકે ઉભયનું કાર્ય એક સરખું છે કાંઇ તફાવત હોય તો તે માત્ર સામાન્ય વિશેષનો છે. શરીરના બીજા ભાગો જયારે શીત, ઉષ્ણ, કર્કશ મુલાયમ વીગેરે ભાવો અનુભવી શકે છે, ત્યારે જીવ્હા તે ઉપરાંત, સ્વાદનો અનુભવ કરી શકે છે. આ ભેદ એ માત્ર પ્રમા-ણનો ભેદ છે પ્રકારનો ભેદ નથી એમ તેઓ માને છે. રસનાપ્રદેશ ઉપર સ્પર્શેન્દ્રિયનો સવિશેષ વિકાસ છે, એથી અધિક કશુંજ ખરી રીતે નથી એમ કહે છે, નાક, કાન, અને આંખના માટે જે ખાસ સંચા કુદરતે તે તે સ્થાનમાં ગોઠવ્યાછે તેવા જીભના પ્રદેશમાં ગોઠવ્યા નથી. જીભ જે જ્ઞાનતંતુથી પોતાનો સંદેશો મનને પહોંચાડે છે તે જ્ઞાનતંતુઓ, આખા શરીરની ચામડી ઉપર પથરાએલા જ્ઞાનતંતુઓ કરતાં જુદી જાતના નથી. માત્ર જીભના પ્રદેશ ઉપરના જ્ઞાનતંતુઓ સવિશેષ યોગ્યતાવાળા છે જીભને સ્વાદનું ભાન થાય તે માટે કુ-દરતે તે સ્થાનની આસપાસ અમુક પ્રકારના રાસાયણિક દ્રવ પદાર્થો ગોઠવી રાખ્યા છે આ રસ જો જીભને સહાય ન કરે તો સ્વાદ મુદ્દલ લાગતો નથી. મંદવાડમાં દરીદીને, જીભ તેની તે છતાં, પદાર્થોમાં

પ્રબળ વિકાસની ઘણી આવશ્યકતા હોય છે આપણામા પણ એવા અનેક ધંધા છે કે, જેમાં આ ઇન્દ્રિયની સૂક્ષ્મતાની ઘણી જરૂર હોય છે તમાકુ, અત્તર, આસવં, ગધીયાણું, વિગેરેના વેપારમાં માલની પારખનો આધાર આ ઇન્દ્રિયની સૂક્ષ્મતા ઉપર છે. તેમના ધંધાની ફતેહ પણ તેના ઉપર નિર્ભર હોયછે ઘણા આંધળા માણસો માત્ર ગંધ ઉપરથી અમુક માણસ ફલાણો છે એમ ચોકકસ રીતે કહી શકે છે

કર્ણેન્દ્રિય ઉપરની ત્રણે ઇન્દ્રિયો કરતાં ઘણી જટીલ અને સૂક્ષ્મ સચાકામ વાળી છે ઉપરની ત્રણ ઇન્દ્રિયો અને પદાર્થોનો સાક્ષાત સંબંધ થયા પછી જ પોતાના વિષયનું ભાન કરી શકે છે; ત્યારે કર્ણેન્દ્રિયની રચના એવી છે કે, તેનો વિષય બનનાર વ્યતિકર ઘણે દૂર હોય છતાં હવામા પ્રગટતા આંદોલનો રૂપે કર્ણના ગોલક ઉપર તે અથડાય છે, અને તે માહેનું અદ્ભૂત કૌશલ્યપૂર્ણ યંત્ર તે આંદોલનોને ગૃહીને મન આગળ મોકલી આપે છે. આત્માએ બહારની સૃષ્ટિનો હેવાલ મેળવવા માટે ખરેખર, આ કાનનો એક અતિ વિસ્મયકર સચો બનાવ્યો છે

વિજ્ઞાને એમ અનુમાન બાંધ્યુ છે કે, આ ઇન્દ્રિય એક સેકન્ડમાં ઓછામા ઓછા ૨૦ થી ૩૦ આંદોલનો ગૃહણ કરી શકે છે, અને વધારેમા વધારે એક સેકન્ડમાં ૩૮૦૦૦ આંદોલનો ઝીલી શકે છે ધીમાં સ્વર કે અવાજના આંદોલનો મંદ વેગવાળા હોય છે અને મોટા અવાજના આંદોલનો ત્વરિત ગતિવાળા હોય છે ઘણા પશુઓ—ખાસ કરીને ઘોડા—ઘણે દૂરથી શબ્દો સાભળી શકે છે. કેમકે જીવન-સંરક્ષણ માટે આ શક્તિનો વિકાસ તેમને જરૂરનો હોય છે. જંગલી શીકારી મનુષ્યો ઘણે દૂરના પશુઓનો પગરવ કળી શકે છે. ગવૈયામાં આ શકિતની ઝીણવટ ઘણી

પ્રબળ વિકાસની ઘણી આવશ્યકતા હોય છે આપણામાં પણ એવા અનેક ધંધા છે કે, જેમાં આ ઇન્દ્રિયની સૂક્ષ્મતાની ઘણી જરૂર હોય છે તમાકુ, અત્તર, આસવ, ગધીયાણું, વિગેરેના વેપારમાં માલની પારખનો આધાર આ ઇન્દ્રિયની સૂક્ષ્મતા ઉપર છે. તેમના ધંધાની ફતેહ પણ તેના ઉપર નિર્ભર હોયછે ઘણા આંધળા માણસો માત્ર ગંધ ઉપરથી અમુક માણસ ફલાણો છે એમ ચોકકસ રીતે કહી શકે છે

કર્ણેન્દ્રિય ઉપરની ત્રણે ઇન્દ્રિયો કરતાં ઘણી જટીલ અને સૂક્ષ્મ રચાકામ વાળી છે ઉપરની ત્રણ ઇન્દ્રિયો અને પદાર્થોનો સાક્ષાત સંબંધ થયા પછી જ પોતાના વિષયનું ભાન કરી શકે છે; ત્યારે કર્ણેન્દ્રિયની રચના એવી છે કે, તેનો વિષય બનનાર વ્યતિકર ઘણે દૂર હોય છતાં હવામા પ્રગટતા આંદોલનો રૂપે કર્ણના ગોલક ઉપર તે અથડાય છે, અને તે માહેનું અદભૂત કૌશલ્યપૂર્ણ યંત્ર તે આંદોલનોને ગૃહીને મન આગળ મોકલી આપે છે. આત્માએ બહારની સૃષ્ટિનો હેવાલ મેળવવા માટે ખરેખર, આ કાનનો એક અતિ વિસ્મયકર સચો બનાવ્યો છે

વિજ્ઞાને એમ અનુમાન બાંધ્યુ છે કે, આ ઇન્દ્રિય એક સેકન્ડમાં ઓછામાં ઓછા ૨૦ થી ૩૦ આંદોલનો ગ્રહણ કરી શકે છે, અને વધારેમાં વધારે એક સેકન્ડમાં ૩૮૦૦૦ આંદોલનો ઝીલી શકે છે. ધીમાં સ્વર કે અવાજના આંદોલનો મંદ વેગવાળા હોય છે અને મોટા અવાજના આંદોલનો ત્વરિત ગતિવાળા હોય છે ઘણા પશુઓ–ખાસ કરીને ઘોડા–ઘણે દૂરથી શબ્દો સાંભળી શકે છે. કેમકે જીવન-સંરક્ષણ માટે આ શક્તિનો વિકાસ તેમને જરૂરનો હોય છે. જંગલી શીકારી મનુષ્યો ઘણે દૂરના પશુઓનો પગરવ કળી શકે છે. ગવૈયામાં આ શકિતની ઝીણવટ ઘણી

ષતું એક પ્રતિબિંબ જોઇએ છીએ. ઘણાજ થોડા મનુષ્યોને એ ખ્યાલ હોય છે કે, આપણું જીવન કેવળ આંતરિક છે; કેમકે તમે જે કાંઇ જુઓ છો, સાંભળો છો, ચાખો છો, સુંઘો છો અને સ્પર્શો છો તે મનના જ ચિત્રો છે, અને તે ચિત્રો ઇન્દ્રિયોમાં રહેલા ખાસ પ્રકારના જ્ઞાનતંતુઓમાં ઉપસ્થિત થતાં ક્ષોભથી ઉત્પન્ન થયેલાં હોય છે.

મનુષ્યની ચક્ષુ પ્રકાશના અમુક જ કળા ( degree ) ના આંદોલનો ગૃહવા માટે લાયક હોય છે. વિજ્ઞાનનું એમ માનવું છે કે, મંદમાં મંદ પ્રકાશના આંદોલનો એક સેકન્ડમાં પીસતાળીસના આંકડા ઉપર તેર મીંડા ચઢે એટલી સંખ્યામાં હોય છે, અને જ્વલંતમાં જ્વલંત પ્રકાશના આંદોલનો એક સેકન્ડમાં પંચોતેર ઉપર તેર મીંડા ચઢે એટલી સંખ્યામાં હોય છે. ઉપરની સંખ્યાથી ઓછા અથવા વધારે આંદોલનોવાળો પ્રકાશ મનુષ્યના ચક્ષુની મર્યાદામાં આવતો નથી. જોકે અમુક પ્રકારના યંત્રોવડે તે પ્રકાશની ગતિ અને સ્વરૂપ નક્કી કરી શકાય છે. ઉપરની સંખ્યાથી વધારે અથવા ઓછા આંદોલનો વાળો પ્રકાશ, બન્ને એક સરખી રીતે આપણને અંધીકાર રૂપે ભાસે છે; કેમકે તે સંખ્યાથી ઓછા આંદોલનોવાળો મંદ પ્રકાશ આપણી ચક્ષુ ઉપર કાંઇજ અસર ઉપજાવતો નથી અને તે કરતાં વધારે આંદોલનોવાળો પ્રકાશ ઝીલવા માટે આપણી ચક્ષુ નાલાયક હોય છે.

જુદા જુદા ભાસતા રંગોનું સ્વરૂપ પણ તે તે પદાર્થોના આંદોલનની ગતિ વડે નિર્માય છે. એ આંદોલનોની ગતિમાં ન્યોન્યાધિક્ય થતાં આપણી દ્રષ્ટિમાં રંગનો પણ ફેરફાર ભાસે છે બુદ્ધિમાનો કહે છે કે, લાલ રંગ સર્વ કરતાં ન્યૂનઆંદોલનો વાળો હોય છે, અને જાંબુ-

માત્ર તેની સંજ્ઞાઓનું સ્વામીત્વ હોય છે બુદ્ધિનો વિકાસ બહુજ અલ્પ પ્રમાણમાં થએલો હોવાથી ક્રિયા માત્ર સંજ્ઞાના બળથીજ ચાલતી હોય છે જંગલી મનુષ્યો અને બાળકો આ ભૂમિકામાં વસે છે. આવા આત્માઓને માત્ર પોતાના શરીર અને સ્થૂળ આવશ્યકતાઓ સિવાય કાંઇ પણ પરવા હોતી નથી. એમના ચીંતનનો વિષય માત્ર આહાર, નિદ્રા અને ઇન્દ્રિઓની તૃપ્તિ એ શિવાય કાંઇ જ હોતો નથી. આ લોકોમા સર્વના હક સમાન હોય છે કોઇ કોઇથી વધારે ચઢીઆતો હોતો નથી તેમનું જીવન બહુ સુખી, નિરૂપાધિક અને સરળ હોય છે " હુ બીજા કરતા વધારે મહાન પવિત્ર કે ડાહ્યો છું " એવી ભાવના આ સંજ્ઞાત્મક ભૂમિકાએ હોતી નથી. પાપની ભાવના પણ તેમને મુદ્દલ હોતી નથી સારૂં ખોટુ તે સમજતા નથી અને તેથી પોતાની ઇન્દ્રિય તૃપ્તિ અર્થે નિરંકુશપણે કાંઇ પણ આંચકો ખાધા વિના તેઓ પ્રવર્તે છે. ઘણી વાર આ ભૂમિકાએ કોઇ ઉચ્ચતર સત્તાના અસ્તિત્વનુ ભાન ઝાંખું ઝાંખું હોય છે, પરંતુ તે વિષયમા તેઓ બહુ માથુ મારતા નથી. અમુક વિધિઓનુ પાલન કરવાથી તે સત્તા રાજી થશે અથવા તેમ નહિ કરીએ તો તે નારાજ થશે એમ પણ તેઓ માનતા હોતા નથી. મરણ પછીની મુક્તિની તક મેળવવા બાબત તેઓ તદ્દન બેપરવા હોય છે અને તેમના મનમા સંજ્ઞાત્મકપણે એમ રહેતું હોય છે કે, જે સત્તા આપણી અહિં સંભાળ રાખે છે તે ત્યાં પણ રાખશે જ.

બીજી ભૂમિકાને આપણે બુધ્ધાત્મક ભૂમિકા ( Intellectual Plane ) નામ આપીશું આ અવસ્થામાં આત્માની પ્રવૃત્તિ ઉપર બુદ્ધિનું આધિપત્ય હોય છે અમુક " સારૂં " અને અમુક "ખોટુ"

તે સત્તા તમારા ઉપર રોશે ભરાશે " પોતાને અનુસરનાર સમાજના માનસિક સ્થિતિને અનુકૂળ આવે તેવા સ્વર્ગો અને દેવ ભૂમિઓ આ ધર્મગુરૂઓ અને પયગમ્બરો ઉપજાવી કાઢે છે અને તેમણે દર્શાવેલા વિધિને નહિ અનુસરનારાઓ માટે, અત્યંત ત્રાસ-દાયક વસ્તુઓથી ભરપૂર નર્કો પણ શોધી કાઢે છે. અનુયાયી સમાજને જે ચીજો બહુ પ્રિય હોય એના સ્વગમા બહુજ મોટા પ્રમાણમાં પ્રાપ્તિની લાલચ તેઓ આપતા હોય છે, અને જે વસ્તુ કે સ્થિતિનો તેમને અત્યત ભય અને ત્રાસ હોય છે, તેની વસ્તુ અને સ્થિતિથી તેઓ પોતાના નર્કને બહુજ મોટા પ્રમાણમા ભરી કાઢે છે. આ ધર્મ-ગુરૂઓ કર્તવ્ય અને અકર્તવ્ય સારૂં અને નરસુ એવા બે ખરડાઓ તૈયાર કરે છે અને વસ્તુ માત્રને એ બે વિભાગમા વિભકત કરી નાખે છે. આ બે ભરતીઆમા નરસા અને નહિ કરવા યોગ્યનું ભરતીયું બહુજ લાંબુ અને કંટાળા ભરેલું હોય છે. કારણકે જીવને સુખ ઉપજાવનારી બધી વસ્તુઓ એ નરસાના મથાળા તળે આવતી હોય છે. એવા વસ્તુઓને એ મથાળા તળે મુકવાનું કારણ બીજું કાંઇજ નહિ પણ તે બધી સુખદ છે, આનદ ઉપજાવનારી છે, એ છે, તેજ પ્રકારે "સારા" ના મથાળા તળે બધી દુઃખ ઉપજાવનારી ક્રિયાઓ, વસ્તુઓ અને અરૂચિકર સયોગોનો સમાવેશ થતો હોય છે ... મનમા ગમે તે પ્રકારે પણ એ ભાવના બહુ દ્રઢ બની ગઇ છે કે, તે ઉપરી સત્તા, પોતાના બાળકોને અરૂચિકર અને અપ્રિય વિધિઓ અને દુખદ ક્રિયાઓમા નિમગ્ન થએલા જોઇ રાજી થાય છે અને તેમને કોઇ સુખદ પ્રવૃત્તિ અને આનદ કાર્યમાં યોજાએલા નિહાળી તે સત્તા કુપિત થાય છે. એ ભાવનાને સતુષ્ટ કરવા અનેક મત સંપ્રદાય ઉદ્ભવે છે અને તે બધાજ મત સંપ્ર-

એવી કલ્પનામાથી, પોતાના અભિપ્રાયથી વિરૂદ્ધ વર્તનવાળા- ઓ પ્રત્યે તેમનો પ્રબળ તિરસ્કાર છે. હોય આ તિરસ્કાર એ બીજી ભૂમિકાવાળા જીવોનુ ખાસ લક્ષણુ છે આથી જુદા જુદા તડો બંધાઇ જાય છે અને એક તડને પોતાના શિવા- યના બધા જ તડો જોડે વિચાર ભેદથી જન્મેલો વિરોધ બંધાઇ જાય છે. આ પ્રકારનુ વૈમનસ્ય, ઇર્ષ્યા અને તિરસ્કાર તેમની પ્રવૃત્તિમા પદે પદે પ્રતિત થતા હોય છે. દૈવી પ્રેમ એ આ મનુષ્યોમા એક અર્થહીન શબ્દ રૂપે જ હોય છે બંધુત્વ એ પણ નામ માત્ર જ છે અને કદી હોય તો પણુ તે તે પક્ષમાં રહેલા મનુષ્યો વચ્ચે જ હોય છે. પક્ષની બહારના એ કાઇ બંધુ ગણાતા નથી. આ બીજા નંબરની ભૂમિકામા પોતાના પક્ષ બહારના મનુષ્યો બંધુના ઉપનામથી નહિ પણુ નાસ્તિક, અશ્રદ્ધાળુ, પાખંડી, પરધર્માવલંબી, કુસંગી, ભિન્ન પંથી વિગેરે સંજ્ઞાઓથી ઓળખાતા હોય છે સર્વ એક પિતાનો પરિવાર છીએ, અથવા એક જ તત્વનો આવિર્ભાવ છીએ, એવો અનુભવ મુદ્દલ આ ભૂમિકામા હોતો નથી. સર્વ સમાન વાદ જેવી જે ભા- વના નબર એકની ભૂમિકામા હોય છે તેનો આ બે નંબરની ભૂમિકાએ લોપ થાય છે ભિન્નપણું, જુદાપણું, નિરાળાપણું એજ આ ભૂમિકાએ મુખ્ય વાર્તા હોય છે

પરંતુ આ ભૂમિકાએ જેમ જેમ મનુષ્ય આગળ વધે છે અને બુદ્ધિનો પ્રકર્ષ થાય છે અને સત્વના પ્રકાશથી તે બુદ્ધિ અધિકાધિક પ્રકાશવતી બનતી જાય છે, તેમ તેમ આ ભૂમિકાની બાળ અવસ્થાએ હોવા યોગ્ય વહેમો, મૂર્ખાઇ ભરેલી કલ્પનાઓ અને ગાંડા ઘેલા ખ્યાલો નીકળતા જાય છે. એક વખતે જે પૂર્ણ સત્ય રૂપ અને પવિત્રતમ વસ્તુ અથવા ભાવના રૂપે મનાતા હતા તે વખત જતાં તેના સાચા સ્વરૂપે જણાવા માંડે છે. અને પછી તે હૃદયમાં કોઇ મહત્વનું સ્થાન રોકતા બંધ પડે છે એક આવ-

પરંતુ આવી અવસ્થા ઘણો કાળ નભતી નથી. મન ા ઉપરી પ્રદેશમાંથી ઇશ્વરી પ્રકાશ તેના બાહ્ય મન ઉપર રેડાવા માંડે છે. સત્યનું સ્વરૂપ તેને સહજોપલબ્ધિ રૂપે, બુદ્ધિ અને તર્કથી સ્વતંત્રપણે, અનુભવાવા માંડે છે. ધર્મનું આભ્યંતર સ્વરૂપ અને મહાજનોના હૃદયને વિષે રહેલો મર્મ તેમને અવગત થવા માંડે છે સત્યની કસોટી રૂપે તેઓ તેમના અંતરાત્માના સ્વરને સ્વીકારતા થાય છે. બાહ્ય પ્રમાણો અથવા પુરાવાની કિંમત તેમના મનમાંથી ખસી જાય છે. અને એ ક્રમથી ધીમે ધીમે ત્રીજી ભૂમિકામાં—નંબર ત્રણના વર્ગમાં તેઓ પ્રવેશે છે.

આ ભૂમિકાના મનુષ્યો બધે શુભનુજ દર્શન કરે છે. દરેક સ્થિતિ, સંયોગ અને સ્થાનમા શુભનોજ સંકેત તેમને જણાય છે. કોઇ એક આત્મા કોઇ બીજા આત્મા કરતા તેને વિશેષ જ્ઞાન પ્રવૃદ્ધ જણાય છે, પરંતુ તેના મનમાં એમ રહેલું હોય છે કે, નાના મોટા, જ્ઞાની અજ્ઞાની, એ બધા આ વિશ્વની મહા યોજનાના વિભાગો છે. વિકાસ પામેલા અને તેથી ઉચ્ચતર પ્રદેશમાં વિહરતા આત્માઓને, ઇચ્છાના અભાવને લીધે અમુક પદાર્થોને ફાટી તુટી ગયેલા વસ્ત્રની માફક, ફેંકી દેતા તે જુએ છે. પરંતુ તે એમ પણ જુએછે કે, જે પદાર્થોનો તે વિકાસ પામેલો આત્મા ઇચ્છાના અભાવથી ત્યાગ કરેછે, તેજ પદાર્થો એક સાધરણ આત્માને માટે સરસમાં સરસ પદાર્થ છે. અને જાણે છે કે, જેમ તે જ્ઞાની આત્માએ અનેક અનુભવો મેળવ્યા પછી તે પદાર્થમાંથી પોતાની પ્રીતી ઉઠાવી લીધી હતી તેમ અત્યારે આ સાધારણ વિકાસવાળા ભાસતા આત્માની તે પદાર્થ માહેની પ્રીતિ પણ એક કાળે અનુભવના અંતે ઉડી જશે તે જાણે છે કે, આખું વિશ્વ પ્રભુના પ્રદેશ પ્રતિના મહાપથ ઉપર ધીરી ગતિએ પગલાં ભરતું ચાલે છે, એ મહાપ્રયાણમાં કેટલાક આગળ, કેટલાક

છે. ( A man's idea of god is merely himself magnified ) એમ આ ત્રીજી ભૂમિકાને શોભાવનાર મહાત્મા માને છે. તે જાણે છે કે, એક સુધરેલા મનુષ્યનો ઇશ્વર જંગલી મનુષ્યને મુદ્દલ પસંદ પડતો નથી, તેમ જંગલી મનુષ્યનો ઇશ્વર સુધરેલા મનુષ્યને પણ રૂચિકાર બની શકતો નથી. અને તેમ છતા "જંગલી" અને "સુધરેલા" બધા જ પોતાથી બને તેટલી ઉંચી ઇશ્વરભાવના રાખતા હોય છે, અને પોતાના સંવર્ધનની ભૂમિકાને અનુસરીને બને તેટલો પોતાના ઇશ્વરને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરતા હોય છે, એમ તે જુએ છે. જેટલા અંતઃકરણો તેટલા ઇશ્વરો અને સેતાનો છે સરસમાં સરસ જે ઉચ્ચ ગુણો મનુષ્ય કલ્પી શકે તે વડે વિભૂષિત તે તેનો ઇશ્વર અને જે કાંઇ દુષ્ટમાં દુષ્ટ અને અધમમાં અધમ તે કલ્પી શકે તેવા અનિષ્ટ ગુણોથી આરોપ પામેલો તેનો સેતાન અથવા આસુરિતત્વ હોય છે; એ બન્નેને મનુષ્યોએ જ ઉપજાવેલા છે અને તેઓ મનુષ્યના કલ્પનાની સૃષ્ટિમાં જ વિહરે છે. તે શિવાય એમને કોઇ સ્થળ કે કાળમાં અવકાશ નથી એમ તે જાણે છે તે ભાવના મનુષ્યને અમુક હદે પહોચાડી પોતે સફળ થઇને ખસી નીકળે છે અને તેનું સ્થાન કોઇ અન્ય ઉચ્ચતર ભાવના લે છે, અને પ્રથમની માફક તે પણ પોતાનું કાર્ય પૂર્ણ કરી આત્માને વિકાસ ક્રમમા એક પગલું આગળ વધારી, પોતાનું સ્થાન કોઇ પોતાથી ઉચ્ચતર ભાવનાને સોંપી મુકત થાય છે.

આ ત્રીજી ભૂમિકાએ સ્થિત મનુષ્યોનું વિશિષ્ટ લક્ષણ તો એ હોય છે કે, આ બધું એક તત્વ છે એમ તેમને સતત્ ભાન રહ્યા કરતું હોય છે. તેઓ જુવે છે અને અનુભવે છે કે, આખું વિશ્વ ચૈતન્યમય, બુદ્ધિમય છે, અને જુદા જુદા સ્થાને પ્રતિત થતા ચૈતન્યના આવિર્ભાવની કળામા ભેદને લઇને જડ ચૈતન્ય એવા

પણ એવું વિશાળ હૃદય રાખતા હોય છે. અને જ્યાં જ્યાં "અનિષ્ટ" ગુણો કે વર્તનનો તે સદ્‌ભાવ જુએ છે ત્યાં ત્યાં તે પ્રકારેજ હોવા યોગ્ય છે એમ ધારી સમભાવમાં રહી શકે છે, પોતાનો બંધુ મનુષ્ય એ લક્ષણોને સંયમમાં રાખી શકતો નથી અને પાંજરામાંથી છુટા થએલા સિંહ કે ઝેરી પ્રાણીની માફક તેને છુટો ફરવા દે છે, એથી તેને તેના બંધુ ઉપર દયા આવે છે, અને તેને મિષ્ટવાણીમાં સલાહ આપે છે કે "ભાઇ! આ પશુની ભૂમિકાને યોગ્ય લક્ષણોને હવે તમારે સંયમમાં રાખવા ઘટે છે અને તેની પાસેથી તમારે એક સ્વામી તરીકે કામ લેવાનું છે, તમારે તેના સેવક બની તેની ગુલામીમા રહેવું યોગ્ય નથી અને એમ કરશો ત્યારે તેમનો એક ઉચ્ચ જીવનનો અનુભવ થશે" છતાં તે પ્રમાણે તે ન કરે, અને પોતાની સલાહને તે ન અનુસરે તો તેને તે બંધુ ઉપર તિરસ્કાર આવતો નથી, ધિક્કારની અવસ્થાને તે વળોટી ગયેલો હોય છે, આત્માના ઉચ્ચ અને અધો એ ઉભય અંશનો તેને અનુભવ હોય છે અને તેથી આત્માની સર્વ અવસ્થામાં કેવી કેવી તેની સ્થિતિઓ હોવા યોગ્ય છે તેની કદર તે કરી શકે છે. તે જાણે છે કે, આ મારો અજ્ઞાન બંધુ અનુભવના અંતે એક વખતે સુધરશે. અને પોતાના જેવો બનશે.

ચોતરફ તે જીવનનોજ ધબકારો અનુભવે છે, અને તે જીવન મારૂં જ છે એમ તે જાણે છે, જુદાઇની ભાવના, વ્યક્તિપણાનું ભાન પ્રતિક્ષણે ઢીલું પડતું જાય છે. સર્વ જીવનની સાથે પોતાની ઐકયતા છે એવા ભાનમાંથી જે નિશ્ચિતપણું ઉદ્‌ભવે છે તેથી એ મહાપુરૂષ ભયરહિત બને છે. વર્તમાન અને ભાવી એ ઉભયની સાથે તે નિઃસંશયપણે સામે મોઢે લઢે છે અને આનંદ પૂર્વક ઇશ્વરને ભેટવાના મહાસાહસમાં ( Divine Adventure ) ઝુકાવે

મસ્ત છું તે જ ધ્વનિને તાલ આપીને આ સરિતાઓ દોડે છે, આ સૂર્ય એ મારૂ ઉંચે ટાંગેલું પુષ્પ છે. જો કે મૃત્યુ મારા ઉપર આકુ દોઢું પોતાનું વણાટ કામ મચાવી રહ્યો છે છતાં હું તો અમર છું જો કે આ શ્વાસોશ્વાસની સૃષ્ટિમાં હું આ અખંડ જાગૃત મહાસાગરના તરંગોની સંખ્યામાં જન્મ્યો છુ છતાં વાસ્તવમાં હુ અજન્મ છું ”

આવા પ્રકારના સતત્ ભાનથી તે મહા પુરૂષમાં ભય, તિરસ્કાર, ખેદ, ગ્લાનિ, ધિક્કાર આદિનો અભાવ હોય છે તે અત્યંત માયાળુ હોય છે “પરમાત્માનુ પિતૃત્વ અને પ્રાણીઓનુ બંધુત્વ” એ સિદ્ધાંત તેના રોમેરોમમા પરિણમેલો હોય છે. તે શ્રદ્ધા રૂપે નહિ પણ જ્ઞાનરૂપે-સાક્ષાત્કાર રૂપે હોય છે જેને આપણે “માણસ” કહીએ છીએ, તે અર્થમા તે “માણસ” રહ્યો હોતો નથી. વિશ્વ અને પ્રાણી પદાર્થો ઉપરની તેની દ્રષ્ટિ તદ્દન ફેરવાઇ ગઇ હોય છે. તે પોતે એક નવી જ સૃષ્ટિમાં વિહરતો આત્મા બની જાય છે. તેનું મન એટલું બધુ સમભાવ અને સમાધાનવાળું હોય છે કે, કોઇ સ્થળે તેને વિષમતાનું દર્શન થતુ નથી. તે બધે અનંતજ્ઞાને વડે નિર્માએલી પૂર્ણ યોજનાનુ જ દર્શન કરે છે પરમાત્માના સંકેત સ્વરૂપનુ તેને પ્રતિક્ષણે અધિકાધિક ભાન થતું હોવાથી તે દુખવાદી મટીને સુખવાદી બન્યો હોય છે નિર્વેદ જેવું તેને કશું જણાતું નથી પ્રાણીમાત્રને પ્રભુના મહારાજ્યમા આરોહણ કરતા તે ભાળે છે અશુભ, પાપ, અનિષ્ટ જેવુ તેને કોઇ સ્થળે જણાતું ક્રમે ક્રમે બંધ પડતું જાય છે. તે શુભનુજ સર્વત્ર ભાન કરે છે

આ ત્રીજી ભૂમિકાવાળા મનુષ્યો સંબધે બાજી ભૂમિકાવાળા મનુષ્યોમા અત્યંત ગેરસમજુતી હોય છે અને એમા કશુંજ આશ્ચર્ય જેવું નથી કે, બીજા નંબરવાળાઓ તેમને વિકાસ ક્રમની બાલ્યા-

સ્થિતિ અનુભવનાર હું એકલો જ નથી પણ મારા જેવા બીજા
પણ છે, આથી તેનું એકલાપણાનું ભાન નિવૃત્ત થઈ તેને ચેન
અનુભવાય છે તેમ છતાં બીજા નંબરવાળાઓની મોટી સંખ્યા
વાળી આ સૃષ્ટિમાં હજી આ ત્રીજા વર્ગના મનુષ્યોની સંખ્યા કાંઈ
હીસાબમાં ગણાય નહિ. પરંતુ જ્યારે તે સંખ્યા વધશે ત્યારે આ
જુનું વિશ્વ નવું જ રૂપ પકડશે અને તે મહા અવસ્થાંતરમાં થઈને
પસાર થશે. એ વખત બહુ દૂર નથી કે, જ્યારે મનુષ્યોને, પોતાની
આસપાસના બંધુઓ ભુખ્યે મરતા હોય ત્યારે મોજ શોખ
ભોગવતાં શરમ આવશે, તેઓ નિર્બળ અને અજ્ઞાની સમૂહના
ભોગે આનંદ માણતા અટકી જશે. તેમની પાસેથી પોતાની ઉચ્ચ
બુદ્ધિના બળ વડે, દ્રવ્ય નિચોવતા તે બંધ પડશે.

જનસમુદાયના જે દુઃખો અને તેમના હૃદયની હાય ઉપરઅ-
ત્યારે સુખી મનુષ્યો કાંઈજ લાગણી દર્શાવ્યા વિના મોઢા આગળ
લુગડું દઈ ચાલતા થાય છે તે એ ત્રીજા નંબરવાળાની સંખ્યાના
અધિકપણાવાળી સૃષ્ટિમાં નહિ બને બીજા વર્ગના મનુષ્યો માત્ર
પોતાના " ઈશ્વર " અને " દેવળ " નું હિત જાળવવામાંજ લાગેલા
હોય છે અને " સહુ પોતપોતાનું સંભાળી લેજો. " એ તેમનો
મુદ્રાલેખ હોય છે. તેમને બીજા માટે કશુંજ લાગતું વળગતું હોતુ
નથી. તેઓ પોતાના ઈશ્વર, ધર્મ અને સ્થાનક અથવા દેવળને
વળગી રહી મોક્ષની ઉમેદવારી કરતા હોય છે. ત્રીજા વર્ગવાળા
મનુષ્યો કોઈ પ્રાણીની આર્ત ચીસ સહી શકતા નથી. એ ચીસ
ભલે અજ્ઞાનજન્ય હોય છતાં પણ તે અજ્ઞાનજન્ય કષ્ટનું નિવારણ
કરવા માટે આ અજ્ઞાનથી પોતાના મનાએલા દેહ, મન અને વા-
ણીનું અર્પણ કરવામાં તેઓ જરા પણ અચકાતા નથી બાળકનો
મૂર્ખાઈ ભરેલો કજીઓ સમજુ પિતા જેમ પાર પાડે છે, પણ તેને

દ્રષ્ટિને ક્ષુદ્ર જણાતા અનેક ગૌણ નિમિત્તો ઉપરથી અત્યારે કરે છે, અને કહે છે કે, એ ત્રીજી ભૂમિકાવાળા મનુષ્યોનો હવે આ દુનિયામાં વધારે સંખ્યામાં આવિર્ભાવ થવા લાગ્યો છે. તમે પણ એ પવનનો સુસવાટ અનેક વખત અનુભવો છો. માત્ર તેમને તે કબુલ કરતાં સંકોચ થાય છે. પરતુ એ વાત ચોકસ છે કે, તમે પણ એ પૂર્વના કરતાં હમણાં કાંઇક વિશેષ ઉદાર, વિશાળ સહૃદય, પ્રેમી અને ઉચ્ચાશયી છો એમાં સશય નથી. આત્માની ગતિ ચઢતા ક્રમ ઉપરજ હોય છે, કદી તે એક કદમ પાછું હઠતો જણાય છે તો તે માત્ર વધારે જોર પૂર્વક એ કદમ આગળ દોડવાને માટેજ હોય છે. પ્રાણી માત્રના હૃદયમાં રહેલ આત્મતત્વ પોતાના મૂળ સ્વરૂપને પામવા આતુર હોય છે અને તેનું સ્વાભાવિક વલણ આ ત્રીજી ભૂમિકામાં સત્વર પ્રવેશવાનું હોયજ છે. બંધુ ! તમે એ કુદરતી વેગમાં ભાનપૂર્વક ભળી જાઓ અને તમારી ઉત્ક્રાંતિ સાધો એ હમારી શુભાશિષ છે.

---

# આત્મા અથવા "હું" નો સાક્ષાત્કાર.

---

અધ્યાત્મ વિદ્યાના પ્રદેશમાં પ્રવેશ કરતા પહેલાં પ્રત્યેક જીજ્ઞાસુએ પોતે કોણ છે એ વિષય ઉપર કાંઇક માહેતી મેળવવી જોઇએ પ્રત્યેક આમ શાસ્ત્ર ડિંડિમ નાદથી પોકાર કરેછે કે, મનુષ્યના ભિતરમાં અચિંત્ય શકિતઓ સુપ્તાવસ્થામાં, સત્તાપણે (Potentially) રહેલી છે, અને જ્યારે "હું" તેના વાસ્તવિક ભાનમાં આવે છે ત્યારે તે શકિતઓનો જ્ઞાતપણે ઉપયોગ કરી શકવા આત્મા સમર્થ

મહત્વની કશીજ ખબર હોતી નથી. મનુષ્યના શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બંધારણમાં ઉચ્ચમાં ઉચ્ચ તેમજ હલકામાં હલકાં તત્વો પણ દ્રશ્યમાન થાય છે. મનુષ્યનાં હાડકાનું જીવન એકલું ખનીજનું જ જીવન છે. અને તે એક વખત જે ખનીજ જીવ ( mineral life ) ભોગવીને આગળ વધતા વધતા આ ભૂમિકાએ પહોંચ્યો છે તેનો પરિચય તે આજે તેના અસ્થિજીવન દ્વારા આપે છે. તેનું સ્થૂળ જીવન એ વનસ્પતિ જીવન ( vegetable life ) નું ભાન કરાવે છે અર્થાત્ વનસ્પતિના ઉદ્ભવ સંવર્ધન અને ક્ષયમાં જે હેતુઓ પ્રવર્તે છે તેજ હેતુઓ તેના શારીરિક બંધારણમાં પણ પ્રવર્તે છે. ખરી રીતે હજી મનુષ્ય મોટે ભાગે વનસ્પતિ જીવનજ ભોગવ્યે જાય છે. તેથી આગળ વધતા તેની ઘણી ઇચ્છાઓ, આવેગો, ઉર્મીઓ લાલસાઓ સ્પૃહાઓ વિગેરે હલકી કોટીના પશુઓ જેવીજ હોય છે. અને તેમાં પણ ખાસ કરીને વિકાસની પ્રાથમિક ભૂમિકાએ રહેલા મનુષ્યો પશુનેજ દરેક રીતે મળતા જોવામા આવે છે. તેમના સ્વરૂપનો ઉચ્ચ અંશ અધોઅંશને આધીન વર્તતો હોય છે. અને તે ઉચ્ચ વિભાગનુ સ્ફુરણ પણ તેમને ભાગ્યેજ કદી આવતું હોય છે. આથી મનુષ્યનું માનસિક બંધારણ કેટલેક અંશે પશુનુંજ જીવન જીવે છે એમ કહેવામાં કાંઇ હરકત જેવુ નથી. તેમ છતાં પશુને નથી એવું મનુષ્યને કાંઇક છે તેથી તે પશુના અભિધાનને યોગ્ય હવે રહ્યા ગણાય નહી. પશુને નથી એવા અનેક પ્રકારના માનસિક કારણો તેને સાંપડેલા છે તે ઉપરાત તેનામાં ઉદયને સન્મુખ થએલી એવી ઘણી શકિતઓ રહેલી છે કે, જ્યારે તેનો આવિર્ભાવ થશે ત્યારે સાધારણ કોટીના મનુષ્યોથી ચઢીઆતા પ્રકારનો તે લેખાશે. આ શક્તિઓ આત્મવિકાસની અમુક હદે પ્રાપ્ત થાયજ છે. અને આકાળે અનેક મનુષ્યોને પ્રાપ્ત પણ છે. તમે કે જે આ ક્ષણે આ લેખ વાંચો છો તે

ક્ષાત્કાર થયા વિના આત્માને કદીજ ચેન પડવાનું નથી આજે અ-
થવા કરોડો યુગ પછી પણ આત્માનો અંતિમવિરામ એ અનુભવમાં
સ્થિર થવામાં રહેલો છે આટલું કહી હવે હમારે જે કાંઇ કહેવું છે
તેમાં ત્વરાથી ઉતરીએ છીએ.

હલકી કોટીના પશુઓને હુંપણાનુ ભાન હોતું નથી. તેમને
બાહ્ય વિશ્વનું તેમજ તેમની ઇચ્છાઓ, અને પશુપણાની બધી
લાગણીઓનું ભાન હોય છે. પરંતુ તેમની જ્ઞપ્તિ, (conscious-
ness ) આત્મ-જ્ઞપ્તિ અથવા સ્વભાવની હદે પહોચેલી હોતી નથી.
તેઓ બાહ્ય વિશ્વના પદાર્થોથી તેમજ તેમના પોતાના વિચારો અને
વાસનાઓથી તટસ્થ રહી પોતાને તેમનાથી ભિન્નરૂપે જોઇ શકતા
નથી. પોતે એ સર્વથી નિરાળું તત્વ છે, એમ સમજી પોતાના
વિષય બનનાર પ્રાણી પદાર્થો અને ભાવનાઓ ઉપર કાંઇ આલો-
ચના કે વિમર્શ કરી શકતા નથી. જેને આપણે “ હું ” કહીએ
છીએ તેના ભાનમાં-તે દિવ્ય સ્ફુલીંગની જ્ઞપ્તિમાં-તેમનો પ્રવેશ
થયો હોતો નથી હલકાં પશુઓ તેમજ કેટલાંક મનુષ્યો કે જેઓ
હજી મનુષ્યત્વની કોટીમા નવાજ પ્રવેશે છે, અને જેમનામાં હજી
સોએ નવાણું ટકા પશુત્વનાજ અંશો છે તેમનામાં પણ આ દિવ્ય
“ હું ” જાગ્રત થએલું હોતું નથી. તેમનામા હજી તે અંશ સુ-
પ્તાવસ્થામાં રહેલો હોય છે, અને જેમ જેમ તે જાગ્રત થતો જાય
છે, તેમ તેમ તેનો પ્રકાશ વધતો જાય છે જેમ જેમ આ “હું”
જાગ્રત થતું જાય છે તેમ તેમ તે આંતર બાહ્ય વિશ્વને વધારે
સ્પષ્ટરૂપમા ઓળખતો જાય છે અને પૂર્વની ભ્રાંતિમય અવસ્થા
લય પામતી જાય છે.

ઘણા જંગલી અને પહાડ પર્વતની બોડોમાં અને કોતરોમાં
રહેનાર મનુષ્યોમા “ હું ” પણાનું ભાન નહિવતજ ખીલેલું હોય

સુઘટતી રૂપમાં મળે તોજ તેને તૃપ્તિ આપી શકે છે. જેને આપણે "સંસ્કૃતિ" અને "શિક્ષણ" સામાન્યતઃ કહીએ છીએ તે બીજુ કશુ જ નહિ પણ ઇન્દ્રિયાભિલાસોને વધારે ઉંચા આકારમાં ભોગવવાની કળાજ છે. આત્મવિલાસ કે સ્વરૂપપ્રાપ્તિ કે વિકાસના ક્રમ ઉપર પ્રગતિ જેવું તેમાં મુદ્દલ હોતું નથી આથી એમ માનવાનું નથી કે સ્વરૂપપ્રાપ્ત યોગી જનોના ઇન્દ્રિઓ આપણા સંસ્કૃતિ પૂર્ણ મનુષ્યના ઇન્દ્રિઓ કરતા ઓછી સૂક્ષ્મ અથવા મર્મગ્રાહી છે એમ મુદ્દલ નથી તેથી ઉલટું ખરી રીતે એમ છે કે, તેમના આતર અને બાહ્ય કારણો તેમના બળવાન સંકલ્પના આધિપત્ય તળે એવા કેળવાએલા હોય છે કે, સામાન્ય મનુષ્યોને તે સબંધી ખ્યાલ આવવો પણ મુસ્કેલ છે. તેમની ઇન્દ્રિયો તેમનાં "હુ" ના સ્વામિત્વ તળે રહી જયા આજ્ઞા હોય ત્યાજ કાર્યપરાયણ બને છે. અને તેથી સામાન્ય મનુષ્યોના સબધે હોયછે, તેમ તેમના ઇન્દ્રિઓ આત્માના અધ.પતનમાં નિમિત્ત બનતી નથી પરંતુ નિરંતર હિતના માર્ગેજ સંકલ્પના આધિપત્ય નીચે રહી વર્તતી હોય છે.

જેમ જેમ મનુષ્ય ક્રમિક વિકાસમા વધતો જાય છે તેમ તેમ તેનુ "હું" પણ વધારે ઉચ્ચુ રૂપ પકડતું ચાલે છે. તે પોતાના મનનો અને વિવેક બુદ્ધિનો ઉપયોગ કરતા શીખતો જાય છે, અને આ પ્રકારે તે શારીરિક ભૂમિકા ઉપરથી ઉંચે ચઢી માનસિક ભૂમિકાને ગ્રહતા શીખે છે. પછી તેનામા બુદ્ધિના વ્યાપારો વધારે સ્પષ્ટ અને પ્રબળ બનતા જાય છે, અને એકલી શારીરિક સંજ્ઞાઓને અનુસરવામાં તેને રસ પડતો નથી તેને માલુમ પડે છે કે, શરીર કરતા કાંઇક ઉચ્ચ પ્રકારનું તત્વ તેનામાં રહેલું છે. તેનું મન અને બુદ્ધિ એ તેને શરીર કરતા વધારે સત્ય અને વાસ્તવિક જણાય છે, મોટે ભાગે એ મનોમય સૃષ્ટિમાંજ તેનો મુકામ હોય છે કેટ ઉંડા આલોચનાની ક્ષણોમા અને બારીક અભ્યાસ વખતે શારીરનું આસ્તત્વ પણ તે ભૂલી જાય છે. આ પ્રમાણે

છે અને એવી અજ્ઞાન જન્ય ભાવનાઓને જીર્ણ વસ્ત્રની માફક ત્યજી દે છે. માનસિક ભૂમિકા ઉપરનો મનુષ્ય પોતાના અસાધારણ સામર્થ્યના ભાનવિનાના એક પ્રચંડ શરીરવાળા હાથી જેવો છે એ ધારે તો ગમે તેવા સંયોગો અને પરિસ્થિતિઓને પોતાને વશ કરી શકે તેમ છે અને ગમે તેવા અંતરાયો અને વિઘ્નોને તોડી ફોડી અને ઉલટાવી નાખી શકે તેમ છે, પરંતુ પોતાની ખરી શકિતના બેભાનવાળો તે એક નાના સરખા મનુષ્યના અંકુશ વડે અધિકૃત બની બેસે છે અને પવનમા ફડફડ થતા સુકા પાંદડાથી પણ તાપ વડે કંપતો રહે છે આ કાળે સોએ નવાણું ટકા મનુષ્યો આ માનસિક ભૂમિકાને વેદે છે.

પરંતુ જ્યારે આત્મા આ માનસિક-અવસ્થાને વળોટીને આત્મિક ભૂમિકા ( Spiritual plane ) ઉપર જાય છે ત્યારે તેને માલુમ પડે છે કે, "હુ" અથવા મારૂં વાસ્તવ સ્વરૂપ એ શરીર અને મન ઉભયથી ઉપરિપ્રદેશમાં વિરાજે છે, અને તે બન્ને ફક્ત મારા વાસ્તવ "હું" ના કરણો, હથિઆરો છે તેને ખાત્રી થાય છે કે, તે ઉભયને હું મારી મરજી અનુસાર સેવક તરીકે વાપરી શકું તેમ છુ આ પ્રકારનું પોતાના કારણોથી સ્વતંત્ર અને તેના સ્વામી હોવાનું ભાન એ માત્ર બુદ્ધિ અને તર્ક વડે સિદ્ધ કરેલી ભાવના માત્ર નથી અથવા મનુષ્યે પોતાની અક્કલના બળ વડે મેળવેલો એક નિર્ણય માત્ર નથી. ( જો કે બુદ્ધિ આવા પ્રકારના ભાનમાં પ્રવેશવામાં સહાયરૂપછે અને તેથી બહુજ ઉપયોગી છે ) વાસ્તવમાં સ્વરૂપ પ્રાપ્તિ એ એક પ્રકારના વિશિષ્ટ ભાન રૂપે છે મનુષ્યને તેના ખરા " હું " ની ઓળખાણ થાય અને તેનું જીવન એ રૂપ બને એ પ્રકારે છે બુધ્ધિનો નિર્ણય આપણી પ્રકૃતિમાં કાંઇ એક-રસ થતો નથી તે તો એક માન્યતા રૂપે બહુ તો શ્રદ્ધારૂપે હોય છે. પરંતુ ભાનનું આપણા જીવન સાથે એકત્ર હોય છે અને તે બુદ્ધિથી સ્વતંત્ર પણે રહે છે, જ્યારે આત્મા

છે અને એવી અજ્ઞાન જન્ય ભાવનાઓને જીર્ણ વસ્ત્રની માફક ત્યજી દે છે. માનસિક ભૂમિકા ઉપરનો મનુષ્ય પોતાના અસાધારણ સામર્થ્યના ભાનવિનાના એક પ્રચંડ શરીરવાળા હાથી જેવો છે એ ધારે તો ગમે તેવા સંયોગો અને પરિસ્થિતિઓને પોતાને વશ કરી શકે તેમ છે અને ગમે તેવા અંતરાયો અને વિઘ્નોને તોડી ફોડી અને ઉલટાવી નાખી શકે તેમ છે, પરંતુ પોતાની ખરી શક્તિના બેભાનવાળો તે એક નાના સરખા મનુષ્યના અંકુશ વડે અધિકૃત બની બેસે છે અને પવનમા ફડફડ થતા સુકા પાંદડાથી પણ તાપ વડે કંપતો રહે છે. આ કાળે સોએ નવાણું ટકા મનુષ્યો આ માનસિક ભૂમિકાને વેદે છે.

પરંતુ જ્યારે આત્મા આ માનસિક અવસ્થાને વળોટીને આત્મિક ભૂમિકા ( Spiritual plane ) ઉપર જાય છે ત્યારે તેને માલુમ પડે છે કે, "હું" અથવા મારૂં વાસ્તવ સ્વરૂપ એ શરીર અને મન ઉભયથી ઉપરિપ્રદેશમાં વિરાજે છે, અને તે બન્ને ફક્ત મારા વાસ્તવ "હું" ના કરણો, હથિઆરો છે તેને ખાત્રી થાય છે કે, તે ઉભયને હું મારી મરજી અનુસાર સેવક તરીકે વાપરી શકું તેમ છુ આ પ્રકારનું પોતાના કારણોથી સ્વતંત્ર અને તેના સ્વામી હોવાનું ભાન એ માત્ર બુદ્ધિ અને તર્ક વડે સિદ્ધ કરેલી ભાવના માત્ર નથી અથવા મનુષ્યે પોતાની અક્કલના બળ વડે મેળવેલો એક નિર્ણય માત્ર નથી. ( જો કે બુદ્ધિ આવા પ્રકારના ભાનમાં પ્રવેશવામાં સહાયરૂપછે અને તેથી બહુજ ઉપયોગી છે ) વાસ્તવમાં સ્વરૂપ પ્રાપ્તિ એ એક પ્રકારના વિશિષ્ટ ભાન રૂપે છે. મનુષ્યને તેના ખરા "હું" ની ઓળખાણ થાય અને તેનુ જીવન એ રૂપ બને એ પ્રકારે છે બુદ્ધિનો નિર્ણય આપણી પ્રકૃતિમાં કાંઇ એક રસ થતો નથી તે તો એક માન્યતા રૂપે બહુ તો શ્રદ્ધારૂપે હોય છે. પરંતુ ભાનનું આપણા જીવન સાથે એકત્ર હોય છે અને તે બુદ્ધિથી સ્વતંત્ર પણે રહે છે, જ્યારે આત્મા

રામ લેવા બેસે અથવા મુસાફરી દરમ્યાનમાં કોઇ કોઇ સ્થળે શ્રમ નિવારણ માટે રાતવાસો રહે તેટલીજ ઢીલ થાય છે. અને તેમ છતાં તે ઢીલ પણ નિરૂપયોગી નથી. એ સર્વ સ્વાભાવિક અને હોવા યોગ્ય છે માટેજ હોય છે

છતા પોતાનું વાસ્તવિક "હું" પણું તેના ઉચ્ચતમ સ્વરૂપે અનુભવાય તે પણ આત્માના અંતિમ લક્ષ્યનો પરાવધિ નથી. પોતાને ઓળખવો એ તો માત્ર પોતાના સ્વરૂપ પ્રત્યે જાગ્રત થવા રૂપે છે. શાસ્ત્રો જેને "પરમ નિર્વાણ" ના નામથી સંબોધે છે એ અવસ્થાનો અનુભવ તે પછી આત્માને થવો શરૂ થાય છે. પોતાના "હું" પણાના પૂર્ણ મહત્વનું દર્શન થાય એ ભાવિમાં પ્રાપ્ત થવા યોગ્ય પરમ પ્રકાશનું એક મંદ કિરણમાત્ર છે પોતાના ભાનમાં આવ્યા પછી તે દિક્ષિત થએલો ગણાય છે, અર્થાત્ પરમ તત્વના સંબંધમા આવવાને તે લાયક બને છે અને આ પ્રકારે પ્રાથમિક કળા પ્રાપ્ત કરી પરમ પ્રકાશના અરૂણોદયના ભાનમાં પ્રવેશ કરનાર આત્મા દ્વિતીય કળાના મહાપથમાં પ્રથમ પગલું મુકે છે પ્રથમ કળા એ પોતાના "હું" નો તેના વાસ્તવરૂપે સાક્ષાત્કાર કરવારૂપ છે; અને બીજી કળા એ "હું" નો તે અનિર્વાચ્ય પરમ તત્વની સાથે "હું" ના વિનયપૂર્વક સંબંધ થવા રૂપ છે. પ્રથમ કળા સિધ્ધ થયા પછીજ દ્વિતીય કળાનો સાક્ષાત્કાર કરવાના સાધનોનું આત્માને જ્ઞાન થાય છે તે પહેલાં તેનું રહસ્ય તેને લક્ષ્યગત થતું નથી અને ઉલટો તેના મનમાં એક પ્રકારનો ગોટાળો ઉત્પન્ન થાય છે, જૈન શાસ્ત્રકારો મુખ્યત્વે આ પ્રથમ પ્રકારની કળા ઉપરજ અધિક ભાર મુકીને પ્રવર્ત્યા છે. તેઓ જાણતા હતા કે "હું" પણાનો એક મહદ્ તત્વમાં વિલય થવાની વાત જનસમાજ ગ્રહી શકવા શકિતમાન નથી, અને તેથી તેઓએ માત્ર "હું" પણાના સાક્ષાત્કારનેજ તેના અનુયાયી વર્ગના પરમ લક્ષ્ય સ્થાને સ્થાપીને સંતોષ માન્યો છે અને એ "હું" જે પરમ તત્વનો વિલાસ છે

કરવું જોઇએ, એમા કોઇ અતિ પરિચીત અને ઘણી વાર સાંભ-
ળેલી "સામાન્ય" વાતો આવે તો તે ઉપર અલક્ષ્ય કરવાનું નથી
આ જમાનાની એક બહુ બુરી આદત એ છે કે, લોકોને એક વાર
અગાઉ સાંભળેલી વાતમા કશું મહત્વ રહેતું નથી એમના સર્વ
ભક્ષી મનને રોજ નવુ નવું જોઇએ છીએ. આજે સાંભળેલી વાત
કાલે હજારો યુગની જુની બની ગયેલી હોય છે માણસોએ સમ-
જવુ જોઇએ કે, આ વિશ્વમા નવું કશુ જ નથી. જરા ઘાટ કે આ-
કાર બદલીને કળાવાનો એની એજ ચીજ જુદા રૂપમો રજુ કરે છે.
આથી તમે આની આજ વાત હજારોવાર અગાઉ સાંભળી હોય
છતાં તે પ્રત્યે અનાદર નહિ રાખતાં તેને અનુસર્યા વિના તમારે
ચાલે તેમ નથીજ એમ માની તે પ્રત્યે લક્ષ્ય રાખો આધ્યાત્મિક
વાસ્તવ પ્રગતિનું આ પ્રથમ પગથીયુ સિદ્ધથયા પછી આત્માને પોતાના
સામર્થ્યની ખબર પડે છે, અને તેનો રસ્તો સરળ બને છે હજારો
રૂષિ મહર્ષિઓએ પોતાના અનુભવથા સિદ્ધ કરી છે અને તેને વિ-
વિધરૂપે અક્ષરાત્મક કરી છે. તે યુકિતઓનુ વર્ણન ટુંકામા, સરલમાં
સરલ શબ્દોમાં આ સ્થળે આપવા પ્રયત્ન કરીશુ

બની શકે તો એક એકાંત અને શાંતિવાળા સ્થાનનો આશ્રય
લહો. ત્યાં કોઇ પ્રકારના કોલાહલ કે દખલનો ભય ન હોવો જોઇએ,
અને મનને ઉત્તેજીત થઇ અનેક બાજુએ ફાટી નીકળવાના નિમિત્તો
ન હોવા જોઇએ. અ પણા ઉપાશ્રયો અને દેવસ્થાનો મૂળ તો આ
પ્રકારના હેતુથીજ નિમાર્યા હતા, પરતુ હવે એ હેતુ તે સાચવી
શકે તેવા જનસમાજે તેમને રહેવા દીધા નથી સાચા અર્થમાં જે-
મને સંયમ સાધવો છે તેમને માટે એ તદ્દન નિરૂપયોગી થઇ
પડયા છે અને મૂળ હેતુનું વિસ્મરણ પામેલા અજ્ઞ સમાજે
એ પવિત્ર સ્થાનોને ગડબડ અને મોટા અવાજથી બુમ બરાડાના
ઉપદ્રવ વડે એક જાહેર બજાર જેવા બનાવી મુકયા હોય છે. આથી
આપણી સાંપ્રદાયિક વૃત્તિ એ તે સ્થાનોમા કલ્પેલી પવિત્રપણાની

મિત્વવાળા મહાજનો હોય છે.

ત્યાર પછી તેણે "હું" એ વિષય ઉપર પોતાનુ સમગ્ર ધ્યાન કેન્દ્રીભૂત કરવું જોઇએ, અને બહારના વિશ્વના તેમજ અન્ય પ્રાણી પદાર્થના વિચારને પોતામા ન પ્રવેશવા દેવા જોઇએ. તેણે આ પ્રકારે ચિત્ર રચવું જોઇએ.

તમે જાણો કે સૂર્યનુ બિંબ છો, તમારી આસપાસ સમસ્ત વિશ્વ સૂર્યની આસપાસ નક્ષત્ર મંડળની જેમ ફર્યા કરે છે તમે એક વાસ્તવ, સત્યવ્યક્તિ તત્ત્વ છો અને એ તત્વ અન્ય તત્વોના સયો-ગોમાથી ઉદ્ભવતું કોઇ તત્ત્વવિશેષ નહિ, પરંતુ પોતાથી બાહ્ય પ્રદેશમાં પ્રતિત થતા સર્વ પદાર્થોનું પરિસ્ફોટન "હું" ની સત્તાને આધીન છે, એમ ચિંતવો. તમે પોતે સત્તાનું એક કેન્દ્ર છો અને એ કેન્દ્રની આસપાસ સમસ્ત પ્રકૃતિ ચક્કર માર્યા કરે છે એમ જુવો "હું" ને સામર્થ્યના એક કેન્દ્રરૂપે જુવો છો, તેથી બીજા મનુષ્યોના "હું" ના તેવા જ પ્રકારના હકનો ઇનકાર થાય છે, એવો ખોટો ભય રાખશો નહિ સર્વ જીવાત્માઓ પોતાના આંતરિક બંધારણથી જ સામર્થ્યના કેન્દ્ર જ વસ્તુતઃ છે, અને આ વિશ્વના પ્રાણી પદાર્થો જે મહા સત્તા વડે સત્તાવાળા કે એ મહાસત્તાએ જ તમને અને બીજાઓને તેવા બનાવ્યા છે. ખરી રીતે તમે ઉપર કહ્યા પ્રમાણે કલ્પવામાં તમારા જન્મ હક પ્રત્યે જાગ્રત થાઓ છો, અને જ્યાં સુધી આત્મા પોતાને શકિત પ્રભાવ અને સંકલ્પ બળમા એક કેન્દ્ર રૂપે નાહ જુએ ત્યા સુધી તે તે ગુણો તેનામાં પ્રકાશવાના નથી. જેમ જેમ જેટલા પ્રમાણમાં આત્મા પોતાને ઉપરોક્ત ગુણોવાળો સ્વીકારતો જશે, તેમ તેમ અને તેટલાજ પ્રમાણમા તેનામા એ લક્ષણો પ્રતિત થતા જશે, તમારે કાંઇ તમારા શક્તિઓનો બીજાઓની શક્તિઓ સાથે મુકાબલો કરી તમે તેમના કરતાં અધિકઅક્કલવાળા, બળવાળા છો એમ નક્કી કરવાની કે માનવાની જરૂર નથી. એક માણસ પોતાને બીજા કરતાં મહાન જુએ અને બીજાને હલકો કલ્પે એ તેનું અજ્ઞાન

તમારા "હું" ને ગમે તેવા નસીબવાન, અક્કલવાન, ધનવાન કે ઐશ્વર્યવાન મનુષ્યના "હું" સાથે બદલવા કદી પણ ઇચ્છા કરવાના નહીં તમને આ વાતમાં જરા શંકા જેવું જણાતું હશે પણ જરા વિચાર કરવાથી ખરી હકીકત તમે જાણી શકશો તમે જ્યારે કોઇ વખત એવું ઇચ્છો છો કે "હું ફલાણો ગૃહસ્થ હોઉં તો કેવું સારૂં ?" ત્યારે તમે ખરી રીતે એમજ ઇચ્છતા હો છો કે, એ ગૃહસ્થના જેવી અકકલ, સંપત્તિ વિદ્યા આદિ તમારા સ્વાધીનમાં હોય તો સારૂં એ માણસને જે કાંઇ છે તે તમને હોય એમ તમે ઇચ્છો છો. તમે તમારા સ્વત્વનો-પોતાપણાનો ને મનુષ્યના સત્વમા કે પોતાપણામાં લોપ થાય અને તમારૂં "હું" સાથે અભેદ ભાવને પામી જાય એવું તમે કદી ઇચ્છતા નથી અથવા તે માણસનું "હું" તમારામાં આવે અને તમારૂં "હું" એ સામા માણસનુ "હું" બની જાય એમ પણ ઇચ્છતા નથી. ગમે તેવો કમનસીબ માણસ ગમે તેવા નસીબવાળા માણસ સાથે પોતાની જાતનો "હું" નો બદલો કરવા ઇચ્છતો નથી. આ વિષય ઉપર જરા વિચાર કરો અને તેનો મર્મ તમને સ્પષ્ટ થશે તમે બીજા માણસ થઇ જાઓ એનો અર્થ તમારા અસ્તિત્વમાંથી લોપ થવો એ છે, અને તેમ થાય તો પછી તમે એ તમે રહેવાને બદલે તે બની જવાના.

આ મર્મ જો તમે ગ્રહી શકો તો તમને જણાશે કે, આ પ્રકારની પોતાપણાની ફેરબદલી (exchange) કરવા તમને કદી પણ મન થતું નથી. સહુ કોઇ જાણે છે કે, એમ કદી બની શકતું પણ નથી કહેવાનું તાત્પર્ય એ છે કે, તમારા "હું" નો લોપ કદી પણ થતો નથી. તે અમર છે એ "હું" કાળના અંત સુધી કાયમજ રહેવાનું છે અને નિરંતર ચઢતા ક્રમે ઉર્ધ્વગતિ હોવા છતા "હું" તો તેનુ તેજ રહેવાનુ એનું સ્થાન બીજુ કોઇ લઇ શકે તેમ નથી. સર્વ સ્થિતિઓ-સુખમા દુઃખમા પ્રમોદમાં-ગ્લાનિમાં-તમારૂં "હું" સ્થિરજ રહેવા નિર્માએલું છે.

દૃઢપણે અંકિત કરો અને તમારી જ્ઞપ્તિના ઉંડા અંતસ્તમ પ્રદેશમાં એને મૂળ ઘાલવા દો. ક્રમે કરીને તે તમારા જીવનમાં ઓતપ્રોત થતું જસે. પછી તમે જ્યારે જ્યારે "હું" એ શબ્દનો ઉચ્ચાર કરો ત્યારે ત્યારે તે શબ્દ સાથે સંકલ્પબળ, સામર્થ્ય અને પ્રભાવની ભાવનાને પણ જોડતા જાઓ. તમે તમને એ પ્રકારે નિરંતર જોવાની ટેવ પાડો. તમે ઉપર કહ્યા તેવા પ્રકારના સત્તાવાન કેન્દ્ર છો અને તમારી આસપાસ તમારી સૃષ્ટિ ફર્યા કરે છે, એ ભાવનાને આરૂઢ બનાવો. જ્યાં જ્યા તમે જાઓ ત્યાં ત્યાં તમારા વિશ્વનું કેન્દ્ર પણ સાથેજ છે એમ જુઓ. તમે એક અચળ, અમર અને સત્તાપૂર્ણ જ્ઞપ્તિનું બિંદુ છો અને આસપાસનુ વિશ્વ તમારી આસપાસ તેના નિયત કક્ષામા ફર્યા કરે છે એમ જોતા શીખો. અધ્યાત્મવિદ્યાની મહાદિક્ષાનું આ પ્રથમ સૂત્ર છે

આ પ્રકારના અનુભવને દૃઢ કરવાની અનેક વિધિઓ છે. તેમાથી એક સૌથી અધિક પ્રચાલત આ પ્રકારે છે:–શાંતવાળા સ્થાનમા સ્થિર આસને બેસી "હું" છું એ મંત્રનો ધીરેધીરે, ગંભીરપણે થોડો વખત જાપ કરો આમ કરવાથી મન "હું" ની ભાવના ઉપર કેન્દ્રીભૂત થાય છે, અને એ ભાનને અધિકાધિક બળવાન બનાવે છે. ઇંગ્લાડના સુવિખ્યાત રાજ્યકવિ લૉર્ડ ટેનીસે આ કળા સિધ્ધ કરી હતી તે લખે છે કે તેની પ્રતિભા તેણે આજ પ્રકારે જાગ્રત કરી હતી તે નિરૂપદ્રવ સ્થાનમાં જઇ ઘણીવાર પોતાનું નામ ધીરે ધીરે ઉચ્ચારતો અને તેજ વખતે પોતાના સ્વત્વ (identity) ઉપર તે એકાગ્ર ચિત્ત બની જતો તે પોતાની ડાયરીમા લખતો ગયો છે કે, એમ કરવાથી તેને પોતાના સત્‌પણાની અને અમરત્વની પ્રતીતિ થઇ હતી ઘણા અપૂર્વ કલ્પક (original) લેખકો, વિચારકો અને કવિઓ આ પ્રકારેજ પોતાના વાસ્તવ સામર્થ્યના પ્રભવસ્થાનને શોધી શકયા છે.

ઘણા મનુષ્યો હું એ શરીર છે એવા પ્રકારના ભ્રાંતમાંથી મુક્ત થઇ શકતા નથી આ વિઘ્નનું નિવારણ આત્મા, દેહ અને મનથી-

પમાલી કરવાનો જે વા ગાયો છે તે ધર્મના મૂળ હેતુથી અત્યંત વિરોધી છે. શરીર એ પરમાત્માને વસવાનું મંદિર છે, અને આત્મિક સંવરધનની અમુક હદે પોચતા સુધી તેની અનિવાર્ય અગત્ય છે આત્માની પ્રગતિનો આધાર, આપણી વર્તમાન ભૂમિકાએ તો, દેહના આરોગ્ય અનારોગ્ય અને બળાબળ ઉપર રહેલો છે. માણસો પોતાના વસ્ત્ર, ઘર, આદિ ઉપકરણોને પોતાથી ભિન્ન અને પર સમજતાં છતા ગમે તેવા જીર્ણવસ્ત્ર કે માટીના કોટડાથી ચલાવી લેવાની ઉદારતા દર્શાવતા નથી. પરંતુ દેહ એ આપણો નથી અને એક કાળે તે દગો દેવાનો છે એવી અર્ધ-ઘેલી સમજણના વેગમાં તણાઇ જઇ તેના તરફ બેદરકારી બતાવે છે, અને એ પ્રકારે પોતાના નિકટના અને અતિ ઉપયોગી સોબતીને આ જન્મમા તે વડે સાધવા યોગ્ય કાર્ય માટે, નિરૂપયોગી બનાવી મુકે છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે. દેહ આપણા સ્વામિત્વ તળે છે અને તે આપણા સંકલ્પને અનુસારવા નિર્માએલુ છે એવો નિશ્ચય આત્મામાં દ્રઢપણે અંકિત થવો જોઇએ, તેમ થયેથી તેને આપણા સંકલ્પ પ્રમાણે નિરૂપી, યોજી અને વાળી શકાય છે

આટલું થયા પછી આત્મા અથવા "હું" અમર છે, તેનો વિનાશ કદી પણ થવાનો નથી, એવા અનુભવ થવા અર્થે અભ્યાસ અથવા સંયમ સાધવાની જરૂર છે ઘણા "ધર્મી" ગણાતા મનુષ્યો આ વાતને શ્રદ્ધાથી તો સ્વિકારે છે પરંતુ તેમના અંતઃકરણની ઉંડાણમાં એ માટે શંકા રહ્યા જ કરતી હોય છે ઘણા શ્રદ્ધાવાન મનુષ્યો પણ પ્રસંગ આવ્યે આ પ્રકારનો પ્રશ્ન આગળ ધરે છે કે, "આત્મા અથવા "હુ" અમર છે તેની સાબીતી શું!" આ પ્રશ્નનો જો કે બુદ્ધિવડે સામાના હ્રદયમાં ઉતરી શકે તેવો ઉત્તર આપી શકાય તેમ નથી, કેમકે જે અનુભવ અભ્યાસ અને ચિંતવનથી મળી શકે તેમ છે તે માત્ર તર્ક અને બુદ્ધિવિલાસથી મળી

અથવા ઉત્કટ દર્દના યોગથી થયેલી મૂર્છાકાળે મન જ્યારે શૂન્ય બનેલું
જણાયછે તે વખતે પણ અસ્તિત્વના અખંડ પ્રવાહનું ભાન આત્મા
અંતસ્તમપણે અનુભવતોજ હોય છે. આથી જો કે મનુષ્ય પોતાને
ઉપયોગ રહિત સ્થિતિમાં, નિદ્રામાં, અથવા મૂર્છામાં હોવાનું
સહેલાઈથી કલ્પી શકે પણ જ્યારે તે "હું" ના આત્યંતિક વિલય-
ની કલ્પના કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે મન તે કલ્પનાનું ચિત્ર
રચવાની ચોખ્ખી ના પાડે છે. આત્મા પોતાના અમરત્વની સાક્ષીતી
પોતાના સ્વરૂપની સાથેજ લઈને વિહરે છે તેમ છતાં તેનો સંપૂર્ણ
અનુભવ તો વિકાસક્રમની ઘણી ચઢીઆતી હદે આવ્યા પછીજ થાય છે.

અમરત્વ એ આત્માનો જન્મહક છે અને પોતાનું સ્વરૂપ
અને સંભાવનાઓને તે શોધી શકે તેટલા માટે તેણે અભ્યાસ અને
ચિંતવન વડે તે વાતનો પ્રગાઢ અનુભવ મેળવવો જોઈએ. આત્મા
વાસ્તવમાં અમર અને કાળના અંત સુધી આયુષ્માન છે. પુનઃ
પુનઃ આ મર્મને અનુભવગત કરવાનો અભ્યાસ સેવો. આ સત્યનું
સહજ સરખું ભાન પણ ઉદયમાન થતાં સામર્થ્ય અને પ્રતિજ્ઞાનું
અપૂર્વ ભાન થવા લાગે છે. આત્મા જાણે પોતાના વારસામાં
પ્રવેશતો હોય એમ અનુભવાય છે પુનઃ પુનઃ એમ ચિંતવો કે,
જળ, અગ્નિ, વાયુ, આદિ તત્વો તમારા સ્વરૂપનો ભેદ કરવા
અશક્ત છે. અને જાણે કે તેમની કસોટીમાં ઉતરવા છતાં પણ
તમારું સ્વત્વ જેમનું તેમ કાયમી રહ્યું છે. કલ્પનાના બળથી
તમે અશરીરી બની અગ્નિમાં જાઓ છતાં ત્યાં પણ અદગ્ધ રહ્યા
છો એમ જુવો. મહાસાગરના તળીએ ડુબેલા છતાં તમને કશી
ઈજા થઈ નથી એમ અનુભવો નિરવધિ આકાશમાં નિરંકુશ પણે
સથન કરવા છતાં જાણે તમને વાયુની કશીજ અસર થતી નથી
એમ કલ્પો. યોગવિદ્ મહાજનોએ આ પ્રકારના અનેક વિધ ધ્યાનનાં
સ્વરૂપો પોતાના ગ્રંથોમાં આપેલા છે તેમાંથી તમને પ્રિય જણાય તે
એકાદ ગ્રહણ કરી તમારા અમરત્વની પ્રતીત મેળવવા પ્રયત્ન કરો.

# આધ્યાત્મિક પ્રબંધાવલી.

અણુકો ૫ મો.

## મહા પુરૂષોના સંવાદો અને આત્માના માનસિક સ્ફુરણો.

### સંભૂતિવિજય અને સ્થૂલભદ્રજી.

**વેશ્યાગૃહે ચાતુર્માસ નિર્ગમવા માટે ગુરુ પાસેથી જૈન મુનિએ મેળવેલી મંજુરી.**

સંભૂતિવિજય—ભદ્ર ! આ વર્ષાઋતુના ચાતુર્માસ નિર્ગમવા માટે તમે છેવટે કયું સ્થળ નક્કી કર્યું ? અન્ય સર્વ મુનિઓએ પોત પોતાના સ્થળ નીર્ણિત કર્યાં છે, અને તે સારી સમ્મતિની કસોટીએ ચડીને સુનિશ્ચિત પણ થઇ ચૂક્યાં છે. કાલના પ્રભાતે આપણે સર્વેએ છુટા પડવાનું છે, કેમકે વર્ષાના પૂર્વચિન્હો હવે આકાશપટ ઉપર તરવા લાગ્યાં છે, નિર્ણય માટે હવે અધિક કાળક્ષેપનો અવકાશ નથી.

એક જ અંશમાંથી જન્મે છે ? એ તો નવુંજ સાંભળ્યું !

સંભૂતિ—અધિકારના ફેર સાથે વસ્તુની વ્યાખ્યા પણ ફરતી ચાલે છે. આત્માના જે અધિકારમાં સ્વાર્થ અને પરાર્થને પરસ્પરમાં વૈરી તરીકે ઓળખાવવા જોઇએ, તે અધિકાર તું ઘણા કાળથી ઓળંગી ગયો છે. હવે ઉભય તારે માટે અર્થહીન છે. એ દ્વંદ્વ હવે તને સ્પર્શી શકે તેમ નથી.

સ્થૂલ—એ દ્વંદ્વ ક્યાં સુધી સંભવે ?

સંભૂતિ—જ્યાં સુધી આત્મા યાચે છે, ત્યાં સુધી, તે યાચતો બંધ થાય–સર્વને આપતો જ રહે, પોતાને માટે કશુંજ નહીં–જેને જે જોઇએ તે તેની પાસેથી લે–અને આપવાના અભિમાન રહિત તે અર્પતો ચાલે, ત્યારે સ્વાર્થ અને પરાર્થની, બાળકો માટે બાંધેલી મર્યાદાઓ તુટી પડે છે, અને સ્વાર્પણમયતાના અનંત અવકાશમાં આત્મા વિહરે છે. ભદ્ર ! તું પણ એ જ પ્રદેશનો વિહારી છો.

સ્થૂલ—દીલનું ખેંચાણ સ્વાર્થ વિના કેવી રીતે સંભવે, એ જ મને ખુંચ્યા કરે છે. તે આકર્ષણને હું ઠેલી શકતો નથી; તેમ ત્યાં જવામાં કલ્યાણનું પણ એક નિમિત્ત જોવામાં આવતું નથી. જુના દુશ્મનો મને પોકારતા જણાય છે.

સંભૂતિ—તાત ! તારી સર્વ વાત હું સમજી ગયો પણ તારૂં દીલ ત્યાં યાચવા જતું નથી, માત્ર અર્પવા જ જાય છે; એમ તને શું નથી લાગતું ?

સ્થૂલ—જ્યારે હું તાજા લોહીનો શીકારી હતો, બાળાઓના યૌવનરસનો તરસ્યો હતો, અને વિષયને ઘુંટડાને પ્રેમામૃત માની માનીને પીતો હતો, તે વખતે મારા ઉપર સ્થૂલ પરંતુ અચળપણે આસક્તિ રાખનારી કોશાના ગૃહમાં આ ચાતુ-

સંભૂતિ—જે મુનિ યાચવાને પાત્ર છે, તેણે તેવા ખેંચાણથી ભાગતા ફરવાની જરૂર છે; અને તેટલા જ માટે તારા સહયોગી મુનિઓને જે સ્થાનમાં તેવા ખેંચાણનો લેશ પણ સંભવ ન હોય, ત્યાં મોકલ્યા છે. પરંતુ જેને આપવાનું જ છે, લેવાનું કાંઇ નથી, પોતાને માટે કશુંજ રાખવું નથી, તેણે તો યાચવાના ખેંચાણવાળા પ્રદેશમાં વિજય મેળવી જગત્ ઉપર અયાચકતાનું દૃષ્ટાંત બેસાડવાની જરૂર છે. તાત ! તારા જેવાએ તો તારી પાસે જે કાંઇ છે, તેને વસ્તીમાં છુટે હાથે વેરતા ચાલવાની જરૂર છે. જગતને તારા જેવાની પાસેથી બહુ શિખવાનું અને લેવાનું છે. જ્યારે આત્મા લેવો બંધ થાય છે, કશું ઇચ્છતો નથી, ત્યારે તેના આત્મભંડારો અમૂલ્ય રત્નોથી ઉભરાવા લાગે છે; અને તે રત્નો જગત્ છુટે હાથે લૂંટે—જેને જે જોઇએ તે ગમે તેટલું લે—ને માટે તેણે જગતના ખેંચાણના મધ્યબિન્દુમાં શિખર ઉપર ઉભા રહેવાની અગત્ય છે. યાચવાને નિતાંત અપાત્ર થએલા બલિષ્ટ આત્માઓ બહુ જ અલ્પ હોય છે; તેથી શાસ્ત્રકારોએ યાચવાના ખેંચાણવાળાં સ્થાનોથી નાશી છુટીને ગુફાઓમાં કલ્યાણ સાધવાની અગત્ય બતાવી છે તે વિધાનો તારા જેવા વીર્યવાન્ પુરૂષો માટે નિર્માયેલાં નથી.

સ્થૂળ—પ્રભો ! પણ મને લાગે છે કે, માત્ર દૃષ્ટાંત બેસાડવા માટેજ મુનિના આચારની શિષ્ટ પ્રણાલીનો લોપ કરવો વાજબી નથી.

સંભૂતિ—તાત ! પૂર્વનો ઇતિહાસ સ્મૃતિમાં લાવ. કુદરત કોઇ પણ આકસ્મિક આંચકાને સહન કરી શકતીજ નથી. શૃંગારમાંથી વૈરાગ્યમાં અને વૈરાગ્યમાંથી શૃંગારમાં ગતિનો ક્રમ એકાએક

ખેંચાણુ ન હોત. પરંતુ તું છેક જ ભાગી છુટયો હતો; તારો અત્યારનો આત્મપ્રભાવ તો તેં આ આશ્રમમાં આવીને પ્રાપ્ત કર્યો છે; એટલે કોશા તરફનું ખેંચાણુ નિવૃત થવું અશક્ય છે; પરંતુ પુર્વના સ્નેહસ્થાનોના ખેંચાણુમાં પણ સ્વાર્પણુમયતાપુર્વક યોજાવું, તે યોગ કોઇકજ મહાભાગ આત્માઓને બની આવે છે. મુનિના શિષ્ટાચારનો ધ્વંસ થવાનો ભય તું રાખીશ નહીં અને સત્વર ત્યાં ભણી વિહારનો પ્રબંધ કર.

સ્થૂલ—પણ અધિક પુરૂષાર્થને સ્ફુરાવી મુનિના શિષ્ટાચારને વળગી રહેવા પ્રયત્ન કરૂં તેમાં શું અયોગ્ય ?

સંભૂતિ—ભદ્ર ! મારો કથિતાશય હજી તું સમજ્યો નહિ. શિષ્ટાચારને વળગી રહેવાની અગત્ય, જ્યાં સુધી આત્મા અર્પવાને તૈયાર નથી, ત્યાં સુધી જ છે. જેઓ અર્પવા જતાં ઉલટા લૂટવા તૈયાર થઇ જવાને પાત્ર છે, જેઓ ગંગામાં પાપ ધોવા જતાં ત્યાં માછલાં મારવા બેસી જાય છે, તેમને માટે જ તે આચારપદ્ધતિનું વિધાન છે. જેઓ તે સ્થિતિને ઓળંગી ગયા છે તેમણે તો જગતનાં જોખમવાળાં સ્થાન ઉપર આવી પોતાના બંધુઓને સ્વાર્પણુમયતાનું દર્શન કરાવવાનું છે. અન્ય મુનિઓને તેવાં સ્થાને જવાની મનાઇ કરવામાં આવી છે તેમાં એ જ હેતુ છે કે, તેઓએ યાચવાની પાત્રતાને છુપાવી રાખી હોય છે અને અનુકૂળ પ્રસંગે ભીખારી બની જઇ હાથ લંબાવે છે,—વખતે લૂટવા પણ ચૂકતા નથી. જેઓ યાચવાના આકર્ષણુવાળા સ્થાનમાં યાચતા નથી અને ઉલટા આપે છે, તેવા પુરૂષો, યાચવાને પાત્ર હોવાથી, જંગલ અને વાઘ–વરૂવાળા પ્રદેશોમાં રખડતા ઉગ્રવિહારીઓ કરતાં, અનંતગુણુા ચઢીયાતા છે.

ખેંચાણુ ન હોત. પરંતુ તું ઠીક જ ભાગી છુટયો હતો; તારો અત્યારનો આત્મપ્રભાવ તો તેં આ આશ્રમમાં આવીને પ્રાપ્ત કર્યો છે; એટલે કોશા તરફનું ખેંચાણુ નિવૃત થવું અશક્ય છે; પરંતુ પુર્વના સ્નેહસ્થાનોના ખેંચાણુમાં પણુ સ્વાર્પણુમયતાપુર્વક યોજાવું, તે યોગ કોઇકજ મહાભાગ આત્માઓને બની આવે છે. મુનિના શિષ્ટાચારનો ધ્વંસ થવાનો ભય તું રાખીશ નહીં અને સત્વર ત્યાં ભણી વિહારનો પ્રબંધ કર.

સ્થૂલ—પણુ અધિક પુરૂષાર્થને સ્ફુરાવી મુનિના શિષ્ટાચારને વળગી રહેવા પ્રયત્ન કરૂં તેમાં શું અયોગ્ય ?

સંભૂતિ—ભદ્ર ! મારો કથિતાશય હજી તું સમજ્યો નહિ. શિષ્ટાચારને વળગી રહેવાની અગત્ય, જ્યાં સુધી આત્મા અર્પવાને તૈયાર નથી, ત્યાં સુધી જ છે. જેઓ અર્પવા જતાં ઉલટા લૂટવા તૈયાર થઇ જવાને પાત્ર છે, જેઓ ગંગામાં પાપ ધોવા જતાં ત્યાં માછલાં મારવા બેસી જાય છે, તેમને માટે જ તે આચારપદ્ધતિનું વિધાન છે. જેઓ તે સ્થિતિને ઓળંગી ગયા છે તેમણે તો જગતનાં જોખમવાળાં સ્થાન ઉપર આવી પોતાના બંધુઓને સ્વાર્પણુમયતાનું દર્શન કરાવવાનું છે. અન્ય મુનિઓને તેવાં સ્થાને જવાની મનાઇ કરવામાં આવી છે તેમાં એ જ હેતુ છે કે, તેઓએ યાચવાની પાત્રતાને છુપાવી રાખી હોય છે અને અનુકૂળ પ્રસંગે ભીખારી બની જઇ હાથ લંબાવે છે,—વખતે લૂટવા પણુ ચૂકતા નથી. જેઓ યાચવાના આકર્ષણુવાળા સ્થાનમાં યાચતા નથી અને ઉલટા આપે છે, તેવા પુરૂષો, યાચવાને પાત્ર હોવાથી, જંગલ અને વાઘ–વરૂવાળા પ્રદેશોમાં રખડતા ઉગ્રવિહારીઓ કરતાં, અનંતગણુા ચઢીયાતા છે.

સંભુતિ—સિંહની ગુફામાં જઇ ત્યાં તેનો પરાજય કરવો એ કોઇ અપવાદરૂપ આત્માઓથી બની શકે છે; અને તાત ! ત્હારૂં નિર્માણ પણ તે અપવાદને સાફલ્ય અર્પવા અર્થે જ છે. જગતને તેવા અપવાદની બહુજ અપેક્ષા છે. જે વખતે વીર પ્રભુ સુદ્ધાનાં નામ જગતના મ્હોંએ ગવતાં બંધ પડશે, તે વખતે પણ તારૂં અપવાદ રૂપ ચારિત્ર લોકો હર્ષથી ગાશે. ભદ્ર ! આથી અધિક પ્રકાશ હું તને આપી શકું તેમ નથી; અધિક પ્રકાશ તો કોશાના ગૃહમાં જ તને મળે તેમ છે. ત્યાંથી પ્રકાશ લાવીને ગુરૂના આશ્રમને અજવાળજે ! જંગલ અને ગુફાઓમાં સેતાન ઉપર વિજય મેળવવાથી જે ફળ મળે છે, તેના કરતાં સેતાનના મકાનમાં જઇ, ત્યાં જ તેના ઉપર વિજય મેળવવાથી આરે કીમતી લૂટ મળી આવે છે. ત્યાં સેતાન પોતાના ગુપ્ત ભંડારો વિજેતાની સમક્ષ ખુલ્લા મુકી દે છે. વિજેતા ધારે તેટલું લઇ શકે છે, અને તે જગતને આપી પણ શકે છે. તાત ! એ કીમતી લૂટથી આ આશ્રમના ભંડારો ઉભરાવ !

સ્થૂલ—પણ પ્રભો ! હું પરાભવ પામું, તો, સહાય કરવા તત્પર રહેજો.

સંભૂતિ—તાત ! હું તારી પડખે જ ઉભો છું; પરાજયનો ભય રાખીશ નહીં. ભય એ જ અર્ધો પરાજય છે. જ્યાં સુધી ચાચકત છે, ત્યાં સુધી જ તે ભય છે.

થુલ—ત્યારે, નાથ ! હું રજા લઉં છું, પણ પડું તો ઝીલવા તૈયાર રહેજો.

સારા મન ઉપરથી ઉઠી ગયો હોય તેમ લાગે છે અને પૂર્વના સંસ્કારો તે કાળના રમણવિલાસમાં મને સુખનું ભાન કરાવી આ કાળે પણ તેવા પ્રકારનું સુખ ઉપજાવવા કાઢવાની ઇચ્છાને પ્રજ્વલિત કરે છે. નિમિત્તબળના પ્રભાવે ઉપાદાન વસ્તુના બળ ઉપર વિજય મેળવ્યો છે.

સ્થુલભદ્ર:—આત્મવિકાસના ક્રમમાં જે અનેક કસોટીઓમાં થઇ પસાર થવાનું છે તે કસોટીઓમાંની, કોશા! તમારી સાંપ્રત સ્થિતિ એ પણ એક વિષમ અને અત્યંત શૂરવીર આત્માથી નિર્ગમી શકાય તેવી દુર્ઘટ કસોટી છે. અનેક નિર્બળ આત્માઓ આ વ્હેલા ધોરણની પરીક્ષામાથીજ તેનું વિકટપણું જોઇ હારી ગયા છે, અને આપ્તપ્રકાશિત માર્ગને દુર્ઘટ માની તે ક્રમને નિસર્ગના નિયમથી વિરૂદ્ધ કિંવા અસ્વાભાવિક ગણે છે. અધોપ્રકૃતિ અને ઉચ્ચ પ્રકૃતિના યુદ્ધકાલનો આ તમારો સમય તમારે અત્યંત સાવધાનતાથી પસાર કરવાનો છે; કારણ કે અનેક વીર પુરૂષોની ઉચ્ચ પ્રકૃતિ પણ સત્સમાગમનો યોગ હોવા છતાંયે આ યુદ્ધમાં અસાવધાનતી અને અનુપયોગથી પરાજયને પામી છે. કોશા! ભ્રાન્તિનો ઉપશમ થયા પછી કોઇક કાળે જે તેનો પ્રથમોદય થાય છે, તે અત્યન્ત બલવાન્ હોય છે. તેની નિવૃત્તિ કરવા જો આત્મા અસમર્થ નીવડે તો પુનઃ તે પ્રકૃતિના ટપ્પે ચઢે છે, અને પુન. નિર્ભ્રાન્ત સ્થિતિમાં આવતાં અનંત કાળ વીતી જાય છે. ઉદય સ્વરૂપને પામેલા પરિણામમાં રંજનપણું ન રાખતાં તેને ધૈર્યપૂર્વક નિવારવા ભણી જ લક્ષ રાખશો તો અલ્પ કાળમાં તે ઉદય નિવૃત્ત થઇ જશે. ઉદયને પામેલા પરિણામને ભાવસ્વરૂપપણે ન પરિણમાવતાં ઉદયાવસ્થામાં જ સાક્ષીભાવે વેદી લેતા તે

તેને અનુરૂપ સામગ્રી ઉપજાવી કાઢવાની ઇચ્છાએ જ આને મારી આપે કહી તેવી સ્થિતિ કરી મૂકી છે. મારી દૃષ્ટિમાં આ કાળે પુર્વની સ્થિતિ સૌભાગ્યચિન્હયુક્ત અને સાંપ્રત સ્થિતિ વૈધવ્ય સદૃશ જણાય છે. પ્રભો ! મારી ઉદયમાન સ્થિતિને અનુરૂપ સામગ્રી ઉપજાવી આપવાની મારી યાચના આપ કબુલ નહિ રાખો ?

સ્થુલભદ્ર:—મહાત્માઓની વિભૂતિ પરોપકાર અર્થે જ હોય છે તમારી પ્રકૃતિનો ઉદય તમે જણાવ્યો તે ઉપાયવડે નિવૃત્ત થવા યોગ્ય હોત તો હું ગમે તે ભોગે પણ તેમાં ભેરાત; પરંતુ તે ઉપાય સત્ય હોવાની ભ્રાન્તિ, તમારી સવિકાર સ્થિતિવડેજ થયેલી હોવાથી અને અનુરૂપ સામગ્રીના યોગે ઉદયમાન પ્રકૃત્તિની નિવૃત્ત શાસ્ત્ર પ્રમાણથી બાધિત તેમજ અન્વાયચક્ષુએ વિચારતાં અસંભવિત હોવાથી, તમારી યાચના હું સ્વીકારી શકતો નથી. પ્રકૃતિના ઉદયરંગથી રંગાયેલ મનોયોગ કૃત્રિમ ઉપાયમાં પણ યથાર્થતાનું ભાન ઉત્પન્ન કરાવી પોતાને અનુકૂળ સામગ્રી ઉપજાવી કાઢવા માટે અનેક યુક્તિ–પ્રયુક્તિથી બુદ્ધિ પાસે પણ તેની વાસ્તવિકતા કબુલ કરાવે છે અને વિકારવડે પ્રમત્ત થયેલી બુદ્ધિ પણ તેવી દલીલથી એકતરફી વલણ પકડી ઘણીવાર ઉદયને અનુરૂપ યોજના, પ્રમાણાભાસ સહિત પ્રકટાવી આપે છે. બુદ્ધિ તરફથી પ્રમાણનો ટેકો મળતાં મન–વચન–કાયાનો યોગ સ્વચ્છંદપણે વર્તવા લાગે છે. કોશા ! આજે તમારી સ્થિતિ પણ કાંઇક આવા જ પ્રકારની છે. તમારી સવિકાર દશાએ તમારી ઉદયમાન પ્રકૃતિને અનુરૂપ સામગ્રી ઉપજાવી કાઢવા માટે, અને તેવી સામગ્રીના યોગથી તે પ્રકૃતિનું બળ નિવૃત્ત થવા યોગ્ય છે એવો આભાસ કરાવી,

આરે સરળતા કરી આપે છે. જો તે બળાત્કારથી આત્માની અનિચ્છા છતાં તેને જોડવા શક્તિમાન હોય તો આ પ-રેશાં કયારનાયે તેમણે તમારી ઇચ્છાને અમલમાં મૂકી દીધી હોત; પરંતુ કર્મની શક્તિમાં બલાત્કારથી કોઇની સાથે જોડવાનું સા-મર્થ્ય નથી. નિર્બલ જીવો જ તે નિમિત્તમાં સામર્થ્યનો આરોપ કરી તેના ઉદયના પૂરમાં તણાય છે. આત્માની અનંત શક્તિ ઉપર કોઇ વસ્તુનું આપણે ધારીએ છીએ તેવું સામર્થ્ય છે જ નહિ. ષડ્રસ ભોજન કોઇ જીવ્હા ઉપર બલાત્કાર કરી તેમાં પરાણે પ્રવેશ કરતા નથી શ્રુતિમનોહર રાગો કોઇ બલાત્કારથી આપણા કાનમાં પ્રવેશી લુબ્ધ કરતા નથી. તેજ પ્રમાણે ઇન્દ્રિ-યના સર્વ વિષયો વિકારના ઉદયકાળે આત્માની અનિચ્છા છતાં બલાત્કારથી તેને ભોગમાં જોડતા નથી.

કોશાઃ—પ્રભો! આપના કથનમાં મને હવે શ્રદ્ધા પ્રકટે છે. વિકારના આ ઉદયકાળે હું શું કરું તો તે સહેજે નિષ્ફળ જાય તે સ્પષ્ટ રીતે કહો.

સ્થૂલભદ્રઃ—ભેદજ્ઞાનના તારતમ્ય પ્રમાણે ઉદયકર્મ આત્મા ઉપર બળ કરી શકે છે. ઉદયમાન કર્મ કરતાં ઉપયોગબળ, ભેદ—જ્ઞાન અને વિવેકબુદ્ધિનો ઉદય વિશેષ જાગૃત કરવાથી, કર્મના ઉદય બળનો પરાભવ થવા યોગ્ય છે. સ્થુલ ભોગમાં વિ-લાસની ઇચ્છાનો ઉદય, તેમાં આત્મા તરફથી રસનું સિંચન થાય નહિ ત્યાં સુધી, કદી પણ બલવાન થઇ શકતો નથી; અને તે રસનું સિંચન કરવું યા ન કરવું તે આત્માની સ્વતંત્રતાની વાત છે. ઉદયમાં ન જોડાવું, તેમાં રસવૃત્તિ ન જ કરવી, તેને જ્ઞાન વડે પરિક્ષીણ કરી નાંખવો, એ જ કર્મના ઉદયજન્ય વિકારનો પરાજય કરવાનો ઉપાય છે. સામાન્ય જીવોમાં અને મહાત્માઓમાં માત્ર બાટલો ફેર છે. જ્ઞાનીઓનું

# મ્હારા માથે પણ માલીક ?

## શાલિભદ્ર અને ભદ્રાનો સંવાદ.

**ભદ્રા:**—ગઈ કાલના બનાવ પછી ત્હારા વદનની માધુરી એક જ સુકાઈ ગઈ છે. બેટા ! શ્રેણીક નરેન્દ્રે ત્હારી સ્નેહભરી ભેટ લીધી તેથી તો ત્હારે ઉલટું પ્રસન્ન થવું જોઈએ. રાજાઓમાં પ્રભુત્વનો અંશ છે; કેમ કે કાળના વીર્યનું શુભાશુભપણું ત્હેમની ભાવનાઓની શુભાશુભતાને લઈને નિર્માય છે. એક બાજુ પ્રભુ મહાવીરનું ધર્મચક્ર લોકોની આત્મસમૃદ્ધિ સંરક્ષી તથા વિસ્તારી રહી છે, ત્યહારે બીજી બાજુએ તે શાસનને સાનુકૂળ રહી શ્રેણીક નૃપતિનું રાજચક્ર આપણી વ્યવહારસંપત્તિનું રક્ષણ કરે છે. તે પ્રજાપાલક રાજા આપણી સંભાળ પિતાની જેમ રાખે છે. આપણી વિપુલ સંપત્તિનું દર્શન કરી તે ભલા રાજાએ, સામાન્ય રાજાઓને સુલભ એવી ઇર્ષ્યા અનુભવવાને બદલે, અત્યંત હર્ષ અનુભવ્યો હતો. શ્રેણીકે ત્હને પ્રેમભર આલિંગન આપી ત્હારી 'રહડતી કળા' પુચ્છી હતી. છતાં તે ક્ષણથી ત્હારૂં મુખ કરમાઈ ગયું છે. ગઈ કાલના પ્રભાત અને આજના પ્રભાતના અલ્પ અંતરમાં ત્હારા સુંદર દેહમાં વહેતું લોહી ફીકકું પડી ગયું છે. તાત ! ત્હારી આ તરવ્યથા હું સહમજી શકતી નથી. કયો વિચાર ત્હારા મર્મમાં આઘાત કરી રહ્યો છે ? બેટા હૃદય ખોલ અને આ સ્નેહાળ માતાને ત્હારા દુઃખની ભાગી બનાવ !

**શાલિભદ્ર:**—માજી આપ જ્હેને દુઃખ લેખો તેવું કશું જ દુઃખ મ્હને નથી મ્હારૂં શરીર હમેશની જેમ રોગ-

આર મ્હારી પ્રત્યેક પ્રવૃત્તિને ચોજશે હું બીજી માતાઓ જેવી મૂર્ખ નથી. ગમે તેટલા ઉંચા શિખરે ત્હારૂં હૃદય ચ્હડયું હશે તો પણ હું ત્યાં પડતાં-આખડતાંએ ચ્હડીશ, પરંતુ ત્હારા હૃદયને એક કદમ પણ નીચે ઉતરવા નહિ વિનવું. અંતરનો સાચો સ્નેહ, સ્નેહના સ્થાનનું દુઃખ ટાળવામાં પોતાના રાગ-દ્વેષના ધોરણને બાજુએ મુકી સ્નેહસ્થાનના ધોરણને પોતાનું કરી લે છે. બેટા, ત્હારૂં કષ્ટ જો ટળી શકે તેમ હશે તો તે ટાળવા માટે હું ત્હારા અનુભવને મ્હારો અનુભવ બનાવી લઇશ, અને છેવટે કાંઇ પણ નહિ બની શકે તો ત્હારી વેદનાના સ્થાન ઉપર નિશ્વાસની ઉષ્ણ જ્વાળાને બદલે સ્નેહની શિતળ ફુંક મારી ત્હને શાન્તિ તો પમાડીશ. મ્હને આશા છે કે જો ત્હારૂં કષ્ટ માત્ર કાલ્પનિકજ હશે તો માતૃ-હૃદયના સ્નેહનાં કિરણો તે કલ્પનાના ધુમસદળને વિખેરી નાખી અગાઉના જેવી ત્હારી ચિત્તપ્રસન્નતાને પાછી આણશે, અને તે દર્દ વાસ્તવિકજ હશે તથા ત્હેને દૂર કરવા માટે જે માર્ગ તું લેવા ધારતો હશે તે યોગ્ય જ હશે તો, આ હૃદય પણ તે માર્ગને ખુલ્લો કરવામાં ઉલટું સહાયક બનશે. બેટા ! નિષ્ફળ ચિંતા દૂર કર. આ માતાનો સ્નેહ તું ધારે છે તેવો છેક જ સ્વાર્થી નથી. મ્હેં પણ એવા અનેક હૃદયપલટા અનુભવ્યા છે. મહાવીર પ્રભુના કંઠથી પ્રગટેલી વાણીના પડઘા હજી આ અણુગોલકમાં તાજા જ છે. કાંઇ પણ આશ્ચર્ય હવે એવું નથી રહ્યું કે જે મ્હને આઘાત કરી શકે.

શાલિભદ્રઃ—તો માજી ! આ ચોત્રીશ કલાકમાં મ્હેં શું શું પલટા અનુભવ્યા ત્હેની કથા હું સ્વલ્પમાં કહીશ. હૃદયની અશાંતિ તો ઘણા કાળની હતી. કોણ જાણે શું કારણથી

ભદ્રા:—બેટા! એ પ્રસંગથી તો હું હજી અંધારામાં જ છું. મ્હને ત્હેની વાત સરખી પણ ત્હેં કરી નથી. હું તો એમ જ માનું છું કે ત્હને કશી વાતનો ટોટો નથી, અને તું આ ગગનચુંબી મહાલયમાં આરામ અને સુખનો જ અનુભવ કર્યા કરે છે ભાઇ! ત્હને શી વાતે ખાંમી હતી? એ દુઃખનો ઇતિહાસ મ્હારાથી કેમ આજ સુધી ત્હેં ગુપ્ત રાખ્યો?

શાલિભદ્ર:—એ પ્રસંગ આપથી પણ અજાણ્યો નથી. જે અજાણ્યું છે તે તે પ્રસંગથી આ હૃદયમાં જે ધક્કો વાગ્યો હતો તે છે; અને હૃદયનો ઇતિહાસ, માજી, કાંઇ ક્ષણે ક્ષણે શું થવા બેસાય છે? જ્યહારે કોઇ પરિપાકવાળી અવસ્થાએ પહોંચાય છે ત્યહારે જ ત્હેના મૂળના ઇતિવૃત્તને મહત્વ અપાય છે. એવા તો અનેક મનુષ્યો ને અનેક ક્ષણિક આવેગો પ્રકટતા હશે, પણ જ્યહાં સુધી તે કોઇ અપૂર્વ ભાવના ભણી આત્માને દોરે નહિ ત્યહાં સુધી ત્હેનું કશું જ ગૌરવ નથી, અને મ્હારી તે કાળની વૃત્તિ કાંઇ પણ આકાર કે રૂપરેખા વિનાની હોવાથી મ્હેં આપને ત્હેની કશી માહીતી આપી નહોતી. માત્ર હૃદય ભાંજગડ કરી અશાન્તિ વેદતું હતું, અને ત્હેમાંથી માર્ગ શોધવા મથતું હતુ. પણ તે કાળે આગળ–પાછળ ધુમસનાં દળ ભાસતાં હતાં અને તેથી અશાન્તિના ખરા કારણની શોધ થઇ શકી નહોતી.

ભદ્રા:—પણ તે પ્રસંગ શું હતો? કાંઇક સ્મરણ કરાવે તો સમજ પડે!

શાલિભદ્ર:—પ્રસંગ તો સહેજ હતો. માજી, બે વર્ષ ઉપર બત્રીસ બાળાઓમાંના પદ્મા માંદી પડી હતી. મ્હને પદ્મા પર કાંઇક આસક્તિ હતી. સહુમાં તે રૂપવતી અને બેરંક હોવાથી

આના ઉદયની જવાળા આત્મામાંથી પ્રકટતી સુધાને ઘણીવાર સૂં-ફુંકી નાંખે છે. મ્હારા સબંધમાં પણ તેમજ બન્યું. સૂક્ષ્મતા-માંથી સ્થૂળતામાં આવવામાં પુણ્ય સર્વથી મહાન નિમિત્ત છે, અને સ્થૂળતામાંથી સૂક્ષ્મતામાં જવા માટે પૂર્વનું આરાધકપણું, સત્પુરૂષોનો પરિચય અથવા દુઃખનો રંગ એ ત્રણ મુખ્ય હેતુઓ છે, એમ હવે સમજાય છે. આ ત્રણે હેતુઓમાંથી એકકેનો મ્હને તે કાળે સદ્‌ભાવ ન હોવાથી મ્હારા હૃદયનાં ખુલેલાં દ્વાર પાછાં લગભગ બંધ થઇ ગયાં; છતાં કોઇ-વાર ત્હેની તીરાડમાંથી તે સૂક્ષ્મ સૃષ્ટિનું ઝાંખું દર્શન થતું હતું. હૃદય એકે વસ્તુમાં સંપૂર્ણ વિરમેલું નહોતું. એક પક્ષે પુણ્યના ઉપભોગ કાળે તે પૂર્વના આઘાતો મામરા આવતા તેથી તે ઉપભોગની અડધી માત્રા નાશ પામતી, અને અન્ય પક્ષે અંતર આગારમાં પ્રવેશવાનું એકકે બળવાન નિમિત્ત નહોતું. માતા ! પુણ્યનો મહોદય આત્માને ત્હેની ખરી અવસ્થા સમજવાની દરકારથી વિમુખ રાખે છે.

**ભદ્રા:**—બેટા ! પણ હજી ત્હારા પુણ્યરસનો મહાસાગર તો ભરેલોજ છે. શ્રેણીક જેવા રાજાઓ ત્હારે ત્યાં ત્હારા દર્શન અર્થે આવે એ ત્હારા શુભના મહાનપ્રકર્ષને શું નથી સૂચવતું ? અને આ પુણ્યના ફળ પ્રસંગે ત્હને આવો નિર્વેદ પ્રકટાવ્યો એ જોઇ મ્હને બહુ આશ્ચર્ય થાય છે.

**શાલિભદ્ર:**—આપે જ્યહારે શ્રેણીકને નમવા માટે મ્હને સૂચવ્યું તે ક્ષણની મ્હારી હૃદયસ્થિતિ વિલક્ષણ હતી. આ શરીર જ્યારે નમવામાં રોકાએલું હતું, ત્યારે આત્મા કોઇ અવ્યક્ત દર્દની ભાવના ઉપર ચ્હડતો જતો હતો જીવનભરમાં હું કોઇના આગળ નમ્રપણે અવનત થયો હોઉં તો તે માત્ર દે

**શાલિભદ્ર:**—અને આગની તે માનીનતા સત્ય જ હતી. હું વિષયનો જ ગુલામ હતો. પુણ્યના રસને જ મ્હેં ચુસ્યા કર્યો છે કદી સાચો પ્રેમી પણ બની શકયો નથી, અને ભેકતૃત્વના અભિમાનને ગાળી નાખી કશામાં પણ સ્વાર્પણ અનુભવી શકયો નથી જો તેમ બન્યું હોત તો, માજી ! આ પ્રસંગને આવવાપણું નહોતુ સંસારમાં જે સ્વાર્પણની ભાવના સિદ્ધ કરી શકે છે ત્હેને સંન્યાસ કે જંગલની અપેક્ષા રહેતી નથી. મ્હારાથી તે બન્યું નહિ અને તેથી જ આ હૃદય કોઇ બીજો માર્ગ શોધવા તત્પર બન્યું છે. કેમકે ગઇ કાલથી એ પુણ્યના ઉદધિમાંથી માધુર્યનો નાશ થયો છે. એટલું જ નહિ પણ તે છેક જ ખારો બની 'પાપ'માં પલટી જાય તે પહેલાં મ્હારે ચેતવાની જરૂર છે. આજે જે મોળું અને ફીકકું બન્યું ત્હેને કાળક્રમે ખારૂ બનતાં કે સડી જતાં કોણ અટકાવી શકે તેમ છે ?

**ભદ્રા:**—બેટા ! એ ચિંતા તો વ્યર્થ છે. ત્હને અત્યારે શી વાતની કમી છે કે એ પુણ્યનો અંત એટલો ત્વરાથી આવવાનો ત્હારે ભય રાખવો પડે ? દૈવી લક્ષ્મી, યુવાવસ્થા અને મનોગમ સ્ત્રીઓનો સંયોગ ત્હારા આ ક્ષણિક આવેગને થોડા કાળમાં ભુંસી નાખશે. તાત ! કોઇ પણ સાહસમાં ઝુકાવું ઉચિત નથી.

**શાલીભદ્ર:**—હું સ્હમજું છું કે હૃદયના ગમે તેવા સખ્ત ધક્કાનો આત્મા અનાદર કરે છે ત્યારે કાળક્રમે ત્હેની અસર ભુંસાઇ જાય છે, અને જુના ચીલે તે હમેશની માફક વિહરવા લાગે છે; પણ આ ટુંકા કાળમાં મ્હને જે અનેક સત્યાનુભવો થયા છે તેમાં એ પણ એક છે કે હૃદયના ધક્કાનો ઉપયોગ

શાલિભદ્ર:—અને આપની તે માનીનતા સત્ય જ હતી. હું વિષયનો જ ગુલામ હતો. પુણ્યના રસને જ રહેં ચુસ્યા કર્યો છે કદી સાચો પ્રેમી પણ બની શકયો નથી, અને લે કતૃત્વના અભિમાનને ગાળી નાંખી કશામાં પણ સ્વાર્પણ અનુભવી શકયો નથી જો તેમ બન્યું હોત તો, માજી ! આ પ્રસંગને આવવાપણું નહોતુ સંસારમાં જે સ્વાર્પણની ભાવના સિદ્ધ કરી શકે છે ત્હેને સંન્યાસ કે જંગલની અપેક્ષા રહેતી નથી. મ્હારાથી તે બન્યું નહિ અને તેથી જ આ હૃદય કોઇ બીજો માર્ગ શોધવા તત્પર બન્યું છે. કેમકે ગઇ કાલથી એ પુણ્યના ઉદધિમાંથી માધુર્યનો નાશ થયો છે. એટલું જ નહિ પણ તે છેક જ ખારો બની 'પાપ'માં પલટી જાય તે પહેલાં મ્હારે ચેતવાની જરૂર છે. આજે જે મોળું અને ફીકું બન્યું ત્હેને કાળક્રમે ખારૂ બનતાં કે સડી જતાં કોણ અટકાવી શકે તેમ છે ?

ભદ્રા:—બેટા ! એ ચિંતા તો વ્યર્થ છે. ત્હને અત્યારે શી વાતની કમી છે કે એ પુણ્યનો અંત્ત એટલો ત્વરાથી આવવાનો ત્હારે ભય રાખવો પડે ? દૈવી લક્ષ્મી, યુવાવસ્થા અને મનોગમ સ્ત્રીઓનો સંયોગ ત્હારા આ ક્ષણિક આવેગને થોડા કાળમાં ભુંસી નાંખશે. તાત ! કોઇ પણ સાહસમાં ઝુંપલાવું ઉચિત નથી.

શાલીભદ્ર:—હું સ્હમજું છું કે હૃદયના ગમે તેવા સખ્ત ધક્કાનો આત્મા અનાદર કરે છે ત્ય્હારે કાળક્રમે ત્હેની અસર ભુંસાઇ જાય છે, અને જુના ચીલે તે હમેશની માફક વિહરવા માંડે છે; પણ આ ટુંકા કાળમાં મ્હને જે અનેક સત્યાનુભવો થયા છે તેમાં એ પણ એક છે કે હૃદયના ધક્કાનો ઉપયોગ

સંસારનો રસ ચુસવામાં નિમગ્ન રહે છે. આખરે એવી અવસ્થાએ આત્મા આવે છે કે, ગમે તેવા સખ્ત ધક્કાથી પણ તે સહાઇ જાય છે, પણ ત્હેનો ઉપયોગ કરવા ભણી અથવા તે ક્યા માર્ગમાં દોરવા માગે છે તે વિચારવા પ્રતિ તે નજર સરખી પણ કરતો નથી. માતા ! હવે મ્હને પ્રમાદાવસ્થા ગમતી નથી આ ધક્કાનો ઉપયોગ કરી લેવામાં જ મ્હને જીવનસાફલ્ય સ્હમજાય છે.

ભદ્રા:—બેટા ! ઇચ્છા હશે તો એ પ્રસંગ પણ ભાવીમાં બની આવશે. હજી ત્હારૂં વય પણ એવું પ્રૌઢ નથી કે એવી ઉતાવળ કરવાની જરૂર હોય. તાત ! હજી પુણ્યના ઉદયને ભોગવો અને પુત્રવત્સલ માતાને નિત્યની જેમ પ્રસન્નતા આપો.

શાલિભદ્ર:—જેને આપ પુણ્ય માનો છો ત્હેનો અંત નજીકમાં નથી, એ હું પણ સ્હમજુ છું. પણ એક કાળે ત્હેનો અંત છે એજ નિશ્ચય આ કાળે પણ ત્હેના અંતને મ્હારી દૃષ્ટિમાં સ્થાપે છે, અને ભાવીમાં બનવાના પ્રસંગને, ભાવીને ચિંતવા સમર્થ થયેલી દૃષ્ટિ, હમણાંજ મ્હારી સમક્ષ ખડો કરે છે. વિચારશીલ મનુષ્યો ભાવીમાં થવાના અનુભવને અત્યારે જ અનુભવે છે, અને પાછળથી તાપનો હેતુ ન થાય એવી ગોઠવણ રચે છે. કાળને જતાં વાર લાગતી નથી, અને એ ભયાનક ક્ષણ આંખો ફાડી ઉભી રહે છે. માજી ! જ્યહારે આ પુણ્યનો અંત એક ક્ષણે આવવો નિશ્ચિત છે તો પછી હું ત્હેને નિરાંતથી કેમ ભોગવી શકું ? અંતનો ભય એ જ વર્તમાનમાંથી બધી મધુરતા લૂટી લે છે. અજ્ઞાન મનુષ્યો જ પુણ્યનો રસભર્યો ઉપભોગ કરી શકે છે. સ્હમજ્યા પછી તો 'પુણ્ય' એ 'પાપ' માં જ પલટી જાય છે; કેમકે ત્હેમની નજર આખરના પરિ-

વિરામ હોય તોપણ તે બાળવિરાગ છે. પુણ્યની ખામીના વિચારમાંથી પ્રકટેલી ભાવના કદી સ્થાયી રહી શકતી નથી. તારો અત્યારનો વૈરાગ્ય ગમે તેટલો ત્હને વિશુધ્ધ જણાતો હોય તો પણ જે નિમિત્તથી તે પ્રકટેલો છે તે નિમિત્તનો લોપ થતાં તે પલટાઇ જશે, અને પૂર્વના ઉપભોગના વ્હેણમાં તને પાછો ખસડી આણશે.

**શાલિભદ્ર:**—માજી ! આ ભયનું મ્હને દર્શન કરાવી રહેનાથી ચેતતા રહેવા માટે મ્હને સૂચવ્યું એ ઉપકાર હું કદી વિસરી શકીશ નહિ. ઘણા મનુષ્યો એના પ્રસંગમાંથી પાછા જૂના ચીલે ચ્હડી જાય છે. પરન્તુ, જે ભાવના મ્હને આટલે સુધી ચ્હડાવી શકી છે, તે જ ભાવના એ ભયના સ્થાનથી મ્હારૂં રક્ષણ પણ કરશે, એવો મ્હને વિશ્વાસ છે.

**ભદ્રા:**—બેટા ! મ્હારે એ જ વાત પુનઃ પુનઃ કહેવાની રહે છે કે, પૂર્વની જેમ માતાના વત્સલ હૃદયને આનંદ આપતા અહીં જ સ્થિર રહો. આ આવેગનો થોડા જ કાળમાં લોપ થઇ જશે અને પછી હાલની આ 'મનોરથ સૃષ્ટિ' સ્વપ્નના જેવી ક્ષુલ્લક જણાશે.

**શાલિભદ્ર:**—એ જ વાતથી હું ભયભીત છું, અને તેથી જ હું જેમ બને તેમ પ્રભુનું શરણ વહેલું ગ્રહવા તત્પર બનતો જાઉં છું જો આ પ્રસંગ—આ ધક્કો હૃદયમાં તાજો જ રાખી શકી-સમાહિત વૃત્તિથી સંસાર કે જંગલમાં એક સરખી રીતે રહેવા સમર્થ હોત તો આપના વત્સલ હૃદયને હું અત્યારે રોવરાવવાની નિષ્ઠુરતા કરત જ નહિ. પણ, માજી ! એવા સામર્થ્યની ખાત્રીનો અભાવ હોવાથી કહું છું કે આપ જો મ્હને આવેલા પ્રસંગમાંથી ફળ લેવાની મનાઇ કરશો તો મ્હારે

દુસ્મનમાંથી એકનો તો પરાજય કરી શકયો છે. અને એક દુશ્મનને જીતનાર તે જીતમાંથી બીજા દુસ્મનોને જીતવાનું તાજું બળ પણ સાથે મેળવે જ છે મૂર્ખ મનુષ્યો હારનારની હાંસી કરે છે, પણ ખરી રીતે તેવી હાંસી હારનારની નહિ પણ ત્હેમની પોતાની મૂર્ખાઇની જ છે. માજી ! હું 'પડું' એવો ભય આપ રાખશો નહિ. આપના જેવી માતાઓનું સંતાન એટલું બળ તો અવસ્ય સ્ફુરાવી શકશે.

ભદ્રા:—ત્હારા સુવર્ણ સરખા રમણીય દેહનું અદર્શન આ આતાથી કેમ સહી શકશે ? જો કે મ્હારી આ ઇચ્છા સ્વાર્થની છે, તો પણ મ્હારી ભાવનાને ધક્કો ન આપવો એ ત્હારો પ્રથમ ધર્મ છે.

શાલિભદ્ર:—ગત અનંતકાળમાં શાલિભદ્ર સરખા અનંત સંતાનોનો સંયોગ-વિયોગ ત્હમારા આત્માએ અનંત વાર અનુભવ્યો છે. કાળ એ સર્વ દર્દોનું ઔષધ છે. અને જે દર્દ કાલ્પનિક છે તે લાંબો કાળ નભતું નથી. મ્હારામાં આપને જે મમત્વ છે તે કાલ્પનિક જ છે, અને અલ્પકાળમાં આપની વિવેક દૃષ્ટિ તે મમત્વને ભુસી નાંખશે.

ભદ્રા:—તો ભલે, તાત ! સ્નેહસ્થાનનો સ્વાર્થ પ્રથમ સાચવવો એ સ્નેહની પહેલી ફરજ છે. ત્હમારૂં શ્રેય જે માર્ગે જણાતું હોય તે માર્ગે, બેટા ! વિવેકપૂર્વક વિહરો, અને મ્હારા જેવી માતાઓને વિયોગનો પ્રસંગ ઉપજાવવા પુનઃ અવતરવું ન પડે એવું પરમ કલ્યાણ સાધો !

શાલિભદ્ર:—માજી ! આ શબ્દો બોલતાં બોલતાં આપનું હૈયુ છેક જ ગળી જાય છે. અને મિથ્યા મોહથી આપની જ્ઞાનદૃષ્ટિ પરાભવ પામેલી જણાય છે. આવી રાગવૃત્તિ આ દેહમાં

કીનું પડયા પછી પ્રતિઆંચકા ( re-action ) નું બળ એટલું વેગવાન હોય છે કે મનુષ્યને ક્ષણવાર હારી પાછું હઠવું પડે છે. તેવા પ્રસંગ ન આવે તે માટે હૃદયની અવસ્થાઓને, ગૃહાવાસમાં રહી થોડા કાળ જુઓ; અને બને તેટલી મ હાપ્રયાણની તૈયારી કરો. હૃદયનો મળ અહીં જ ધોઇ, શુદ્ધ થઇ, પ્રભુ પાસે જવાય તો તે માર્ગ કંટકરહિત થાય છે. હાલ તો કલ્પનાના પ્રદેશમાં તે પ્રભુની સૃષ્ટિ રચી ત્યાં વિહરો અને ત્યાં જે શરીરકષ્ટ અને સંકોચ ભોગવવા પડશે તે ક-લ્પનામાં જ 'સહતાં' શીખો, અડગ રહી શકવાનું બળ મનુષ્યે પ્રથમ પોતાની કલ્પનામાં સિદ્ધ કરવાનું છે, અને તે મેળવ્યા પછી સાક્ષાત્ અનુભવ માટે પ્રવૃત્તિ કરવી યોગ્ય છે.

**શાલિભદ્ર:**—તો ભલે, માજી ! આપની સલાહ હું મા ન્ય રાખીશ, અને ત્યાગના સ્વરૂપને ધીમે ધીમે અહીંથી જ સિદ્ધ કરીને પ્રભુના ચરણે ગતિ કરીશ.

× × × × ×

**શાલિભદ્ર:**—માજી ! એક માસ ઉપરની અવધ આજે પુરી થઇ ગઇ છે; અને તે કસોટીમાં આ આત્મા અચળ રહી શક્યો છે. હવે રજા અને આશિષ આપો.

**ભદ્રા:**—ભલે, બેટા ! પધારો પણ પ્રભુની આજ્ઞા લઇ આ માતાને પ્રસંગોપાત દર્શન આપતા રહેજો, અને તમારા અનુભવમાંથી પ્રકટેલ અમૃત, આ હૃદય જીરવી શકે તેટલા પ્રમાણમાં. વખતોવખત સીંચતા રહી આપણા પૂર્વ સંબંધને સફળ કરજો એટલો પક્ષપાત તો આ માતા ઉપર જરૂર રા-ખજો. પ્રભુ એટલી આજ્ઞા આપે તેવા દયાળુ છે. ( માથે હાથ મુકી ) તાત ! સુખેથી પ્રભુના શરણે જાઓ અને જીવનના પ-રમ ઉદ્દેશો વ્હેલા વ્હેલા સિદ્ધ કરો

અને મારા નવા જન્મના દેહને લોકો કયા નામથી ઓળખે તે ઠીક, એનો વિચાર કરવાની મેં પરવા રાખી નથી. પરંતુ આપની સાથે વાત કરવામાં હું આ દેહને અનાથયોગી એવી સંજ્ઞાથી ઓળખાવીશ, તો તે મારા પૂર્વના ઇતિહાસનો અને મારા હૃદયના વર્તમાન ભાવનો કાંઇક અર્થબોધ કરી શકશે.

નૃપતિ—મહારાજ ! બોલવામાં પણ આપનું હૃદય દ્રવી પડતું જણાય છે. કંઠ ગળગળો બની ગયો છે પ્રભુના રાજ્યમાં આવ્યા પછી પણ આપ શાંતિ અનુભવી શક્યા હો તેમ જણાતું નથી. અંતરનું તોફાન આપની મનોહર આકૃતિ ઉપર સ્ફુટરૂપે તરી આવે છે, અને દીલ ઉપર થયેલો આઘાત હજી જાણે તાજો જ હોય એમ આપની ગદગદ વાણી સૂચવી આપે છે. આપના દેહની માફક આપનું હૃદય પણ બહુ કોમળ જણાય છે. મહારાજ ! કયા કષ્ટના પ્રસંગે આપને અનાથ બનાવ્યા છે ? પરમાત્માના છત્રનીચે આવ્યા છતાં હજી કયો કાળાગ્નિ આપને તપાવી રહ્યો છે અડચણ ન હોય તો હૃદય ખુલ્લું કરો. પ્રભુની કૃપાથી હું તેમાંથી ખુંચતો કંટક ખેંચી કાઢીશ. વિશ્વમાં કોઇ જ અનાથ નથી, પ્રભુની અનુગ્રહ—સુધા સર્વ ઉપર સરખી વરસી રહી છે.

અનાથ—નૃપતિ ! તમારૂં કથન સાંભળી મને તમારા અજ્ઞાન ઉપર હાસ્ય આવે છે. તમે જે કાંઇ આપી શકો તેમ છો તે તો પૂર્વાશ્રમમાં મને સહુજ પ્રાપ્ત હતું લક્ષ્મીની [illegible]ઓ ન્હોતી. પુત્રવત્સલ માતા—પિતા, સુશીલ અને પ્રેમાળ પત્ની, આત્મવત્ સહોદર બંધુ, અને ભગિનીઓ તથા સ્નેહી મિત્રો એ સર્વ મને યથેષ્ટ પ્રમાણમાં હતું. સંસાર જે વડે સુખપૂર્વક ક્રમાય અને આખું આયુષ નિમિષ માત્રમાં વ્યતિત થયું

એમ કહેવા માગું છું કે આ આત્મા પ્રભુની કૃપાનું પાત્ર બની શક્યો છે, અને તે કૃપા શું કરવા સમર્થ નથી ? મને આપનું દર્દ—આંતર વ્યથા—નિહાળી બહુ દુઃખ થયું છે, મહારાજ ! કહેશો કે આપને હજુ સુધી શું ખટક્યા કરે છે ?

**અનાથ યોગી**—રાજન્ ! " હું સમજું છું " એવું અભિમાન એજ અજ્ઞાનને સૂચવનારૂં છે તમે મારા આત્માનું દર્દ મટાડી શકો અને શાંતિના રાજ્યમાં મને સદાને માટે સ્થાપી શકો એ પ્રકારના તમારા અભિમાનમાં મને શ્રદ્ધા નથી. અહીં આટલો કાળ તપ તપવાથી, ક્રિયા—અનુષ્ઠાનથી અને વિરાગ ભાવનાના સેવનથી મને જે મળી શક્યું નથી તે, સમૃદ્ધિ અને ઇંદ્રિય સુખોની મધ્યમાં વસનાર તમો સંસારીઓ અમને આપી શકો એ કેમ સંભવે ? નિરંતરના સદભ્યાસમાંથી મને જે શાન્તિ મળી શકી નહીં તે, સંસ્કારો વડે તિરસ્કાર પામેલા સંસાર સેવનથી તમને મળી હોય અને વળી તમે તે અમને આપી શકો એ કદી ન બને તેવી વાત છે.

**નૃપતિ**—મહારાજ ! આપના આ ઉદ્ગારો એ આપની શાસ્ત્ર-પ્રવૃત્તિ અને અનુષ્ઠાનના બાહ્ય સેવનથી પ્રકટવા યોગ્ય અભિમાનથી રંગાયેલા છે. મેં આપને પ્રથમજ કહ્યું છે તેમ યદ્યપિ આપના બાહ્ય પરિવેશમાં મને પક્ષપાત છે, અને ત્યાં મારૂં હૃદય સ્વભાવથી જ નમી પડે છે, તો પણ સત્ય અને આપને ખાતર કહેવું જોઇએ કે પ્રભુના રાજ્યમાં હજી આપે પહેલું જ પગલું મૂક્યું છે. પ્રભુનું જ્ઞાન અને સત્ય, દેશ કાળ તથા બાહ્ય પરિવેશ વડે મર્યાદા પામે છે એમ માનવું એજ પ્રભુના સ્વરૂપને મોટામાં મોટો અન્યાય આપવા બરાબર છે. જો

છે. પરંતુ જે કાંઇ અમર રહેવા યોગ્ય છે, જેની પ્રાપ્તિ થયા પછી કોઇ કાળે જેનો વિયોગ થવાનો નથી તેનું ભાન જાગ્રત રહે તે અભિમાન નથી, પણ એક પ્રકારની વિલક્ષણ પ્રબોધમય સ્થિતિ છે,—અથવા ઇશજ્ઞપ્તિ ( God consciousness ) છે. આવી ભૂલ આપે એકલાએ જ કરી છે એમ નથી. પ્રથમ સમાગમે પ્રભુએ જ્યારે મને કહ્યું કે-રાજન્ ! હું વિશ્વનો ઉદ્ધારક, વિશ્વનો નાથ, વિશ્વપ્રિય અને અનેક જીવોનો તારક છું—મારા યોગબળથી અનેક પ્રાણીઓ શાશ્વત કલ્યાણને પામશે" ( જગપીયા મહા જગનાહો ) ત્યારે મેં પણ તે પ્રભુને અભિમાની ગણી અન્યાય આપ્યો હતો. કેમકે તે કાળે મારી વ્યાખ્યાઓનું ધોરણ આ કાળે આપને છે તેવું પ્રાકૃત હતું, પણ જ્યારે હું સમજ્યો ત્યારે મને જણાયું કે પ્રભુને અભિમાની ગણવામાં મારૂં દોષ યુક્ત અંતઃકરણ જ હેતુરૂપ હતું.

અનાથ—અગાઉ કદી નહીં સાંભળેલા એવી તમારી વાણીથી મારી હૃદય-મર્યાદા આજે વિશાળ થતી મને અનુભવાય છે. હવે મને વિશ્વાસ આવે છે કે, પ્રભુની કૃપાને સ્થાન કે વેષનો પક્ષપાત નથી મારૂં અભિમાન ગળી પડતું જણાય છે. હવે મારૂં હૃદય હું જલદી ખુલ્લું મુકીશ.

નૃપતિ—પ્રભુની તાબેદારી કરવાની તક મને આપશો તો હું મારૂં સૌભાગ્ય લેખીશ આપનું અરધું દર્દ તો હું સમજી ગયો છું. આપને આ સંસાર સ્વાર્થી લાગ્યો એજ વાત આપને કરવાની છે, ખરૂં મહારાજ ?

અનાથ—રાજર્ષી ! એ પણ મારા દર્દનો એક વિભાગ છે. મારી એ માન્યતા શું ખરી નથી ? સંસાર સહુ સ્વાર્થનો

આંકવામાં ઠગાયો હતો. જેઓ દુઃખમાં ભાગ ન લઇ શકે તેઓ શું સ્વાર્થી લેખાવા યોગ્ય નથી ?

નૃપતિ—મહાનુભાવ ! આપના સ્વજનના આંસુની કિંમત આંકવામાં આપ ઠગાયા છો. એક મનુષ્યને અન્ય મનુષ્યના દુઃખના પ્રસંગે આંસુ આવે, ત્યાં આંસુ લાવનાર હૃદય સ્વાર્થી છે એમ કોણ કહી શકશે ? ખરૂં કહેવરાવો તો આપના જીવનની એ એકજ રસપૂર્ણ ક્ષણ હતી. વેદનીનો ઉદય એક પૂર્વકર્મનું ફળ હતું. અને આપના સ્વજનો એમાં ભાગ લઇ આપના દુઃખને ન્યૂન કરી શકે એમ ઇચ્છવું અને તે ઇચ્છા પાર ન પડવાથી તેમને સ્વાર્થી કહેવા એ આપનું અજ્ઞાન જ હતું. વળી આપના હૃદયનો જે અંશ જગતને સ્વાર્થી રૂપે ઓળખવા તત્પર થયો છે તે કેટલો સ્વાર્થી હોવો જોઇએ, તેનો આપે કદી વિચાર કર્યો છે ? વિશ્વને સ્વાર્થી ગણનાર પોતાના જ સ્વાર્થી હૃદયનો પડઘો પાડે છે. કેટલા બધા સંકોચની હદે આવ્યા પછી મનુષ્ય તેની આસપાસના સમુદાયને સ્વાર્થી કહી શકે છે ? આપનું દુઃખ આપના સ્વજનોથી ન્યૂન ન થઇ શક્યું એજ વિચારે આપને જો અનાથ બનાવ્યા હોય અને તે વ્યતિકરમાં તેમનો સ્વાર્થ જોઇ આપ તેમનાથી વિમુખ બની અહીં આવ્યા હો તો આપનું અનાથત્વ નિત્યને માટે કાયમજ રહેવાનું. વસ્તુ-સ્થિતિના અજ્ઞાનમાંથી ઉદ્ભવેલું કાર્ય યદ્યપિ ઉત્તમ અને શાસ્ત્રો વડે પ્રશંસા પામેલું હોય તો પણ કાંઇ ઇષ્ટ ફળને આપી શકતું નથી. આપ જે પ્રકારે સંસારથી નાસી છુટયા છો તે જ્ઞાની જનોને સંમત નથી. સંસારમાં અમુક ઇચ્છા પૂર્ણ ન થઇ અમુક દર્દના યોગે વ્યાકુળ બનવાનો પ્રસંગ આવ્યો એટલે તુરતજ

આપવાની પ્રવૃતિએ ચઢે છે ત્યારે તે એમ નથી જોતો કે ભોક્તા યોગીની ગુફામાં વસે છે કે, પ્રાસાદોની ટોચે વિરાજે છે ? ભગવી કફની પહેરી છે કે રત્નના આભૂષણો સજ્યા છે ? સુખ-દુઃખનો અનુભવ ઉભય સ્થાન કે સ્થિતિમાં એક સરખોજ રહે છે માત્ર પ્રભુના કૃપા પાત્ર મનુષ્યોને તે દ્વંદ્વમાંથી નીકળવાની યુક્તિઓ જાણી હોય છે, અને તે સમજાયા પછી કર્મનો મહા નિયમ તેને માટે અર્થ શૂન્ય થઇ પડે છે. કેમકે તે તેના આત્માને સ્પર્શી શકતો નથી.

**અનાથ**—દેવ ! એ યુક્તિ શું છે તે કૃપા કરી સમજાવશો ?

**નૃપતિ**—બાળકથી પણ તે સમજી શકાય એવી સરલ છે. કેમકે સત્ય હમેશાં સરલજ હોય છે. પાત્ર અંતઃકરણમાં તે સત્ય વિરમી શકે છે, અને અપાત્રને માટે હજારો વખત સાંભળ્યા છતાં તે અર્થ રહિત છે. વળી સત્યની સાચી જીજ્ઞાસા રાખનાર, સત્યને ગમે ત્યાંથી આકર્ષી શકે છે. આત્માને જ્યારે સત્યની તૃષા લાગે છે, ત્યારે તે તૃષાતુરના પુકારનો ઉત્તર ન મળે એમ બનતું જ નથી. "હું કેવા પ્રકારે સનાથ થઉં" એવો આપના આત્માનો પુકાર આપના અનાથત્વને દૂર કરી શકશે, કારણ કે આપનાં હૃદયમાં આપે સુધારણાનો અવકાશ રખ્યો છે. પરંતુ જો બાળ યોગીપણું સ્વીકારી લીધા પછી તુર્તજ મનાથત્વનો આરોપ કરી લીધો હોત તો ભૂલ સુધરવાનો સંભવ જ નહોતો. માણસ જ્યારે અજ્ઞાનથી કોઇ ભૂલ કરી બેસે છે, ત્યારે પણ જો તે અભિમાન રહિત હોય તો કાલક્રમે તે ભૂલ સુધરી શકે છે. અભિમાન એજ બંધન છે અને આપ તેથી મુક્ત છો; એ આપનું અનાથ યોગી એ પ્રકારનું અભિધાનજ જણાવી

ગ્રંથતાનો વિષય છે. અને તેઓ વેદનીના કદયનો પોતાની સાથે સ્પર્શ પણ થવા દેતા નથી દેહ સંબંધી પ્રબળ જ્ઞાનયુક્ત વિરાગથી તે તેમને પોતાનો મનાતો બંધ થયો હોય છે, તેથી દેહના ઉપર જે કાંઈ થાય તે પોતાના સ્વરૂપને થાય છે એવું તેઓ શામાટે માને ? તેમણે પોતાના નિર્મોહિત્વને એવા પ્રકારે કેળવ્યું હોય છે કે, દેહ સંબંધી કષ્ટો તેમના આત્માને સ્પર્શી શકતા નથી. જે પોતાનું સ્વીકારાયું નથી તેમાં પ્રગટતા વિકારને તે પોતાના વિકાર ગણતા નથી. પ્રાકૃત દૃષ્ટિ તો જ્ઞાની અને અજ્ઞાની ઉભયને થતા વેદનમાં એકજ કષ્ટની લાગણી જુએ છે. કેમકે ઉભયના દેહની સ્થિતિ એક સરખી વિકૃતિવશ હોય છે. પરંતુ વાસ્તવમાં ત્યાં પણ જ્ઞાની જનો પોતાનું સત્વ લેશ પણ ગુમાવતા નથી. જે અંશે દેહ પોતાનો મનાય છે અને ત્યાં મોહ અનુભવાય છે તે અંશે તેમાં ઉપસ્થિત થતા સુખદુઃખ પોતાને થતા મનાય છે. આપને ગૃહવાસ વખતે જે વેદનાનો અનુભવ થયો હતો તે પણ આપના મોહને લઇને જ હતો. વેદની તેવા પ્રકારની હતી તેવું કશુંજ નહોતું. આત્મા જ્યારે અમુક દર્દ પોતાને થતું માને છે ત્યારે જ તે દર્દ તેના આત્મા સુધી પહોંચી શકે છે. દર્દમાં આત્માને વ્યાકૂળ બનાવવાની કશીજ સત્તા નથી. આત્મા કોઇનાથી પણ દુઃખી થતો હોય તો તે પોતાવડે દુઃખી થાય છે. તે પોતાના દેહનું દુઃખ કલ્પી લે છે, અને ત્યાંથી જ તેના કષ્ટની શરૂઆત થાય છે. જે પોતાનું નથી તેને પોતાનું ગણવું એ પહેલી ભૂલ છે, અને એક ભૂલ અનેક ભૂલોની પરંપરાને ખેંચી લાવે છે.

અનાથ—પણ દેવ ! જે વેદન પ્રકટ થતું અનુભવાય છે

-ર્જતાનો વિષય છે. અને તેઓ વેદનીના ઉદયનો પોતાની સાથે સ્પર્શ પણ થવા દેતા નથી દેહ સંબંધી પ્રબળ જ્ઞાનયુક્ત વિરાગથી તે તેમને પોતાનો મનાતો બંધ થયો હોય છે, તેથી દેહના ઉપર જે કાંઇ થાય તે પોતાના સ્વરૂપને થાય છે એવું તેઓ શામાટે માને ? તેમણે પોતાના નિર્મોહત્વને એવા પ્રકારે કેળવ્યું હોય છે કે, દેહ સંબંધી કષ્ટો તેમના આત્માને સ્પર્શી શકતા નથી. જે પોતાનું સ્વીકારાયુ નથી તેમાં પ્રગટતા વિકારને તે પોતાના વિકાર ગણતા નથી. પ્રાકૃત દૃષ્ટિ તો જ્ઞાની અને અજ્ઞાની ઉભયને થતા વેદનમાં એકજ કષ્ટની લાગણી જુએ છે. કેમકે ઉભયના દેહની સ્થિતિ એક સરખી વિકૃતિવશ હોય છે. પરંતુ વાસ્તવમાં ત્યાં પણ જ્ઞાની જનો પોતાનું સ્વત્વ લેશ પણ ગુમાવતા નથી. જે અંશે દેહ પોતાનો મનાય છે અને ત્યાં મોહ અનુભવાય છે તે અંશે તેમાં ઉપસ્થિત થતા સુખદુઃખ પોતાને થતા મનાય છે. આપને ગૃહવાસ વખતે જે વેદનાનો અનુભવ થયો હતો તે પણ આપના મોહને લઇને જ હતો. વેદની તેવા પ્રકારની હતી તેવું કશુજ નહોતું. આત્મા જ્યારે અમુક દર્દ પોતાને થતું માને છે ત્યારે જ તે દર્દ તેના આત્મા સુધી ફેલાઇ શકે છે. દર્દમાં આત્માને વ્યાકુળ બનાવવાની કશીજ સત્તા નથી. આત્મા કોઇનાથી પણ દુઃખી થતો હોય તો તે પોતાથીજ દુઃખી થાય છે. તે પોતાના દેહનું દુઃખ કલ્પી લે છે, અને ત્યાંથી જ તેના કષ્ટની શરૂઆત થાય છે. જે પોતાનું નથી તેને પોતાનું ગણવું એ પહેલી ભૂલ છે, અને એક ભૂલ અનેક ભૂલોની પરંપરાને ખેંચી લાવે છે.

અનાથ—પણ દેવ ! જે વેદન પ્રકટ થતું અનુભવાય છે

અનાથ—આપની વાણી પરથી હું જોઈ શકું છું કે મારા સંસારત્યાગને આપ પરોક્ષ રીતે દોષરૂપે જુઓ છો.

નૃપતિ—પરોક્ષ રીતે નહીં, પણ સીધી રીતે કહું છું કે તે દોષ રૂપજ હતું. આપના ત્યાગની પાછળ જે સંકોચવૃત્તિ છુપાયેલી હતી તેજ આપની અશાંતિનું મૂળ હતું. જે ભાવનાઓથી આપનો ત્યાગ ઉદ્ભવ્યો હતો તે છેકજ બાલીશ હતો. આપ સંસારની કાલ્પનિક બુરાઈ દેખીને રીસાઈ આવ્યા છો. અને જે દૃષ્ટિ એક સ્થળે બુરાઈ કલ્પે તે બધેજ કેમ ન કલ્પે? ફરીને એની એજ વાત કહીશ કે શાંતિ વસતીમાં નથી તેમ જંગલમાં પણ નથી. વિશ્વને ગાળો આપીને મનુષ્ય જ્યારે વસતીથી છુટો પડે છે અને જંગલમાં વસે છે ત્યારે તે ત્યાં દેવ થવાને બદલે જંગલના પશુઓના જેવો પશુ બને છે. મનુષ્યના સમાજમાંથી તે જે ભાવનાઓ કેળવીને ત્યાંથી છુટો પડયો હોય છે તેજ ભાવનાઓ જંગલમાં ઉત્કટ રૂપે ઘડાય છે. જ્ઞાનનો પાયો સંસારમાં છે અને સંસારનું સ્વરૂપ સંસારમાંજ સમજાવા યોગ્ય છે. જ્યારે તે યથાર્થ સમજણ સાથે સંસારથી છુટો પડી આત્માના ઉંડા અનુભવ અર્થે જંગલના નીરવ પ્રદેશમાં આવે છે, ત્યારે સંસારની સમસ્ત વિભૂતિઓ તેને તેના પ્રયત્નમાં સહાય અર્પે છે. તેવો પુરૂષ જગતને નીંદવાને બદલે તેનો સખા બને છે. પ્રત્યેક પ્રાણી ઉપર તેનો નિરવધિ પ્રેમ હોય છે, અને ઔદાર્યની એ મહા ભાવનામાંથી તેના કાર્યની સિદ્ધિ ઉપજી આવે છે.

અનાથ—ત્યારે દેવ? શું આપ એવું ઇચ્છો છો કે મારે પુનઃ ગૃહવાસમાં જઈ સંસારનું સ્વરૂપ અનુભવવું અને બને તેટલું નિર્મોહીપણું ત્યાંજ ઉપાર્જવું?

# આપણું આરિસા ભૂવન.

## આધ્યાત્મિક ઘટના

જૈન દર્શનના કથાનુયોગમાં એક એવી મતલબની-પણ રહસ્યપૂર્ણ-આખ્યાયિકા છે કે, ભરત ચક્રવર્તી, એક દિવસે આરિસાભુવનમાં પોતાનું પ્રતિબિંબ નીહાળતા હતા, ત્યાં એકાએક તેમને કૈવલ્ય-જ્ઞાન પ્રકટ થયું. જગતની સ્થૂળ દૃષ્ટિ આ બનાવને અંધ શ્રદ્ધાના બળથી વાસ્તવિક સત્ય તરીકે નીભાવી લે તેમ છે. પરંતુ વિચારવાનને સ્વાભાવિક પ્રશ્ન એ ઉપસ્થિત થવા યોગ્ય છે કે એક માણસ દર્પણમાં પોતાના પ્રતિબિંબને જુએ તેટલામાં જ તેને કોઈ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કેમ થાય? તેથી ઉલટું આપણે અનેકવાર નિત્ય આરિસામાં મોઢું જોતી વખતે, કશી પણ લાગણી અનુભવતા હોઈએ છીએ તો તે માત્ર આપણા મુખમંડળના સૌંદર્યના અભિમાનની જ હોય છે. એક પામર મનુષ્યને પણ આરિસામાં પોતાનું પ્રતિબિંબ નિહાળતી વખતે કોઈ ને કોઈ વિશિષ્ટ દેહાભિમાનની વૃત્તિ સ્ફુરી આવે છે. તે પોતાની મૂછ-દાઢી અને કેશને સુમાર્જિત જોઈ પોતાને પોતાના ઇતર બંધુઓથી અધિક સ્વરૂપવાન માની આનંદ અનુભવે છે. તો પછી એક ચક્રવર્તી નૃપ પોતાના અલૌકિક દિવ્ય સ્વરૂપને પ્રતિબિંબિત નીહાળતી વખતે, કોઈ પ્રકારની જ્ઞાનોત્પતિ માટે આવશ્યક વિરાગ કેવી રીતે અનુભવી શકે? મોહ અને અહંતાના બળવાન નિગડમાંથી કૈવલ્યને કેવી રીતે શોધી શકે? આવો પ્રશ્ન બુદ્ધિમંતોને સહેજે થવા યોગ્ય છે. સ્થૂળ ભૂમિકા ઉપર એનો નિર્ણય બની આવવો અશક્ય છે.

દોડનો હોય છે ત્યારે ત્યારે તે પોતાનીજ પાછળ દોડનો હોય છે.
સુખ પોતામાં છે, અને તેની શોધ તે પોતાના સ્વરૂપનીજ શોધ
છે, પછી ભલે તે સુખ બાહ્ય પદાર્થ કે કોઇ વ્યક્તિ વિશેષમાં
સમજાતું હોય, તો પણ તેથી તે સુખનું સાચુંસ્થાન બદલાઇ
જતું નથી. રસ અને તૃપ્તિ મેળવવા મનુષ્યે એવા પદાર્થ—વિ-
શેષને મેળવવો જોઇએ કે જે મેળવ્યા પછી તેને અધિકની ઇ-
ચ્છાજ રહે નહીં—પૂર્ણ પર્યાપ્તિજ અનુભવાય. આવી સ્થિતિ
પ્રાપ્ત કરવા પ્રાણીમાત્રની પ્રવૃત્તિ હોય છે. તે રસમય અંશને
શોધવા માટે આપણ—સર્વનું પ્રયાણ છે અમે અને તમે એની
જ શોધમાં છીએ, અને તે ભાવનામય તત્વને પકડવા મથીએ
છીએ. પરંતુ જ્યાં તે પકડાવાની અણી ઉપર આવે છે ત્યાં
તુર્તજ તે છટકી જાય છે, અને છેટેનું છેટે આપણને લલચાવ-
તુંજ રહે છે. આપણે તેની પાછળ પાછળ ભટકીએ છીએ,
અને માનીએ છીએ કે અમુક પદાર્થને મેળવ્યા પછી આપણે
પર્યાપ્તિ અનુભવીશું. પરંતુ તે મળતાંજ પાછો નિર્વેદ ખડો
થાય છે—એ તૃપ્તિ વધારે વાર ટકી શકતી નથી. વિશ્વના ખા-
નપાનાદિ અને વૈભવ—ઐશ્વર્યાદિમાં જે રસમયતા સમજાય છે તે
તેની પ્રાપ્તિ અનંતર રહેતી નથી. બીજીજ ક્ષણે તે રસ વિરસ
બની જાય છે વૃત્તિ વિકલતા અનુભવવા માંડે છે. “ગમતું ન-
થી.”—“કશામાં મજા પડતી નથી” એવા પ્રકારની નીર-
સતા પાછી સાથે આવીને ઉભી રહે છે. ખાનપાન, રંગરાગ,
નાટ્યવિલાસ, કાવ્યતરંગ એ વિવિધ યોજનાઓ આ રસમયતાને
નિર્વેદથી બચાવવા માટેજ છે. તે તૃપ્તિની પર્યાપ્તિ થાય તે માટે
તેમાં કાંઇનું કાંઇ વિશિષ્ટતર ખાસુરા માટે છે પરંતુ એ-
કજ ક્ષણ પછી પુનઃ વિકળતા ઉપસ્થિત થાય છે. પર્યાપ્તિ માટે

રીએ. શબ્દોમાં એવી સત્તા નથી કે તે ભાવનામય સ્વરૂપને ગૂંઢેણુ કરી અક્ષરાત્મક કરી શકે છતાં વાક્ય વિન્યાસને અવળે સવળો ઉલટાવી, પુનરૂક્તિ દોષને પણ વ્હોરી લેઇ, થાય તેટલું સ્પષ્ટીકરણ કરીએ. જે સ્વરૂપ વાણીથી પર છે, તેને વાણીના પ્રદેશમાં ધસડી લાવવા જરા મથીએ એ અશક્ય વાત શક્ય કરવા શાસ્ત્રકારો પણ નેતિ નેતિ અને અવાચ્ય કહેતાં કહેતાં પણ શબ્દોનો ધસારો કરી કાંઇક દિવ્ય તણખો મૂકતા ગયા છે. એ તણખા વડે જ આ વિશ્વનું પરમ સૌભાગ્ય છે.

સુખ-તૃપ્તિનું સ્થાન આપણામાં છે. પણ 'આપણે" કોણ અને ક્યાં છીએ ? "આપણુ" એ તત્વ ક્યા સ્વરૂપનું અભિવ્યંજક છે ? એ તૃપ્તિ આપણા શરીરની છે, ઇન્દ્રિયોની છે, મનની છે કે શાની છે ? તૃપ્તિનો અનુભવ લેનાર અંશ એ સર્વથી પર છે. ખાનપાન કે અનુકુળ પદાર્થોના સંયોગથી શરીર તે તૃપ્તિ અનુભવે છે. પણ તેનો અનુભવ કરનાર શરીરથી કોઇ ઇતર પદાર્થ છે. કેમકે સ્વપ્નાવસ્થામાં શારીરિક ભોગો તાદૃશ્ય અનુભવાય છે છતાં તે અવસ્થાની તૃપ્તિ શરીરને નથી થતી, એવો અનેકોને અનુભવ છે ત્યાં સુખોની ઉપલબ્ધી વેદનાર શરીર નથી પણ-શરીરનો માલીક છે. તે અનુભવો લેનાર શરીરથી કોઇ પર છે. તેજ પ્રકારે અનેક ભવ્ય ભાવનાઓ, ઉર્મીઓ, કાવ્યતરંગો અને સૌંદર્ય ઘટનાઓથી જે સુખ મન અનુભવતુ જણાય છે તે પણ આભાસ માત્ર જ છે. મન તો તે તે બુદ્ધિ, ઉર્મી, ઇચ્છા, આદિ રૂપે પરિણામ-આકાર પામે છે. મન એ જડનું સૂક્ષ્મ સ્વરૂપ વિશેષ છે. સ્થૂલ-જડના વિકાર જેમ ઘટ-પટાદિ ગ્રાહક સ્થૂલ છે તેમ સૂક્ષ્મ જડના-મનના વિકાર વૃત્તિ-ઉર્મી-તરંગ આદિરૂપે સૂક્ષ્મ છે બાહ્ય નિમિત્તને ઉદ્બોધક મળ્યો તે અનેક પરિણામ પામી વિવિધ આકાર રૂપ થાય છે તે તો માત્ર બહુરૂપી છે. જૂદા જૂદા વેષ ધારણ

એમ અવસ્થા કશાનો વિષય બને તેમ નથી. તે આનંદ સ્વરૂપ છે. તૃપ્તિ અને સુખ માટે ત્યાં આવવું જોઇએ. ભરત ચક્રેશ્વરી ત્યાં આવ્યા હતા. પોતાના પ્રતિબિંબને શોધતાં શોધતાં છેવટે જ્યાં પોતાનું સાચું પ્રતિબિંબ ઝીલાયું ત્યાં આવ્યા હતા, સર્વ સ્થળોએથી નિરાશા પામી આદર્શ ભૂવનનો આશ્રય શોધ્યો હતો.

પ્રાણીમાત્રને પોતાનું પ્રતિબિંબ મેળવ્યા સિવાય આનંદ નથી. આનંદ એ આત્માનું જીવન છે. તે અત્યારે તેને બહિર્ પ્રદેશમાં શોધે છે—અનંત કાળથી શોધે છે. પરંતુ સ્વરૂપના લાભ વિના આનંદ કયાંઇ નથી, અને સ્વરૂપનું પ્રતિબિંબ લેવા માટે આદર્શભૂવનમાં આવવુંજ જોઇશે અતનો વિશ્રામ તો એજ છે. તેમાં આવવાનો રસ્તો દુર્ગમ કે દુર્લભ નથી. તે આપણું સ્વાભાવિક સ્થળ છે. નિત્ય પ્રતિ થોડી થોડીવાર ત્યાં આવવાનો અભ્યાસ રાખો. તમારા વાસ્તવ "આપણને" ઝીલવા પ્રયત્નશીલ થાઓ, અને અનંતકાળના બહિર્ દ્રષ્ટિના અભ્યાસબળથી સંક્ષોભ થાય તો પણ દ્રઢતાથી તે ભાવનામય અંશને પ્રતિબિંબિત કરવા પ્રયત્નશીલ થાઓ. વાણી વડે તે સ્વરૂપનો અધિક પ્રબોધ થઇ શકે તેમ નથી. તે સ્વરૂપ શું છે તે કોઇથી કહેવાય તેમ નથી. પરંતુ તે શું નથી એ નિષેધાત્મક પદ્ધત્તિની સહાયતાથી તેને વાણીનો વિષય કરી શકાય છે. જે તે નથી. ત્યાં 'આપણે"ની ભાવના ઉઠાવી લેઇ; છેવટે જેની પાર કોઇ નથી એવા અંશમાં તેને સ્થાપવી એ પરમ ધ્યાન છે. મનુષ્ય જીવનનું ત્યાંજ પરમ સાફલ્ય છે. ભરતચક્રવર્ત્તિનો એ અંતિમ વિશ્રામ હતો, અને એજ આરિસાભૂવન પ્રાણીમાત્રનુ–ભવ્યોનું છેવટનું શરણ છે. બંધુ! તમે પણ તમારા પ્રતિબિંબને મેળવી અનંત સુખ અનંત તૃપ્તિ અને રસમયતા પ્રાપ્ત કરો.



